# કિશોરસિંહ

પ્રયોજક
ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

# કિશોરસિંહ

## કિંવા

## દુઃખનો પહાડ !

### દ્વિતીયવિભાગ


પ્રયોજક
ત્ર્યંબકલાલ જીવરાજ જોશી
માળીલા-( અમરેલી-કાઠિયાવાડ )
હાલ-પીરમશાહ રોડ-અમદાવાદ.



પ્રકાશક,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
બુકસેલર એન્ડ પબ્લીશર,
ત્રણ દરવાજા-અમદાવાદ.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૯. વિક્રમાબ્દ ૧૯૭૫.

મૂલ્ય રૂ. ૨-૪-૦

પ્રથમાવૃત્તિ

પ્રત ૧૦૦૦



एको वशी सर्वभूतांतरात्मा ।
एकं रुपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥

—कठोपनिषद्

नित्यो नित्यानां चेतनश्चेतनाना-
मेको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां शांतिः शाश्वती नेतरेषाम् ॥

—कठोपनिषद्

અમદાવાદઃ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



શ્રીયુત હીરાલાલભાઈ રણછોડદાસ.

લક્ષ્મી આર્ટ, ભાયખલા, મુંબઈ.

# અર્પણ પત્રિકા

મહામાન્ય શ્રીમાન સાહિત્યાનુરાગી,

બહુગણાન્વિત શેઠ શ્રી

## હીરાલાલ રણછોડદાસ શાહ

શુભનિવાસ–અમદાવાદ.

આપશ્રીનો અપૂર્વ સાહિત્યાનુરાગ, ઉદાર સ્વભાવ, પરોપકારવૃત્તિ, સ્વદેશભક્તિ, ગુર્જર સાહિત્યને ઉન્નત જોવાની ઉચ્ચ અભિલાષા, અલૌકિક ગુણગ્રાહકતા તથા અનેક શુભ ગુણોથી આકર્ષાઇને તથા આપ મારાપ્રતિ જે સ્નેહ દર્શાવો છો, તેના ઋણમાંથી કિંચિત્ મુક્ત થવાની અભિલાષાથી, હું આ નીતિ–અનીતિના સંઘર્ષમાં પરિણામે નીતિના વિજયથી વિભૂષિતા થયેલી નવરસપરિપ્લુત નવલકથા પરમ પ્રેમ અને શ્રદ્ધાસહિત આપના વિનય–નમ્ર ચારિત્ર્યયુક્ત સુનામની સાથે સંલગ્ન કરીને કૃતાર્થ થાઉં છું, તથા પરમ પ્રેમમય પરમાત્મા આપની સર્વ શુભાભિલાષાને પૂર્ણ કરે, એવી તે વિશ્વનિયંતાને વિશુદ્ધ હૃદયથી પ્રાર્થના કરૂં છું. અસ્તુ.

આપનો નિરંતર શુભાકાંક્ષી,

**ત્ર્યંબકલાલ જોશી.**

" Ceun This suspense,
This horrid fear—I can no longer bear it
For heaven's sake, tell me, what has taken place."
Coteridge:—The Death of Walleustein.
*Act, I Scene IX*

---

"This is the man should do the bloody deed:
The image of a wicked heinous fault
Lives in his eye; that close aspect of his
Does show the mood of a much-troubled-breast."
*Dodd's "Beauties of Shakspear."*

---

" Who never ate his bread in sorrow;
Who never spent the midnight hours.
Weeping and waiting for the morrow,
He knows ye not, ye heavenly powers."
*—Goethe, translated by Carlyle.*

## પ્રસ્તાવના

પરમ પ્રેમમય પરમાત્માની અપાર કરુણાથી હું પ્રસ્તુત નવલ-કથાનો આ દ્વિતીય વિભાગ ઘણોજ થોડા સમયમાં વાંચકબંધુઓની સેવામાં સમર્પિત કરી શક્યો છું અને તૃતીય વિભાગ પણ તેવીજ ત્વરાથી પ્રકટ કરી શકીશ, એવી આશા ધરાવું છું.

આ દ્વિતીય વિભાગનાં કેવળ નવલકથાના નાયક કિશોરસિંહના સંબંધમાંજ બનેલી અનેક અવનવી અદ્દ્ભુત ઘટનાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. દૈવયોગે મૃત્યુદંડથી મુક્ત થઇ પુનઃ નિર્દોષ તથા નિષ્કલંકપણે પોતાના પાલિતપિતાના પ્રેમભાજન થવું, દુષ્ટ રાજા ભૂપસિંહની ધૃષ્ટતા બદલ સુરંગપૂરના રાજદરબારમાં અભિયોગ રજૂ કરવા જતાં, એક પ્રકારના કુટિલ કુચક્રમાં આવી પડવું આદિ અનેક ઘટનાઓ કિશોરસિંહનાં ઉચ્ચ જીવનને ઘણી સારી રીતે પ્રકટ કરી આપે છે. કિશોરસિંહ રાજા દીનવલ્લભસિંહને મુક્ત કરવાની જે દૃઢ પ્રતિજ્ઞા લઇને મૃત્યુની પણ અવહેલના કરે છે, તે સ્પષ્ટ રીતે સર્વના હૃદયમાં સજ્જડ અસર કર્યા વિના રહેતી નથી.

વળી, સેનાપતિ વીરબહાદુર અને રાજકુમાર મણિભૂષણના પ્રેતા-ત્માઓ શત્રુગઢદુર્ગમાં જે ઉન્માદ મચાવી મૂકે છે અને કિશોરસિંહ તે પ્રેતોના સહવાસમાં આવવા છતાં દૃઢ હૃદયથી પરોપકારવ્રતમાં નિમગ્ન રહે છે, એ પ્રસંગ પણ તેના જીવનની ઉચ્ચતાની જેવી તેવી વૃદ્ધિ કરતો નથી.

હવે પછીના આ પુસ્તકના તૃતીય વિભાગમાં કિશોરસિંહની કાર્યકુશળતા તથા વીરતાનો જે અવર્ણનીય પરિચય કરાવવામાં આવશે, તે વાંચીને વાંચકનું મન સ્તંભિત થયા વિના રહેશે નહિ. રાજા ભૂપસિંહની કુટિલતાનું કુપરિણામ, દસ્યુ સરદાર મહાવીરની દુષ્ટતાનું પતન, કિશોરસિંહની રાજ્યપ્રાપ્તિ આદિ સર્વ પ્રસંગો અત્યંત ભાવવા-હક ઘટનાઓથી ભરપૂર છે, માટે અમો એ વિભાગ પણ સર્વ વાંચક બંધુઓને વાંચવાની ખાસ ભલામણ કરી છીએ. અસ્તુ.

આશા છે કે, આ પુસ્તકના પ્રથમ વિભાગની પેઠે આ દ્વિતીય વિભાગ પણ વાંચક બંધુઓના આદરને પ્રાપ્ત થશે, તો હું મારા પ્રયાસને સફળ થયો માનીશ.

અંતે જે કરુણાનિધાન વિશ્વનિયંતાની પરમકૃપાથી હું આ પુસ્તકના દ્વિતીય વિભાગને પરિપૂર્ણ કરી શક્યો છું, તે પરમાત્માનો અંતઃકરણ-પૂર્વક ઉપકાર માની અહીંજ મારી આ પ્રસ્તાવનાને સમાપ્ત કરું છું.

**પીરમશાહ રોડ—અમદાવાદ** } સાહિત્યાનુરાગી સેવક—
**તા. ૧—૧—૧૯.** } **ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.**

# અનુક્રમણિકા

## દ્વિતીય વિભાગ

# રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત ઉત્તમ નવલકથાઓ.

| | | | |
|---|---|---|---|
| ૧ | સુરાદેવી (પ્રથમ ખણ્ડ) | મૂલ્ય રૂ. | ૨—૦—૦ |
| ૨ | ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૩ | ,, (તૃતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૪ | સંસાર સંગ્રામ (પ્રથમ ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૫ | ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૬ | કમલાદેવી (ઐતિહાસિક) | ,, ,, | ૧—૮—૦ |
| ૭ | ભવાનીનો ભોગ (પ્રથમ વિભાગ) | ,, ,, | ૧—૪—૦ |
| ૮ | ,, ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૯ | પરાક્રમની પતાકા (ડિટેક્ટિવ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૦ | સંતપ્ત શયતાન (પ્રથમ વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૧૧ | ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૧૨ | ,, (તૃતીય વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૧૩ | કિશોરસિંહ (પ્રથમ વિભાગ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૪ | ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૫ | કલંદરની કટાર (પ્રથમ ખણ્ડ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૬ | ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૨—૮—૦ |
| ૧૭ | ,, (તૃતીય ખણ્ડ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૮ | તારાસુંદરી (ઐતિહાસિક) | ,, ,, | ૨—૮—૦ |
| ૧૯ | ભેદી ખજાનો (ડિટેક્ટિવ) | ,, ,, | ૨—૪—૦ |
| ૨૦ | બાગે શયતાન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૧ | શયતાનસદન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૨ | ગેબી ખૂન ( ,, ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૨૩ | રાક્ષસોની રતિક્રીડા | ,, ,, | ૨—૦—૦ |
| ૨૪ | ભેદી શાહજાદી (ઐતિહાસિક) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૨૫ | અઠંગ ઉઠાવગીર | ,, ,, | ૨—૪—૦ |
| ૨૬ | ગુરુ ગોવિંદસિંહ (જીવન ચરિત્ર) | ,, ,, | ૨—૪—૦ |
| ૨૭ | રમણીની રણભૂમિ (ઐતિહાસિક) | ,, ,, | ૨—૮—૦ |
| ૨૮ | કરુણા કુમારી ( ,, ) | ,, ,, | ૨—૮—૦ |
| ૨૯ | કિશોરસિંહ (તૃતીય વિભાગ) | ,, ,, | ૨—૮—૦ |
| ૩૦ | ભેદી શાહજાદી (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૨—૦—૦ |

મળવાનું ઠેકાણું:—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

ॐ तत्सत्परमात्मने नमः

# કિશોરસિંહ

કિંવા

# દુઃખનો પહાડ !

---

## દ્વિતીય વિભાગ

---

### પ્રથમ પ્રસંગ

### મહાવીરની મંત્રણા

---

તમારાને અમારાને, ગુણો કે ભાગશો તોયે;
તમારૂં ને અમારૂં એ ગુણ્યે ભાગ્યે થવાનું છે;
થવાનું તે થનારૂં છે, જવાનું તે જનારૂં છે;
તમારૂં ને અમારૂં એ થનારૂં છે, જનારૂં છે;
તમારૂં તે અમારૂં ને અમારૂં તે તમારૂં છે;
તમારૂં કે અમારૂં સૌ જનારૂં છે, જનારૂં છે;
તમારાને અમારાની, અરેરે ! ખેંચતાણો શી ?
તમારૂં ને અમારૂં શું? જનારૂં તે જનારૂં છે!

તકિલ

---

**ભીલ** દસ્યુ મહાવીરના સુપ્રસિદ્ધ કાલદુર્ગના એક એકાંતમય કક્ષમાં દીપદાનીપર ધીમો ધીમો એક દીવો સળગી રહ્યો હતો, દસ્યુ સરદાર મહાવીર પોતાના સહોદર રણવીરની સાથે એકાંતમાં એક વ્યાઘ્ર-ચર્મપર બેસીને કાંઇક ગુપ્ત સલાહ કરી રહ્યો હતો, તેમની બન્નેની વચ્ચે જે વાતચીત થતી હતી, તે તેમની માતૃભાષામાં જ થતી હતી. પરંતુ વાંચકવર્ગની સરળતા માટે અમો તેનો મર્મ અનુવાદ કરીને આ સ્થળે પ્રકટ કરીએ છીએ.

કિશોરસિંહનો ન્યાયસભામાં ઇન્સાફ થયા પછી એક દિવસ વીતી ગયો હતો. હવે માત્ર એક દિવસ જ કિશોરસિંહ આ અવનીમાં રહી શકે તેમ હતો. બીજે દિવસે રાત્રે તેને મૃત્યુની મહા ભયાનક સજા થવાની હતી. હવે તેના જીવનકાળના પૂરા આઠ પ્રહર જ અવશિષ્ટ રહ્યા હતા.

લગભગ એક પક્ષ પહેલાં ઉભય લૂટારા બંધુઓ કિશોરસિંહના હાથથી સખ્ત જખ્મી થયા હતા. અને એ જખ્મથી તેઓ બન્ને એ પંદર દિવસ સુધી બરાબર પથારીવશ રહ્યા હતા. પંદર દિવસ પછી તેઓ કાંઇક સ્વસ્થતા સંપાદન કરી શક્યા હતા. પંદર દિવસ પછી તેઓ આજે રુગ્ણશય્યા પરથી ઉઠી બેઠા થયા હતા; તેઓ હજી માત્ર ઉઠીજ શક્યા હતા, પરંતુ સંપૂર્ણ રૂપે આરોગ્ય પ્રાપ્ત કરી શક્યા નહોતા; શરીરમાં હજી સુધી બળનો જોઇએ તેવો સંચાર થયો નહોતો. હજી સુધી તેમનામાં ઉઠીને હાલવા ચાલવાની શક્તિ આવી નહોતી, તેમ છતાં પણ અત્યારે રાત્રિના બીજા પ્રહર સુધી તેઓ શા માટે જાગતા બેઠા હશે ? એવા અનારોગ્ય દેહને તેઓ પાછા રાત્રિના ઉજાગરાનું કષ્ટ શા કારણથી આપતા હશે ? તેનું કારણ છે, ખાસ અગત્યનું કારણ છે; દુર્દાન્ત દસ્યુ મહાવીર કિંવા તેનો ઉપયુક્ત સહોદર રણવીર વિનાકારણ કદાપિ કોઇ કાર્ય કરતો જ નથી. આજે તેમને આવી અવસ્થામાં એવી રીતે રાત્રિ વ્યતીત કરવાનું ખાસ કારણ હતું, મુખ્ય ઉદ્દેશ હતો. તેઓ ક્ષણે ને ક્ષણે કોઇના આવવાની વાટ જોઇ રહ્યા હતા.

રાત્રિ બીજા પ્રહરમાં પ્રવેશી ચૂકી હતી. દસ્યુ સહોદરો પહેલાંની પેઠેજ વાતોચીતો કરતા બેઠા હતા. વારંવાર તેઓ દરવાજા તરફ સતૃષ્ણ નયનોથી દૃષ્ટિપાત કરતા હતા, વારંવાર તેમની વચ્ચે બોલાચાલી થયા કરતી હતી અને નજીકના મૃતિકાના પાત્રમાંથી સુરાના પ્યાલાઓ ભરી ભરીને એક પછી એક ઉદરમાં પધરાવતા હતા. શરીરમાં વ્યાપેલી શિથિલતાને દૂર કરનારી તીવ્ર વારૂણી કિંવા મદિરાના સેવનથી તે અસુર મૂર્તિના બન્ને લૂટારા ભાઇઓનાં મુખ તથા રાગ–રોષ આદિ સર્વેએ અધિકતર ભીષણભાવ ધારણ કરવા માંડ્યો હતો. તેમનાં નયનોનાં તારાઓને ભેદીને જાણે વિદ્યુતની રશ્મિઓ બહાર નીકળતી હતી. તેઓ જાણે બરાબર, રણચામુંડાના રણમાં હારેલા દૈત્યપતિ શુમ્ભ સહોદર નિશુમ્ભની સાથે વૈરનો પ્રતિશોધ લેવાની પ્રબળ આકાંક્ષાને

હૃદયમાં ધારણ કરીને પ્રતિક્ષણે પ્રતિપક્ષ સુર–દેવપક્ષના આગમનની પ્રતિક્ષા કરી રહ્યા હતા.

કાલી—દુર્ગના પાતાળ–ગૃહમાં ઉન્માદિની તથા તે હતભાગ્ય અજ્ઞાત–બન્દી પહેલાંની પેઠે જ કારાગૃહમાં કેદ હતા. જે દિવસે વિજયમણિને કપટકળાથી ભૂલાવીને, ચપળ દીવાનીએ એ અજાણ્યા બંદીવાનને લૂટારાના પંજામાંથી છોડાવવાનો પ્રયત્ન કર્યો હતો, તેને બીજે દિવસે તેને ફાંસી આપવાનો ઠરાવ થઇ ચૂકયો હતો. પરંતુ તેજ. રાત્રે દસ્યુ દલપતિ મહાવીર અને રણુવીર બન્નેને ઘાયલ થઇને દુર્ગમાં લાવવામાં આવેલા હોવાથી તેમના મૃત્યુની સજાને મુલ્તવી રાખવામાં આવી હતી. સરદારની એવી અવસ્થા જોઇને વિજયમણિ આજ સુધી દીવાનીના સંબંધની એ સર્વ વાતોને બિલ્કુલ કહી શકયો નહોતો; તેનાથી કોઇ પણ કથા કહેવાનું સાહસ થઇ શકયું નહોતું, તે તેના સરદારના સ્વભાવને ઘણી સારી રીતે જાણતો હતો. સરદારની પરવાનગી મળ્યા સિવાય, અથવા તેની શારીરિક સ્થિતિ અસ્વસ્થ હોય, ત્યારે કોઇપણ મનુષ્ય કાંઇપણ વાત કહેવાને તેની પાસે જતું તો, તે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તે મનુષ્યને મરણને શરણુ કરવાનીજ સખ્ત સજા ફરમાવી દેતો. એથી એ પંદર દિવસના લાંબા સમયમાં તે બન્ને ભાઇઓની પાસે આવવાનું અથવા કોઇપણ વાતચીત કરવાનું સાહસ કોઇનાથી પણ થઈ શકયું નહોતું. કેવળ એક અસ્ત્ર–ચિકિત્સક હમેશાં દિવસમાં બેવાર આવીને તેમને જોઇ જતો તથા તેનો વિશ્વાસુ અનુચર દેવરાજ હમેશાં એકવાર તેમની પાસે આવી જતો. સરદારને જે કાંઇ ગુપ્ત સલાહ કરવી હોય અથવા અગત્યનું કામકાજ ફરમાવવું હોય, તો તે ફક્ત તે દેવરાજનેજ ફરમાવતો હતો. દેવરાજની સાથેજ મુખ્યત્વે તેની બધી સલાહ–મસલત ચાલતી. દેવરાજ વિના બીજા કોઇને પણ તેની પાસે આવવાની પરવાનગી મળી શકતી નહિ. એ કારણથીજ તે પાતાળપૂરીના અંધકારમાં છુપાયલા અજાણ્યા બંદીવાનનું તથા આપણી સુપરિચિતા ઉન્માદિનીનું હતભાગી જીવન અત્યાર સૂધી બચી શકયું હતું.

આજે પ્રભાતમાં બન્ને દસ્યુ સહોદરોએ કિશોરસિંહના ઇન્સાફના પરિણામ સંબંધી સમસ્ત વૃત્તાંત સાંભળ્યો હતો, કિશોરસિંહને ફાંસીની સજા થવાની છે, એવી વાત સાંભળીને તેમના આનંદની પરિસીમાજ રહી નહિ. કારણ કે, એ કિશોરસિંહના હાથથી તેઓ

તેવી રીતે જખ્મી થવા પામ્યા હતા, એ કિશોરસિંહે તેમના ત્રણ મહા વીર અનુચરોના પ્રાણનો વિનાશ કર્યો હતો; એ કિશોરસિંહેજ બબ્બે વાર તેમના કરાલ કવલમાંથી રાયકુમારી સુશીલસુન્દરીનો ઉદ્ધાર કર્યો હતો. કિશોરસિંહ જ તેમની સર્વે આપત્તિઓનું મૂળ હતો–કિશોરસિંહ જ તેમના સુખના માર્ગનો મુખ્ય અંતરાયરૂપ હતો. એ અપમાન–એ અંતરાય દૂરીભૂત થશે, તે કિશોરસિંહને મૃત્યુની સખ્ત સજા થશે, એ સંવાદ સાંભળીને મહાવીર અને રણવીરના આનંદની કાંઇ સીમા જ ન રહી. એ આનંદથી જ ઉત્સાહિત થઇને તેઓ અત્યારે ઉઠી બેઠા થઇ શકયા હતા. એ વિષયને લઇને જ તેઓમાં આજે આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી. તે કિશોરસિંહનું સૂત્ર ધારણ કરીને તેમના પોતાના કોઇ મુખ્ય સંકલ્પને સિદ્ધ કરવા માટે જ રાત્રિના બીજા પ્રહર સુધી એકાંતમાં એ બન્ને ભાઇઓ સલાહ–મસલત ચલાવી રહ્યા હતા.

ઘણી વાર સુધી બન્ને ભાઇઓની વચ્ચે કાંઇક વાતચીત થઇ. બન્ને ભાઇઓએ ઘણી વાર સુધી બેસીને અનેક યુક્તિઓ, અનેક પરામર્શો ઘડી કાઢ્યા. ઘણી વાર સુધી વાદવિવાદ કર્યા પછી રણવીરે પોતાનો જ્યેષ્ટ સહોદર મહાવીરને કહ્યું:–" આ મતલબમાં તમે શું ધારો છો ? "

મહાવીરે ઉત્તર આપ્યો:—" કાલીમાતાના કસમ ખાઇને કહું છું કે, મારૂં મન એનામાં બરાબર ચ્હોંટી ગયું છે. બાલિકા ભારી ખૂબસૂરત છે. હું ગમે તે રીતે એ બાલિકાને મારા અધિકારમાં લાવવા માગું છું. હું એને જ ચાહું છું. પાંચ વાર–વીસ વાર, હજાર વાર–લાખ વાર મેં તને કહ્યું છે કે, એ છોકરીને કદી પણ આપણા હાથમાંથી છોડી શકાશે નહિ. પ્રથમ જોતાંની સાથે જ મારૂં મન એ સુંદરતાની સાક્ષાત્ પ્રતિમાપર સ્થિર થઇ ગયું હતું. અહા ! કેવો સુંદર ચહેરો ! કેવું નાજુક બદન ! કેવું મનોહર રૂપ ! કેવી અણીઆળી આંખો ! વિધાતાએ એ આકાશની પરીને પોતાના અખૂટ સૌંદર્ય ભંડારની સ્વામિની બનાવીને જ આ દુનિયા પર મોકલી આપી છે. હાય રે હાય ! એવો સુગોળ, સુડોળ અને સુંદર આકાર છે, જે મનહરણી માનિનીનો, તેને શું સહજમાં જ છટકવા દેવાય ખરી કે ? તને મેં ઘણી વાર કહી દીધું છે કે, એ સુંદરીના ધ્યાનમાં આ મન સદા ગુલ્તાન છે, એ પ્યારની પૂતળી પર જીવજાન પણ કુરબાન છે. મેં બબ્બે વાર તેને મારા મંદિરમાં લાવવાનો પ્રયત્ન પણ કર્યો છે,

પરંતુ એ મૂર્ખના સરદાર કિશોરસિંહે જ મારા એ બન્ને પ્રયત્નો પર પાણી ફેરવી દીધું છે, મારી આશાના દુર્ગને ભૂતળશાયી બનાવી દીધો છે! અહાહા! તે કેવી સુંદર છે તે કહે જોઇએ! તે ખરેખર એક સૌન્દર્યની ખાણુ છે! લાવણ્યનો ભંડાર છે, મૃદુતાનો આગાર છે. તેના સ્વરૂપનું વર્ણન કરવું એ પણ મારી શક્તિની બહારનું કાર્ય છે! પણ હવે એને ગમે તે રીતે મેળવવી જ જોઇએ!"

"આ વખતે હવે તે ક્યાં જવાની છે?" દંભની સાથે ગંભીર ગર્જના કરી રણવીર બોલી ઊઠયો:-"આ વખતે હવે તે ક્યાં જવાની છે? જે ઉપાય આપણે યોજી રાખ્યો છે, તેમાંથી છટકીને તે હવે ક્યાં જવાની છે?"

આમ કહી સરદારના અનુજે મદિરાનું એક પૂર્ણ પાત્ર ભરીને જ્યેષ્ટ બંધુના મ્હોં સ્હામું ધર્યું. જ્યેષ્ટ સહોદર એકી શ્વાસે તેને ઉદરસ્થ કરી ગયો. દ્વિતીય પાત્ર પૂર્ણ થયું, જોતજોતામાં શૂન્ય પણ થઇ ગયું. રણવીર મદિરાપાન કરી વિકૃત મુખથી પુનઃ કહેવા લાગ્યો:-

"આપણને કોઇ પણ કન્યા આપવા ઇચ્છતું નથી! લોકો આપણાથી ડરી જાય છે, થરથર કંપી ઊઠે છે! આપણને જમાઇ કરવાની કોઇ પણ મોટા માણસને ઇચ્છા જ થતી નથી! પણ આ વખતે અવસ્ય થશે! રણધીરસિંહ એક મોટો માણસ છે, તે ખૂબ ધનવાન છે, આબરૂદાર છે, એટલે આપણને ઘણી મજા આવશે, તમે તેના જમાઇ થશો, એથી આપણી આબરૂ પણ વધી જશે! બસ, ગમે તે રીતે તમે તેની કન્યા સાથે લગ્ન કરો, તે ભોળી ભામિનીના ભરથાર બનો! મને લગ્નની કશી પણ દરકાર નથી! તમે જ તે રુપવતી કન્યાની સાથે લગ્ન કરી સુખી થાઓ, એજ જોવાની મારી ઉત્કટ અભિલાષા છે. તમારાં લગ્ન થવાથી જ મને પરમ આનંદ પ્રાપ્ત થશે. તમે તે કન્યાને અત્યંત ચાહો છો, એ વાર્ત્તાને હું ઘણી સારી રીતે જાણું છું. તમે રણધીરસિંહના જમાઇ થશો. તમારે એક પુત્ર થશે, એ પુત્રથી જ આપણા વીરવંશનું નામ રહેશે, વંશની રક્ષા થશે! તમે એકવાર રણધીરસિંહરાયના જમાઇ થઇ શકશો, તો પછી મારા લગ્નની કશી પણ ચિંતા કરવી પડશે નહિ. અનેક મોટા મોટા ધનવાનો ઘેર બેઠાં પોતાની પુત્રીઓ આપવા આવશે, અનેક કાલાવાલા કરીને પોતાની દુહિતાનો સ્વીકાર કરવાની આપણને પ્રાર્થના કરશે. પણ હા, મેં મારા મનમાં એક મનહરણી માનિની

મેળવવાનો દઢ નિશ્ચય કરી રાખ્યો છે, એ અંગના અન્ય કોઇ નહિ, પણ દેવીપુરના કુલીનકુમાર ચૌધરીની કન્યા જ છે. એ કન્યા અત્યંત રૂપવતી—"

"બરાબર છે ! તું જે કહે છે, તે સર્વ સત્ય જ છે !" પોતાના હાથથી અન્ય એક પાત્ર સુરા ઉદરસ્થ કરીને દસ્યુ સરદાર મહાવીર બોલી ઉઠયોઃ–"બરાબર છે ! તું જે કહે છે, તે સર્વ સત્ય જ છે. એકવાર આ કામ હાંસલ થવાથી આપણું નામ આખા દેશમાં વિખ્યાત થઇ જશે અને સરદાર રણધીરસિંહના જમાઇ તરીકે આખા દેશના રાજ રજવાડાઓ પણ આપણા તરફ માનની નજરથી જોશે. વળી આ વખતે આપણે જે નિશ્ચય કર્યો છે, તે નિશ્ચયને જીવજાન જાય, તો પણ ત્યાગવાનો નથી. રણધીરસિંહની કન્યાને માટે આ કાયા કુરબાન છે !"

"એકવાર નહિ પણ હજાર વાર કુરબાન છે, કુરબાન છે ! અને એ સાથે આ રણવીર પણ પોતાના મસ્તકનું બલિદાન આપવાને તૈયાર છે !" જ્યેષ્ટનાં વચનોને કનિષ્ટે અનુમોદન આપ્યું.

"પરંતુ હવે વૃથા સમય ગાળવાનું કશું કારણ જ નથી. એ તો તારા સ્મરણમાં જ છે ને કે, આપણ પ્રબળ શત્રુ કિશોરસિંહને કાલે રાત્રે આ વખતે એ લોકો ફાંસીના લાકડા પર લટકાવવાના છે ! બરાબર રાત્રિના બીજા પ્રહરને સમયે-"

આમ કહીને દસ્યુદલના અધિપતિ મહાવીરે રણવીરના તરફ એક અર્થ પૂર્ણ ગંભીર કટાક્ષ કર્યો.

બરાબર એજ વખતે દસ્યુ-અનુચર દેવરાજે ગભરાટની સાથે એ ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રથમજ કહેવામાં આવ્યું છે કે, દેવરાજ વિના બીજું કોઇ પણ મનુષ્ય કદાપિ જ્યારે ત્યારે લુટારાના સરદાર મહાવીર કે રણવીરની પાસે આવી શકતું નહોતું. બીજા કોઇને આવવાની આજ્ઞા પણ નહોતી. બન્ને લૂટારા સરદારોના અડ્ડાની છુપી સલાહનો મદદગાર માત્ર એક દેવરાજ જ હતો. તેમની સઘળી ગુપ્ત વાતોને દેવરાજ ઘણી સારી રીતે જાણતો હતો. ઘણીવાર દેવરાજની સલાહ લઇનેજ એ લોકો કાર્ય કરતા હતા; દેવરાજના કહ્યા પ્રમાણે જ ચાલતા હતા. દેવરાજના ઉપર એ બન્ને દસ્યુ સહોદરોનો સંપૂર્ણ વિશ્વાસ હતો.

દેવરાજને પોતાની પાસે આવેલો જોઇને મહાવીરે પૂછ્યું કેઃ—"કેમ, શા સમાચાર લાવ્યો છે, મારા વફાદાર સરદાર !"

સરદારને યથાયોગ્ય પ્રણામ કરી દેવરાજે ધીમા સ્વરે ઉત્તર આપ્યો:—" હું બધી બીનાને બરાબર જાણી આવ્યો છું. રાજા ભૂપસિંહના કહેવાથી જ, તેની સાક્ષીથી જ; અને તેના દીવાનની જુબાનીથી જ કિશોરસિંહને ફાંસીની સજા મળી છે."

" અપરાધ શો છે ? શા અપરાધથી કિશોરસિંહને ન્યાયાલયને સ્વાધીન કરવામાં આવ્યો હતો? ન્યાયાલયના ન્યાયાધ્યક્ષે કિશોરસિંહના કયા અપરાધથી તેને ફાંસીના લાકડા પર લટકાવવાનો હુકમ ફરમાવ્યો છે ?" દેવરાજની વાત સાંભળીને મહાવીરે એકીસાથે આવા બેચાર પ્રશ્નો પૂછ્યા.

" કેવળ વરુણસિંહનું ખૂન કરવાના અપરાધથી જ કિશોરસિંહ અપરાધી ઠર્યો છે અને એ અપરાધના પરિણામે તેને ફાંસીના લાકડા પર લટકવાનો પ્રસંગ આવી લાગ્યો છે. ન્યાયાધીશે ખૂનના આરોપથી જ ફાંસીનો હુકમ ફરમાવ્યો છે." સરદારના પ્રશ્નના ઉત્તરમાં દેવરાજે આ પ્રમાણે જણાવ્યું.

મહાવીરે કહ્યું:—" રાજા ભૂપસિંહે શું ન્યાયાલયમાં ન્યાયદેવતા સમક્ષ સત્યનું સ્મરણ કરી સાક્ષી આપી કે, કિશોરસિંહે તેની પાસે સર્વ અપરાધોનો સ્વીકાર કર્યો છે ? વરુણસિંહનું ખૂન કર્યું છે ?"

દેવરાજે ઉત્તર આપ્યો:— "હા પ્રભુ ! એમજ કર્યું છે."

"બીજા કોઇપણ સાક્ષીના મુખેથી કાંઇપણ વાત પ્રકટ થઇ હતી ખરી કે ?" મહાવીરે પૂછ્યું.

"ના—કેવળ રાજાના દીવાને જ રાજાની વાતને ટેકો આપ્યો છે. તેણે ન્યાયાલયમાં વિરાજેલા ન્યાયાધ્યક્ષ સમક્ષ સત્યનું સ્મરણ કરી પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું છે કે, કિશોરસિંહે તેની સ્હામે જ રાજાને પોતાના સર્વ અપરાધની વાર્તા કહી સંભળાવી છે ?" દેવરાજે કહ્યું.

"ત્યારે એ બન્ને જણાની વાતથીજ બિચારો બાળક ફાંસીના લાકડાપર લટકવા જાય છે ? ન્યાયદેવતાના નામને કલંકિત અન્યાયના સાગરમાં ડૂબાડવામાં આવે છે ?" મહાવીરે પૂછ્યું.

"હા પ્રભુ ! એમજ છે. પરંતુ, ન્યાયાધ્યક્ષે જણાવ્યું છે કે, જો તેમની સાક્ષી કદાચ જૂઠી સાબીત થશે, જો કદાચ એવું જાહિર થશે કે, વરુણસિંહનું ખૂન કિશોરસિંહે કર્યું નથી, તો તેમને બન્ને જણાને રાજ્ય તરફથી ભારીમાં ભારી સજા ભોગવવી પડશે; બન્ને જણને આખી જિન્દગી સુધી જેલમાં જવું પડશે." દેવરાજે ઉત્તર આપ્યો.

"શું રાજ્યના સર્વે સભ્યજનોએ કિશોરસિંહને અપરાધી ઠરાવ્યો છે ?" મહાવીરે પૂછ્યું.

"ના, ઘણાખરા સભ્યજનોએ તેને નિરપરાધી પણ ઠરાવ્યો છે. અનેક પુરુષોએ કિશોરસિંહને માટે આંખમાંથી આંસૂ પણ વરસાવ્યાં છે. કિશોરસિંહને માટે ઘણાં ઘણાં માણસો દુઃખિત થયાં છે."

લૂટારા સરદારના હૃદયમાં આ વાતથી કિંચિત્ ક્રોધનો સંચાર થયો, કિશોરસિંહને માટે અનેક માણસો દુઃખિત થયાં છે. અનેકે આંખનાં આંસુ વરસાવ્યાં છે, એ વાત તેના કાનને સારી લાગી નહિ. મહાવીરે ક્રોધવ્યંજક સ્વરે કહ્યું:—"એવા એક મૂર્ખ ગમારને માટે લોકો દુઃખિત થયા છે, આંખનાં આંસૂ વરસાવવા લાગ્યા છે ! ઘણીજ અજાયબીની વાત છે ! તેના ટુકડે ટુકડા કરી નાંખવા છતાં પણ મારો રોષ મટે તેમ નથી. દુર્જનમણિને કોણે મારી નાંખ્યો ? બબ્બે વાર આપણા મુખનો ગ્રાસ કોણે પડાવી લીધો ? આપણા ત્રણ ત્રણ વીરોની કોણે કત્લ કરી ? શું તું એ બધું ભૂલી ગયો ? અપમાનની જ્વાળાને હજમ કરી ગયો ? શું તને એમાંનું કંઇ પણ યાદ નથી ? "

"પણ પ્રભુ ! હું આ વાત મારા મુખની કહેતો નથી !" ભગ તથા સંકોચ સહિત દેવરાજે ઉત્તર આપ્યો:—" પ્રભુ ! હું મારી પોતાની વાત કહેતો નથી ! હું એક પણ વાત ભૂલી ગયો નથી. કિશોરસિંહના કરેલા અપમાનની જ્વાળાથી મારાં હાડેહાડ બળી ગયાં છે. સરદાર ! મારાપર રોષ ન કરો. હું આપને અત્યારે જે વાત કહું છું, તે મારી પોતાની વાત નથી, પણ શહેરના પાંચ પ્રતિષ્ઠિત માણસની વાત છે. કિશોરસિંહને માટે મને દુઃખ શા માટે થાય ? હું તો તેને ફાંસીના લાકડાપર લટકતો જોઇને પરમ આનંદ પામીશ. વૈરીના દુઃખથી કયો પુરુષ અંતરમાં ન હરખાય ? કિશોરસિંહને ફાંસીએ ચઢવું પડશે, એવી વાત મેં જ્યારથી સાંભળી છે, ત્યારથી મારૂં મન ખુશી ખુશી થઇ ગયું છે. આવતી કાલે તે ફાંસીએ ચઢી જશે કે તરતજ હું માતા મહાકાળીની મહા ધામધુમથી પૂજા કરીશ, માતાને બલિદાન આપી સંતુષ્ટ કરીશ."

દુર્દાન્ત દસ્યુનું હૃદય આથી સહજ શાન્ત થયું. તેના ભીષણ મુખપર સહજ હાસ્ય ઉભરાઇ આવ્યું. મહાવીરે મહા પ્રસન્ન થઇને કહ્યું:—"ભાઇ કહે ! એના મૃત્યુથી આપણને શી રીતે દુઃખ થાય ?

જે આપણો ભયાનક શત્રુ છે, જેણે આપણા મહાન કાર્યોમાં મહાન વિઘ્ન નાખ્યું છે અને જે મારી પ્રિયતમાને પ્રાપ્ત કરવા માટે પ્રસ્તુત થયો છે, તેને મરતો જોઇને મને શી રીતે દુઃખ થાય ? એથી તો મને ઉલટો અધિક આનંદ થશે. એને ફાંસીના લાકડાપર ઝુલતો જોવા માટે આપણે હસતા હસતા ત્યાં જઇશું. કેમ? મારી વાત ખરી છે ને રણવીર ?—"

" એમાં શું ખોટું છે! એવા દગાબાજને તો એવી ભયંકર સજા અવશ્ય થવી જ જોઇએ. કરણીનું ફળ દરેક માણસે ભોગવવું જ જોઇએ. કિશોર એક બદમાશ છોકરો છે અને તેને જે સજા મળી છે, તે બરાબર જ છે." આ પ્રમાણે વડીલના વાક્યનું સમર્થન કરી કનિષ્ટ રણવીરે દેવરાજને સંબોધીને પૂછ્યું કેઃ—

" કેમ દેવરાજ ! બીજું કાંઇ પણ કહેવાનું છે કે ? એ છોકરીના સંબંધમાં તું કાંઇ જાણે છે કે ? "

" હા, નામદાર ! જાણું છું. તેના પિતાએ આજે તેને દેવીપૂર મોકલી દીધી છે. વૃદ્ધ રણધીરસિંહ કાલે જવાનો છે. તેના નોકર ચાકર અને સરસામાન આદિ સર્વ દેવીપૂર પહોંચી ગયું છે, કેવળ વૃદ્ધ એકલો બાકી રહ્યો છે અને મારા સાંભળવા પ્રમાણે તે પણ આવતી કાલે ત્યાં જવાનો છે. " દેવરાજે ઉત્તર આપ્યો.

મહાવીરે કહ્યું:—" હેં ! આનંદદુર્ગને એ બુઢ્ઢાએ ખાલી કર્યો ! પોતાના પરિવારને દેવીપૂર મોકલાવી દીધો ! ભલે, એને માટે મને કશી ચિંતા નથી. હવે મારા કાર્યનો માર્ગ મોકળો થશે ? રણધીરસિંહની કન્યા સુશીલા સહજમાં જ મારા સપાટામાં સપડાઇ જશે. માતા કાલિકા મારાપર પૂર્ણ પ્રસન્ન થઇ હોય, એમ જણાય છે. તેણે જ મારી આશાનો માર્ગ સફળ કર્યો છે. રાજા ભૂપસિંહની સાક્ષીથી કિશોરસિંહને ફાંસીની સજા થશે, એટલે તે આપોઆપ આપણી મુઠ્ઠીમાં આવી જશે, દેવરાજ ! તું હમણાંને હમણાં જ રાજમહાલયમાં જઇ એ રાજા ભૂપસિંહને મારા મનની વાત જણાવી દે તથા જે કાર્ય કરવા માટે મારૂં મન નિરંતર તત્પર રહે છે, તે કાર્યને સત્વર પતાવી દે. રાજા ભૂપસિંહને હવે આપણે જેમ નચાવીશું તેમ તે નાચશે અને એ સાથે આપણા સુખના માર્ગમાં હસ્તાક્ષેપ કરવાનું સદાને માટે ભૂલી જશે ? કેમ, એ વિષયમાં તું શું કહેવા માગે છે ! "

રણવીરે કહ્યું:–" ના, ભાઈ! આ કાર્યમાં આટલી બધી ઉતાવળ કરવાનું કશું પ્રયોજન નથી. વળી મારી માન્યતા પ્રમાણે દેવરાજ દ્વારા આ કાર્ય ન કરાવતાં, રાજા ભૂપસિંહના દીવાન દોલતસિંહ પાસે જ જો આ કાર્ય હાંસલ કરાવવામાં આવશે, તો કાંઇક વિશેષ સુવિધા થઇ પડશે. તેને આજે રાત્રે જ ગમે ત્યાંથી આપણે પકડી પાડવો જોઇશે."

"બરાબર છે! તું ખરૂં કહે છે!" આનંદ, ઉત્સાહથી ઉન્મત થઇ મહાવીર બોલી ઉઠયો–" બરાબર છે! તું ખરૂં કહે છે! એ દીવાન દોલતસિંહ દ્વારાજ આપણું કાર્ય અવશ્ય સિદ્ધ થઇ શકશે. આજે રાત્રે જ તેને ગમે ત્યાંથી આપણે પકડી પાડવો જોઇશે. તેને શી રીતે પકડવો એ હું ઘણી સારી રીતે જાણું છું. દેવરાજ! તું આજે ઘોડાપર બેસી કેટલાંક માણસોને સાથે લઇને આનંદદુર્ગમાં જજે અને લાગ જોઇને દીવાન દોલતસિંહને મળી વાતચીત કરી ભૂલાવામાં નાંખી તેને તારા અશ્વપર બેસાડી એકદમ સીધે સીધો આપણા આ અડ્ડામાં આવી પહોંચજે. પણ ખૂબ સાવધાન! ખૂબ હોશિયાર! બીજું કોઇ પણ મનુષ્ય આપણી આ વાતને જાણી ન શકે, તેની ખાસ સંભાળ રાખજે. સમજ્યોને વારૂ?"

મહાવીરના વચનોને અનુમોદન આપી રણવીરે પણ કહ્યું કે:– "હા, ખૂબ હોશિયાર રહેજે. એ દીવાનને પકડવા જતાં, તું પોતેજ ન પકડાઇ જાય, તેની સંભાળ રાખજે. એ શયતાન ઘણો નીચ માણસ છે, માટે એની સાથે બરાબર ચાલાકીથી જ કામ લેજે તથા તેને પકડી લાવવાની વાત બીજા કોઇને કાને ન જાય એવી અદ્ભુત કુશળતા ચલાવજે."

આમ કહીને સરદાર મહાવીરે દેવરાજને જ્યાં જવાનું હતું, જ્યાં જવાથી સહજમાં જ દીવાન દોલતસિંહની મુલાકાત થઇ શકે તેમ હતી, તે સંબંધી સઘળી હકિકત સમજાવી દીધી. કાર્યકુશળ દેવરાજ પણ તરતજ તે અશ્વરોહી અનુચરો સહિત એકદમ કાલિદુર્ગમાંથી બહાર નીકળીને આનંદદુર્ગ તરફ ચાલ્યો ગયો. બન્ને લૂટારા બંધુઓ તેમના પાછા ફરવાની વાટ જોતા બેસી રહ્યા.



## દ્વિતીય પ્રસંગ

### નિશીથ-ભ્રામક

અમોને એ અમારાંને મિલાવ્યાં મોતને હાથે;
હવે છોડી સગાંઓને ખરા દિલદારને ચ્હાશું;
સગાંઓ ! પિંડ ના દેશો; નહીં પ્હોંચે, નથી પ્રીતિ;
દુવા એ વ્હાલવાળાં દે; બની ઘેલાં તહીં ન્હાશું;
અરે વ્હાલાં ! દુવા દેતાં સદા તેવી હજુ દેજો;
તમારી એ તૃષાએ તો અહીંથી ખૂબ એ પાશું;
દુવા દેવી ખુદાની છે અહીં ત્યાં રોશની એ એ;
દુવા એ જાગતાં સૂતાં સદા દેતાં નહીં કાશું.

કલાપી

કૃષ્ણપક્ષની ચતુર્દશી હતી; રાત્રિનો બીજો પ્રહર વીતી ગયો હતો. વિભાવરી ઘોર કૃષ્ણ વસ્ત્રોથી ઢંકાઇ ગઇ હતી. આનંદપૂરના અરણ્યપ્રદેશે આ ઘોર અંધકારમયી યામિનીથી અતિ ભયાનક ભીષણ ભાવ ધારણ કરી લીધો હતો. કોની શક્તિ છે કે, તે ભયંકર સમયે તે ભયંકર વનદશ્યને જોતા જોતા તે ભયંકર વનમાર્ગે નિર્ભય હૃદયે એકલો વિચરણ કરી શકે ! પરંતુ દૈવની અટકાવી ન અટકાય એવી અદ્ભુત ગતિને અટકાવવાની સત્તા અને બુદ્ધિ આ જડજગતમાં કયો જીવ ધરાવી શકે છે ? તે ભયાનક સમયે આનંદપૂરના ભીષણ વનપ્રદેશમાં પ્રવેશ કરીને એક હતભાગી વ્યક્તિ દૈવ-ચાલિતની પેઠે એકદમ ચાલી આવતી હતી. એ વ્યક્તિ કયાં જાય છે, શા માટે જાય છે, તે સંબંધી તે જાણે કશું પણ જાણતી જ નહોતી. તેને બહારનું જ્ઞાન બિલ્કુલ રહ્યું નહોતું. બાહ્યજ્ઞાન હોય તો, તે કદાપિ ઇચ્છાપૂર્વક એવી ભયાનક અંધકારમયી રજનીના એવા ભીષણ ભાવની ઉપેક્ષા કરીને, તે ભીષણ વનપ્રદેશના હૃદયનું શોષણ કરનારા દારુણ દશ્યને ભેદીને, નરમાંસ-લોલુપ હિંસ્ત્ર જાનવરોનો અનાદર કરીને, આવી રીતે એ આવા ભયંકર ગહન માર્ગે તે કદાપિ વિચરણ કરી શકે જ નહિ.

ત્યારે શું એ વ્યક્તિ આ જગતનો જીવ નથી ? ના—એ

વ્યક્તિ આ જગતનો જ જીવ છે. એ વ્યક્તિ વાંચકોની વિશેષ પરિચિત છે. એ વ્યક્તિનું નામ દીવાન દોલતસિંહ છે! એ જ રાજા ભૂપસિંહનો વિશ્વાસુ સુયોગ્ય સત્યવાદી વૃદ્ધ કર્મચારી તથા આનંદપુરની રાજધાનીનો કર્ત્તા હર્ત્તા દીવાન દોલતસિંહ છે.

જે એવા ઉચ્ચ પદપર વિરાજમાન છે, તે રાત્રિના આવા ગંભીર સમયે રાજમહાલયની સુખ–શય્યાનો પરિત્યાગ કરીને નિબિડ અરણ્યના માર્ગે દીવાનાની પેઠે શા માટે વિચરણ કરી રહ્યા હશે? એ પણ શું રાજાના–સ્વામીના મનોરંજનને માટે કરતો હશે? કે તેના સન્માનની રક્ષાર્થે? અથવા રાજ્યની ખરી હાલતને છૂપી રીતે શોધી કાઢીને પ્રજાના મનોભાવનો તથા ગુપ્ત રહસ્યનો સંગ્રહ કરવા માટે એ અત્યારે આમ બહાર નીકળી પડ્યો હશે? રાજાની આજ્ઞાથી તેને આ કાર્યમાં ગુંથાવું પડયું હશે કે પોતાની ઇચ્છાથીજ તેણે કોઇ મહાન કાર્યનો ભાર પોતાના મસ્તકપર વ્હોરી લીધો હશે?"

ના, એમાંનું કશું પણ નથી! એ એક પાકો નિદ્રાચર છે. નિદ્રાના ઘેનમાં જ હમેશાં રાત્રે તે બહાર ભ્રમણ કરી આવે છે, એને એવી એક ટેવ જ પડી ગઇ છે. આપણા કિશોરસિંહે એ વ્યક્તિનેજ બે વાર રાજા દેવેન્દ્ર નારાયણસિંહના સમાધિ સ્તંભપર અનુતાપીની પેઠે બેઠેલી જોઇ હતી. તે સમયે તેણે હાથવડે પોતાનું મુખ ઢાંકી લીધેલું હોવાથી કિશોરસિંહ દૈવશક્તિના પ્રભાવે બહું જોવા છતાં પણ ત્યારે તેને ઓળખી શક્યો નહોતો. લગભગ એક માસ પહેલાં આપણી ઉન્માદિનીએ તે પ્રબળ વા વંટોળિઆવાળી રાત્રે એ વ્યક્તિને જ સમાધિ–સ્તંભ પર બેઠેલી જોઇને કાનમાં ને કાનમાં જ કાંઇક કહી દીધું હતું. એ વ્યક્તિ જ દીવાનીની વાત સાંભળીને ભયની મારી ચીત્કાર કરતી કરતી વન–પ્રદેશનો પરિત્યાગ કરીને એકદમ શ્વાસભેર પલાયન કરી ગઇ હતી. એ વ્યક્તિજ આપણો દીવાન દોલતસિંહ હતો.

રાજા ભૂપસિંહની આજ્ઞાનુસાર એ વન પ્રદેશના એક વિભાગને સાફ કરવામાં આવ્યો હતો. લગભગ અર્ધા ગાઉની ભૂમિને બિલ્કુલ વૃક્ષ કે લતા વિનાની શૂન્ય કરી દેવામાં આવી હતી. એ સપાટ ભૂમિના મધ્ય ભાગમાં લગભગ પચાસ હાથ ઉંચું એક ફાંસીનું લાકડું તૈયાર કરાવવામાં આવ્યું હતું. એ ફાંસીના થાંભલાની ઉપરના એક લાકડાની વચ્ચોવચ લગભગ ત્રીસ પાંત્રીસ હાથની એક મજબૂત દોરી બાંધવામાં આવી હતી અને એ દોરી ઘણા જ ઉંચા રેશમની

બનાવવામાં આવી હતી. એ લાંબી દોરી વડે બરાબર રાત્રિના બીજા પ્રહરે અપરાધી કિશોરસિંહના જીવનની લીલા સમાપ્ત થશે અથવા તો તેને ગળે ફાંસો નાખીને સર્વજન સમક્ષ યમરાજના દરબારમાં મોકલી દેવામાં આવશે, એવી ધારણા દઢતાથી સર્વ સાધારણ લોકોના મનમાં બંધાઈ ચૂકી હતી.

દીવાન દોલતસિંહ છેવટે વનવિભાગને ઓળંગીને એ વધ્ય-ભૂમિમાં આવી પહોચ્યો. વધ્યભૂમિમાં પગ મૂકતાની સાથે જ તેનું આખું શરીર સહસા કંપિત થઇ ઉઠયું. વદનમંડળે એક પ્રકારનો બીભત્સ ભાવ ધારણ કરી લીધો. વૃદ્ધ દીવાન તરત જ બન્ને હાથથી તે બીભત્સ મુખમંડળને ઢાંકી દઇને ઘુંટણમંડીએ તે સ્થળે બેસી ગયો. બેસીને તેજ સ્થળે તેવા જ ભાવથી તે લગભગ અર્ધા કલાક સુધી રહ્યો. ત્યાર પછી ત્યાંથી ઉઠીને તે ધીમે ધીમે ફાંસીના લાકડાં પાસે આવ્યો. ફાંસીના લાકડાં પાસે આવી તેના થડ પાસે ફરીવાર પહેલાંની પેઠે બેસી ગયો. પરંતુ આ બધું તેની ઉંઘના ઘેનમાં જ થતું હતું, તેના શરીરમાં હજી સુધી બાહ્ય—ચૈતન્યનો સંચાર થયો નહોતો. તેનો તન્દ્રાજાળ દૂરીભૂત થયો નહોતો. તે જાણે શું કરી રહ્યો છે, ક્યાં જઇ રહ્યો છે, શા કારણથી જઇ રહ્યો છે, શું થાય છે, ક્યાંથી આવ્યો છે અને અત્યારે આવા ભયાનક સ્થાનમાં આવવાનું શું પ્રયોજન છે, એ વિષયમાં તેને કશું પણ ભાન રહ્યું નહોતું. રાત્રે તેને કઇ અદશ્ય શક્તિ આવી રીતે આવા ભયંકર વનમાં વિચરણ કરાવીને આમતેમ ભટકાવી રહી છે, એમાંનું તે કશું જાણતોજ નહોતો.

આ તરફ લૂટારા સરદાર મહાવીરની આજ્ઞાથી દેવરાજ છ અનુચરોને સાથે લઇને આનંદપૂર તરફ જવા માટે બહાર નીકળી પડ્યો હતો. લૂટારા સરદાર મહાવીર દીવાન દોલતસિંહની આ અવસ્થાનો વિષય જાણતો હતો. દીવાન હમેશાં રાત્રે નિદ્રાવેશમાં આવી રીતે ભ્રમણ કરતો ફરે છે, એ વાત તેણે પેલી દીવાનીના મુખેથી સાંભળી હતી. જે રાત્રે દીવાની દીવાનને ચમકાવી, તેને તેનું નામ સંભળાવી તેનો ઘટતો તિરસ્કાર કરી છેવટે અશ્વપરથી ગબડી પડેલા બેશુદ્ધ મહાવીરને મેદાનમાં પડેલો જોઇ પોતાની પાસેના કોઇ ગુપ્ત પદાર્થના ગુણથી સરદાર મહાવીરને શુદ્ધિમાં લાવી, તેની સાથે કાલિદુર્ગમાં આવી હતી, તે દિવસે રાત્રે રસ્તે ચાલતાં ચાલતાં દીવાનીએ લૂટારા સરદારને દીવાનના આ રોગની વાત કહી સંભળાવી હતી. અત્યારની ચાલૂ

વાતચીતમાં દીવાનીની એ વાતનું સ્મરણ થઇ આવવાથી દસ્યુરાજે સાનંદ ચિત્તે દેવરાજને કહી દીધું હતું કે, સ્વર્ગીય રાજા દેવેન્દ્રનારાયણ-સિંહના સમાધિસ્તંભની આજૂબાજુમાંથી જ વૃદ્ધ દીવાન જાતે મળી આવશે. એ ઉપદેશ અનુસારજ દેવરાજ અનુચર સહિત પ્રથમ તે સમાધિસ્તંભ પાસે આવી પહોંચ્યો. પરંતુ સમાધિસ્તંભની ચારે બાજુએ તપાસ કરવા છતાં પણ તે તેની ધારેલી વ્યક્તિને મેળવી શક્યો નહિ. ત્યાર પછી તેણે તથા તેના અનુચરોએ આસપાસના અરણ્યના અમુક ભાગમાં પણ તેની ખોળ કરી, પરંતુ તેથી કાંઇ પણ પરિણામ આવ્યું નહિ. એથી તેઓ પોતાના કાર્યમાં નિષ્ફળ નિવડ્યા છે એમ ધારીને પોતાના દુર્ગ તરફ પાછા ફરવાના નિશ્ચયપર આવી ગયા. પરંતુ તેઓ જે માર્ગે આવ્યા હતા, તે માર્ગે પાછા ન ફરતાં, એક જુદાજ માર્ગે તેમણે પોતાના અશ્વો દોડાવી મૂક્યા. જે રસ્તેથી લૂટારાઓનો અનુચર દેવરાજ પોતાના સોબતીઓની સાથે પાછો ફર્યો, અથવા કાલિદુર્ગ તરફ ચાલી નીકળ્યો, તે રસ્તાની એક બાજુએ જ કિશોરસિંહની મૃત્યુ સજા માટે નિર્માણ કરાવેલી વધભૂમિ આવેલી હતી. જતાં જતાં રસ્તાની બાજુપરની વધ-ભૂમિના એ ભયાનક દૃશ્યનાં દર્શન કરીને અશ્વસહિત સર્વજનો તે સ્થળે એકવાર થોભી ગયા. તે ભયાનક સમયે તે ભયાનક સ્થાનની વધભુમિના આવા પ્રકારના ભયાનક દૃશ્યનાં દર્શન કરીને નરઘાતક દસ્યુઓનાં કઠિન હૃદય પણ એકવાર કંપિત થઇ ઉઠયાં. હવે એક પગલું પણ આગળ ભરવાનું સાહસ તેમનાથી થઇ શક્યું નહિ. એ સ્થળેથી જ તેઓ એકાગ્રમને ફાંસીયંત્રના એ ભયાનક દૃશ્યને જોવા લાગ્યા. એવામાં દેવરાજની આંખો એકાએક કોઇ એક પદાર્થને જોઇને ચમકી ઉઠી. દેવરાજ તરતજ પોતાના અશ્વપરથી એક કૂદકો મારી નીચે ઉતરી પડ્યો અને એ દૂરથી દેખાતા પદાર્થની પાસે ધીમે ધીમે જઇ પહોંચ્યો. એ પદાર્થની પાસે જતાંની સાથે જ તે જાણી ગયો કે, જેની તપાસમાં તેઓ એ ગંભીર રાત્રે તે વનપ્રદેશને ડોલાવીને આમતેમ ભટકી રહ્યા હતા, તેજ દોલતસિંહ એ ફાંસિયંત્રના મૂળ પાસે જડપિંડની પેઠે બેઠેલો હતો. દોલતસિંહને એવી અવસ્થામાં બેઠેલો જોઇને દસ્યુ અનુચર દેવરાજના મનમાં કાંઇક ભય ઉત્પન્ન થયો. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે;—“દીવાન દોલતસિંહ અત્યારે જીવતો છે કે મરી ગયો છે, તે અત્યારે આવા ભિષણ સ્થાનમાં શા

કારણથી આવ્યો હશે ? તેને અહીં એકલાં આવતાં જરા ભય પણ નહિ થયો હોય! શું એ કોઇ રાક્ષસી વિદ્યા જાણતો હશે અથવા તો કોઈ જાદૂઇ શક્તિથી આ ભયાનક સ્થળે આવી ચઢયો હશે ?"

પરંતુ તરત જ તેને તેના સરદારની વાતનું સ્મરણ થઇ આવ્યું. સરદાર મહાવીરે તેને કહી દીધું હતું કે, દીવાન દોલતસિંહ એક નિદ્રાચર છે-નિદ્રાના આવેશમાં જ તે ઘોર અંધારી રાત્રે હમેશાં વનેવનમાં અને અનેક પહાડોમાં તથા પહાડની ગુહાઓમાં ભ્રમણ કરતો ભટકયા કરે છે. એ વાતનું સ્મરણ થતાંની સાથે જ, તેણે હાથનો ઇશારો કરી તેના બીજા બે સોબતીઓને સત્વર ચુપચાપ અશ્વપરથી ઉતરીને તે સ્થળે આવવાની સૂચના કરી. સૂચના થતાંની સાથે જ તે લોકોએ તેની આજ્ઞાનું પાલન કર્યું. બીજા બે લૂટારા અનુચરો ધીરે ધીરે તે સ્થળે આવી પહોંચ્યા. ત્યાર પછી દેવરાજે તે બન્ને સહચરોની સહાયતાથી નિદ્રાધીન દીવાનને મજબૂત રીતે પકડી ધીરે ધીરે ઊંચકીને પોતાના અશ્વપર બેસાડી દીધો અને તે સાથે તરતજ તે, તે અશ્વપર સ્વાર થઇ દીવાનને પોતાના ખોળામાં રાખી અશ્વને વાયુ વેગે દોડાવી પોતાના કાલિદુર્ગ તરફ રવાના થયો. થોડીવારમાં જ એ દસ્યુ સરદાર દેવરાજ દીવાન દોલતસિંહને લઇને પોતાના સોબતીઓ સહિત કાલિદુર્ગમાં આવી પહોંચ્યો.

દેવરાજ તથા તેના બીજા બે સહચરોએ દીવાન દોલતસિંહને પકડીને જ્યારે અશ્વની પીઠપર બેસાડી દીધો, ત્યારે મનુષ્યના હસ્તનો સ્પર્શ થવાથી એકવાર તેને જરા શુદ્ધિ આવી હતી. પરંતુ, તરતજ પાછો ભય અને આશંકામાં અભિભૂત થઇને તે અશ્વની પીઠપરજ ફરીવાર બેશુદ્ધ થઇ પડયો અને આખે રસ્તે એવી બેશુદ્ધ હાલતમાં જ રહ્યો. પછી દેવરાજે જ્યારે તેને તેના સરદારની સન્મુખ લાવી હાજર કર્યો, ત્યારે તેને પાછી કાંઇક શુદ્ધિ આવી. જ્ઞાનનો સંચાર થવાથી, દીવાન દોલતસિંહે ધીમે ધીમે આંખો ખોલી જોયું તો તેને, પોતાની નજર આગળ બન્ને લૂટારા સહોદરોની ભયાનક મૂર્તિઓ દેખાઇ આવી. એ જોઇને તેણે કાંઇક ભય તથા ક્રોધની સાથે ગર્જના કરીને કહ્યું કેઃ-"આ સર્વ અન્યાય, અત્યાચાર શા માટે ગુજારવામાં આવે છે! મેં તમારો શો અપરાધ કર્યો છે! મને અત્યારે અહીં કયા અપરાધથી લાવવામાં આવ્યો છે ? મને અહીં પકડી લાવવાનો તમોને શો અધિકાર છે! રાજા ભૂપસિંહનો પણ શું તમને ભય નથી,

તેમના કર્તાહર્તા દીવાનનું આવું અસહ્ય અપમાન કરવાથી શું પરિણામ આવશે, એ તમો સર્વ જાણો છો કે ! તમારા આ દુર્ગના એથી ચૂરેચૂરા થઇ જશે અને ધરાના ધામપરથી તમારાં નામ નાબૂદ થઇ જશે."

"ચૂપકર વૃદ્ધ ! જોતો નથી કે તું અત્યારે કયા સ્થાનમાં આવ્યો છે અને કોના સમક્ષ આવા શબ્દોનો ઉચ્ચાર કરી રહ્યો છે ! અમોને તારો કે તારા કાપુરુષ રાજાનો લેશ માત્ર પણ ભય નથી. અમોને નાબૂદ કરે એવો એક પણ મનુષ્ય અમારા જોવામાં આવતો નથી."

ભવાં ચઢાવી દસ્યુ અનુચર દેવરાજે વૃદ્ધ દીવાનને આવી રીતે ધમકાવીને ફરીવાર કહ્યું:—

"દીવાન ! તમારે ડરવાનું કશું કારણ નથી. તમો અહીં સર્વથા નિર્ભય છો. ભદ્ર પુરુષની પેઠે જો તમો અમારી સાથે વર્તન ચલાવશો, તો અમારા મહામાન્ય સરદાર તમોને કશું પણ કહેશે નહિ, તમારૂં લેશ માત્ર પણ અપમાન કરશે નહિ. પરંતુ જો અમારી પાસે જોર બતાવવાની કોશિશ કરશો અથવા શિષ્ટાચારનો ભંગ કરી અભદ્રતા દર્શાવશો, તો અવશ્ય સ્મરણમાં રાખજો કે, તમો અમારા સરદારના વિષમ ક્રોધની જ્વાળામાંથી કદાપિ નિસ્તાર મેળવી શકશો નહિ. અમારા સરદાર, અનેક રાજાઓના રાજા અને મહારાજાઓના મહારાજા છે. જો તેઓ ધારે તો ગરીબને તવંગર અને અમીરને ફકીર બનાવી શકે તેમ છે. જેનાપર તેમનો રોષ થાય છે, તેનો પછી કોઇ પણ રીતે એ રોષાગ્નિમાંથી નિસ્તાર થતો નથી. સ્વયં યમરાજ પણ અમારા સરદારની સત્તા સમક્ષ લાચાર છે."

દીવાને કશો પણ ઉત્તર આપ્યો નહિ. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે; અત્યારે તે પ્રબળ શત્રુના સપાટામાં સપડાઇ ગયો છે અને સહજમાં જ તેમાંથી છૂટવાનો એક પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી, માટે આવી સ્થિતિમાં ચૂપ કરી બેસી રહેવું એજ બહેતર છે. પરંતુ આટલી રાત્રે આવી રીતે આ લૂટારાઓ શા કારણથી લઇ આવ્યા છે, એનું કારણ તેનાથી કોઇપણ પ્રકારે નિરાકરણ કરી શકાયું નહિ. તે મૂઢની માફક મૌન ગ્રહી બેસી રહ્યો.

"દેવરાજ ! તું હવે તારે જ્યાં જવું હોય ત્યાં જા; પરંતુ અહીંથી જઇને બારોબાર બિછાનાપર પડીશ નહિ. તને પુનઃ એકવાર

અહીં બોલાવવો પડશે, તારી એકવાર મને પાછી ખાસ જરૂર પડશે. જા, અશ્વશાળામાં જઇ અશ્વપાળને બે સારા અશ્વો તૈયાર રાખવાની આજ્ઞા આપ અને વિભ્રમમણિને પાતાળગૃહ કિંવા ભેદી ભોંયરાની ચાવીઓ લઇને હમણાં ને હમણાં જ મારી પાસે મોકલી આપ.”

દસ્યુદલપતિ મહાવીરે અનુચર દેવરાજને આવી આજ્ઞા આપી, દીવાન દોલતસિંહને સંબોધીને કહ્યું:–“ કેમ, દીવાનજી ! હું ધારૂં છું કે તમારા મનમાં અવશ્ય એવી અજાયબી ઉપજી આવી હશે કે, અમે લોકો આવી અંધારી રાત્રે તમોને શા કારણથી અહીં પકડી લાવ્યા છીએ ! પરંતુ દીવાન ! અજાયબ થવાનું કશું કારણ જ નથી. સરદાર મહાવીર કદાપિ કારણ વિનાનું કોઇપણ કાર્યજ કરતો નથી ! અથવા વિશેષ વાર્તાલાપ કરવાની મારી ઇચ્છા જ નથી. હું તમોને જે કાંઇ કહું, તે તમો એકાગ્રતાથી સાંભળી લો. મારી ઇચ્છા ગમે તે પ્રકારે સરદાર રણધીરસિંહની કન્યા સુશીલાને મારા મનોમંદિરની સ્વામિની બનાવવાની છે અને એ મહાન કાર્યમાં તમારે મને યથેષ્ઠ સહાયતા કરવાની છે. કહો–કહો, એ સહાયતા કરવાને તમે કબૂલ છો કે નહિ ? તે સુંદરી શિરોમણિ સુશીલાએ પોતાના અનુપમ રૂપની છટાથી મને એટલો બધો વિમોહિત કરી દીધો છે કે હું મારૂં સર્વસ્વ ગુમાવીને પણ તેની સાથે લગ્ન કરવા માગું છું. તમારે મને એ સુંદરીની સાથે અવશ્ય લગ્ન કરાવી આપવાં પડશે, અવશ્ય મારા કાર્યમાં સહાયભૂત થવું પડશે. ”

દસ્યુપતિનાં આવા પ્રકારનાં વાક્યો સાંભળીને વૃદ્ધ દીવાનનું વ્યાકુળ હૃદય અમુક અંશે શાંત થયું, સ્વસ્થ થયું. તે સમજી શક્યો કે, તેના પર કોઇ પણ પ્રકારનો અત્યાચાર ચલાવવામાં આવશે નહિ; અથવા એવા હેતુથી લૂટારાઓ અત્યારે તેને અહીં પ્રકડી લાવ્યા નથી. ત્યારે તે ધીમે ધીમે સંભ્રમસહિત દસ્યુપતિને સંબોધીને બોલ્યો કે:–

“ સરદાર ! એ તો તમે સારી રીતે જાણો છો કે, હું રાજા ભૂપસિંહનો એક સામાન્ય અનુચર છું. વળી રણધીરસિંહરાયની કન્યા સાથે અમારા મહારાજાના લગ્નની વાતચીત એક પ્રકારે નક્કી પણ થઇ ચૂકી છે, આથી તમે સહજમાં જ જાણી શકશો કે, મારાથી એ વિષયમાં તમને કોઇ પણ પ્રકારની સહાયતા કરી શકાય એવો કોઇ ઇલાજ જ નથી. ”

“ હા, એ બધું હું ઘણી સારી રીતે જાણું છું. તમારા રાજાની

સાથે સુશીલાના લગ્નની વાતચીત નક્કી થઇ ચૂકી છે, એ બધું હું ઘણી સારી રીતે જાણું છું. પરંતુ, એમ કહેવાથીજ; કાંઇ ચાલી શકશે નહિ; સુશીલાને હું ગમે તે રીતે મેળવવા માગું છું. રાજાના ઉપર તમારી સારી સત્તા અથવા હકુમત ચાલે છે અથવા રાજા એ કેવળ તમારા હાથનું એક રમકડું જ છે, તમારા કહેવાથી જ રાજા મરવાને તૈયાર થાય તેમ છે, એ વાર્ત્તાને હું બરાબર જાણું છું. અને એ બધું જાણીને જ તમને આજે અમો અહીં પકડી લાવ્યા છીએ. તમને હું જે કાંઇ કહું, તે બરાબર સાંભળો અને તેનાપર પૂરતો વિચાર કરો. તમે તમારા રાજાને મારી વાત કહીને રાજી કરજો અને તમારા રાજાને પાછો વૃદ્ધ રણધીરસિંહને રાજી કરવો પડશે. સારાંશ કે, હું સુશીલાને જ કોટિ ઉપાયે મેળવવા માગું છું અને તે તમારે મને અવશ્ય મેળવી આપવી જોઇશે. ”

“ એમ શી રીતે થશે ? ” ભાંગ્યા તૂટ્યા વચનોથી અને ભય ભરેલા અવાજથી દીવાન દોલતસિંહે દસ્યુપતિના પ્રશ્નનો આવો પ્રત્યુત્તર પ્રદાન કર્યો.

દસ્યુપતિએ કહ્યું:–“ સાંભળ, દોલતસિંહ ! સાંભળ ! તેંજ મને અત્યારે વિવેકના માર્ગપરથી ભ્રષ્ટ કર્યો છે, તને ‘તમને’ ને બદલે ‘તને’ કહેવાને લાચાર બનાવ્યો છે. દુનિયાનો રિવાજ જ એવો છે કે, શામ, દામ, દંડ અને દંભ વિના મનુષ્યના મનપર સહજમાં જ કાબૂ મેળવી શકાતો નથી. હું પ્રતિજ્ઞા કરૂં છું, શપથ કરૂં છું, સંકલ્પ કરૂં છું કે, સુશીલાની સાથે લગ્ન કરવામાં હું કદાપિ મારા હૃદયને શિથિલ થવા દઇશ નહિ, મારા સંકલ્પને કદાપિ પાછો ફેરવીશ નહિ. બ્રહ્માનો બેટો વિષ્ણુ આવવા છતાં પણ મારી એ પ્રતિજ્ઞા અટકશે નહિ. જો, દીવાન ! એ સંકલ્પને સિદ્ધ કરવા માટે અમો બન્ને ભાઇઓએ બબ્બેવાર અમારા ટોળાં સહિત જઇને કન્યાને ઉપાડી લાવવાની કોશિશ કરી હતી; પરંતુ બન્ને વખત અમારી કોશિશ વ્યર્થ નિવડી હતી અને એ શિકાર પણ અમારા હાથમાંથી આબાદ છટકી ગયો હતો. પરંતુ હવે આ વખતે અમો અમારા સર્વના પ્રાણ જશે, તો પણ અમારા પ્રયત્નને લેશ માત્ર પણ શિથિલ થવા દઇશું નહિ. અમોએ આ વખતે જે ગંજાવર તૈયારી કરી રાખી છે; તેમાંથી સુશીલા કોઇ પણ પ્રકારે છટકી શકશે નહિ. અને આશા છે કે, મારા આ છેવટના પરિશ્રમમાં અમોને અવશ્ય વિજય જ મળશે અને સુશીલા

મારી પ્રાણેશ્વરી થઇ શકશે. પણ હવે એ સર્વ વાર્તાનું વિવેચન કરવાની અગત્ય નથી. હું તને એક પ્રશ્ન પૂછું છું, તેનો બરાબર ઉત્તર આપ જોઇએ, કે પરમ દિવસે કિશોરસિંહના ઇન્સાફને વખતે તેં સોગન ખાઇને સાક્ષી આપી હતી કે, “ અપરાધી કિશોરસિંહ જ્યારે બીમારીના બિછાનાપર પડયો હતો, ત્યારે તું તેના શયનગૃહમાં ગયો હતો, તારા બે અશ્વરોહી સૈનિકોને તેણે કાપી નાખ્યા છે એવું કહીને તેં તેને ધમકાવ્યો હતો, એથી તેણે તને રાજા ભૂપસિંહને બોલાવવાનું કહ્યું હતું, તું તેને બોલાવી લાવ્યો હતો, તેના આવ્યા પછી તમારી બન્નેની સમક્ષ કિશોરસિંહે સ્વીકાર કર્યો હતો કે, તેણે પોતાના હાથથી વરુણસિંહ તથા તમારા બન્ને સૈનિક અનુચરોનાં ખૂન કર્યાં છે, ” શું પોતાના સમસ્ત દોષોની કિશોરસિંહે તમારી પાસે ક્ષમા માગી હતી? વળી રાજા ભૂપસિંહે શપથપૂર્વક કહ્યું હતું ને કે કિશોરસિંહે તેની સમક્ષ તેના પોતાના સર્વ દોષોનો સ્વીકાર કરી લીધો છે, પરંતુ જરા વિચારી જો, દોલતસિંહ! કે જો આવતી કાલે જ તારી અને તારા રાજાની સાક્ષી જૂઠી સાક્ષી તરીકે સાબીત થાય, તો પછી તેનું પરિણામ શું આવે? હું સારી રીતે જાણું છું કે, તું એક પાકો ખેલાડી અને કારસ્થાની પુરુષ છે અને તારા કારસ્થાનના પરિણામે જ આનંદદુર્ગમાં આ સર્વ અનર્થો ઉપજવા પામ્યા છે; પરંતુ એનો મને લેશ માત્ર પણ ભય નથી. હું તારા તે કૂટ કારસ્થાનને છિન્નવિચ્છિન્ન કરવાની શક્તિ ધરાવું છું. કહે જોઇએ કે, જો કદાચ કિશોરસિંહના સંબંધમાં તારી સાક્ષી જૂઠી ઠરે તો–”

આમ કહીને લૂટારા સરદાર મહાવીરે દોલતસિંહના મુખ તરફ રોષ સહિત તીક્ષ્ણ કટાક્ષ કર્યો.

દીવાન દોલતસિંહનું મુખ સૂકાઈ જવા આવ્યું. તેનું હૃદય કમકમી ઉઠયું. પરંતુ એકાએક પોતાના મનોભાવને દબાવી દઇને તેણે એક પ્રકારનું શુષ્ક હાસ્ય કરી ધીમેથી કહ્યું કેઃ–“એ દિવસના બનેલા પેલા ભયાનક બનાવનો રોષ હજી સુધી હું ધારૂં છું કે, અમારા રાજાપરથી તમોએ બિલકુલ દૂર થવા દીધો નથી. અમારા રાજાએ કરેલા અપમાનનો અગ્નિ હજી સુધી તમારા જિગરમાં પ્રચંડતાથી પ્રજળી રહ્યો હોય એમ જણાય છે. પરંતુ સરદાર! એમાં મારો શો દોષ છે? રાજાનો રોષ મારાપર શા માટે ઢોળી પાડો છો? સિંહ હોઇને એક સામાન્ય શૃગાલપર આટલી બધી નિષ્ઠુરતા શા માટે દર્શાવો છો?”

" દીવાન ! તારૂં મુખ ઘણું મીઠું છે ! તારી વાતો ઘણી સુંદર છે ! તારી બોલવાની છટા ખરેખર જાદૂ ભરેલી છે ! તું મનુષ્યના મનને મોહવવામાં અજબ હોશિયાર છે."

મૃદુહાસ્ય કરી મશ્કરી ભરેલા અવાજથી લૂટારા સરદાર મહાવીરે આવી વાર્ત્તા કહીને દીવાન દોલતસિંહના મુખભાવ પ્રતિ વીજળીના ચમકારા જેવો બીજો એક તીવ્રકટાક્ષ ફેંકી ફરીવાર કહેવા માંડયું કેઃ–

" પરંતુ દીવાન ! તારી વાતો જેવી સુંદર છે, તારા મુખમાં જેવું મધુ સમાયલું છે અને તારી બોલવાની કળામાં જે અદ્ભુત સરળતા ભરેલી છે, તેમાંનું તારા કાર્યમાં તો કશું પણ જોવામાં આવતું નથી. તારા જાલિમ કામોમાં નથી, સુંદરતાનો સંચાર કે સરળતાનો આભાસ ! તારૂં પ્રત્યેક કાર્ય ઘોરતમ અન્યાય અને અધર્મથી ભરેલું છે. જે વાતનો તારા મનમાં કશો ખ્યાલ પણ નહિ હોય તે વાતને પણ હું બહુ સારી રીતે જાણી શકયો છું, મારામાં મનુષ્ય માત્રના મનની વાતો તથા ગુણ, અવગુણો જાણવાની શક્તિ સમાયલી છે. એ શક્તિના પ્રભાવે તારા પેટની તમામ વાતો મારા જાણવામાં આવી ચૂકી છે. તું તારા મનમાં જ જરા વિચારી જો જોઇએ કે, તને અને તારા મહામાન્ય રાજા ભૂપસિંહને કાલે અમો જૂઠી સાક્ષી આપવાના અપરાધથી અપરાધી ઠરાવીને સપ્રમાણ સાબીત કરી આપીશું, તો પછી તમારૂં શું થશે ? એમ કરવાથી કિશોરસિંહની ફાંસી રદ થશે, તારા રાજાએ જૂઠી સાક્ષી આપી છે, જાણી જોઇને જુઠી વાત કહીને એક નિરપરાધીનું જીવન નષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે, તથા તે પ્રયત્નમાં તેં તેને સહાયતા કરી છે, એ સઘળું સહજમાંજ સપ્રમાણ થશે; અને તમો બન્ને સદાને માટે કારાગૃહના નિવાસી થશો, ઝિન્દગી સૂધી આંખનાં આંસૂ વરસાવ્યા કરશો."

" એ ઉપરાંત બીજું શું થશે એ તું જાણી શકે છે કે ? એથી સુરંગપૂરની મંત્રિસભા સારી રીતે સમજી શકશે કે, રાજા ભૂપસિંહ જ્યારે સરદાર રણધીરસિંહની કન્યાની સાથે લગ્ન કરવાને તૈયાર થયા છે, ત્યારે તેમણે પણ અવશ્ય ચૈતન્યદેવનો ધર્મ સ્વીકારી લીધો હશે. આથી, ગમે તે પ્રકારે, રાજા ભૂપસિંહને જપ્ત કરવા માટે તેઓ જીવજાનથી કોશિશ કરશે અને રાજા ભૂપસિંહને કારાગૃહની સજા થવાથી તેની સમસ્ત ધન–સંપત્તિ, રાજપાટ અને

સત્તા ઇત્યાદિ સુરંગપૂરના રાજભંડારમાં જમા થશે, ખાલસા થશે, પછી અમો સર્વને પણ લૂટફાટ કરવાની મજા આવશે, આનંદપૂરના અરણ્યનો માર્ગ સદાને માટે અમારે સારૂ મોકળો થઇ જશે. અહાહા ! એ સમયે કેવી મજા આવશે ?"

લૂટારા સરદાર મહાવીરની આ સર્વ વાર્ત્તા સાંભળીને દીવાન દોલતસિંહનો આત્માપુરુષ એકદમ ઉડી ગયો. શત શત ભયની વિકટ આકારવાળી મૂર્તિઓ તેનાં નેત્ર સમક્ષ જાણે અટ્ટહાસ્યની ક્રીડા કરી ભટકવા લાગી. જાણે સેંકડો હજારો વિપત્તિઓના સમુદ્રનાં દ્વાર એકાએક તેના હૃદયચક્ષુ સમક્ષ ખુલ્લાં થઇ ગયાં. દુશ્ચિન્તાનો પ્રવાહ તરંગોપર તરંગો ઉછાળાવીને તેના હૃદયમાં જાણે મોટા મોટા આઘાત-પ્રતિઘાત કરવા લાગ્યો, હવે શું કરવું, શો ઉત્તર આપવો, એ રાક્ષસી સ્વભાવવાળા જાલિમ લૂટારાના પંજામાંથી શી રીતે છટકવું, એ વિષયમાં અનેક પ્રકારના અનેક વિચારો કરવા છતાં પણ તેનાથી કશોપણ નિશ્ચય કરી શકાયો નહિ. લૂટારાના સરદાર મહાવીરની સમસ્ત કથા સાંભળીને ઘણીવાર સૂધી મૌન રહ્યા પછી છેવટે ભયજડિત સ્વરથી અને ભગ્ન કંઠથી તે બોલી ઉઠયો:-" તમે આ સર્વ શું કહો છો ! ગરીબની ગર્દનપર છુરી ચલાવવાને શા માટે તૈયાર થયા છો ? મેં તથા મારા રાજાએ તમારો શો ભીષણ અપરાધ કર્યો છે કે જેથી તમો અત્યારે અમારો આવો સર્વનાશ કરવાની ધમકી આપી રહ્યા છો ? ના-ના, આવો જુલ્મ ન ગુજારો ઇશ્વરનો ડર રાખો. આકાશ, પાતળ અને અવનીમાં જેની સત્તા વ્યાપેલી છે એ સર્વ શક્તિમાન સરજનહારના સંતાનોપર આવો કાળો કેર ન ચલાવો, હું ધારૂં છું કે, મને બ્હીવડાવવાની ખાતર તમોએ આ સર્વ કપોલ કલ્પિત વાતો ઘડી કાઢી છે અને મારો વિનાશ કરવાનો એક સરળ રસ્તો શોધી કાઢયો છે. નહિ તો આવા ભયાનક અસત્યનો પ્રચાર કરવાને તમે કદાપિ પ્રસ્તુત થાઓ જ નહિ."

બન્ને લૂટારાભાઇઓએ કેટલીકવાર સૂધી દીવાનની ઉપસ્થિત માનસિક અવસ્થાને બરાબર ધ્યાનપૂર્વક જોઇ લીધી. ત્યારપછી રણવીર એકાએક એક કૂદકો મારી પોતાના આસનપરથી ઉઠીને ઉભો થયો તથા ગંભીર નિનાદથી બોલી ઉઠયો:-" દીવાન તું કોની સમક્ષ આ શબ્દો બોલી રહ્યો છે, તેનો તને કાંઇ પણ ખ્યાલ આવે છે કે ? શું તું પોતે ઇશ્વરનું આસ્તિત્વ માને છે; ઇશ્વરનો ભય રાખે છે ?

ના–કદાપિ નહિ. તારા એ સર્વ વૃથા પ્રલાપો છે, અમારા પંજામાંથી છટકવાના નકામા લવારા છે. જો તું ઇશ્વરને માનતો હોત અથવા તેનાથી ડરતો હોત, તો કિશોરસિંહનું કાસળ કાઢવાના કુકર્મમાં કદાપિ સામેલ થાત નહિ, કદાપિ જુઠી સાક્ષી આપત નહિ. પણ હવે અમારી ઇચ્છા એ સર્વ નિરથક વાતોમાં અમારા અમૂલ્ય સમયને નષ્ટ કરવાની નથી, ચાલ દોલતસિંહ ! તું મારી સાથે ચાલ હું તને હમણાંજ સત્યનો સાક્ષાત્કાર કરાવી આપીશ, તને શા ઉદ્દેશથી અહીં લાવવામાં આવ્યો છે, એ બરાબર સમજાવી દઇશ. ”

આમ કહીને ન્હાનો લૂટારા સરદાર રણવીર દીવાન દોલતસિંહના ડાબા હાથને જોરપૂર્વક પકડીને તેના તે ભયથી થરથર કંપતા શરીરને બળપૂર્વક ઘસડીને ત્યાંથી ચાલવા લગ્યો. સાથે સાથે મહાવીર પણ ઉઠયો. ત્યારપછી તેમણે ત્રણે જણાએ ઓરડીમાંથી બહાર આવીને જોયું કે, વિજયમણિ એક હાથમાં ચાવીઓનો એક ઝુડો તથા બીજા હાથમાં એક દીવો ઝાલીને તેમની વાટ જોતો ઉભો હતો, વિજયમણિને જોઇને મહાવીરે કહ્યું કેઃ–“ ચાલ વિજય, બન્દીશાળામાં.”

વિજયમણિ સરદારની આવી વાત સાંભળીને સહજ ડરી ગયો. કારણ કે, તેણે આ પહેલાં પ્રથમના બંદીવાનને એક ઘરમાંથી બીજા ઘરમાં બદલાવી નાંખ્યો હતો અને એ સાથે એક અભાગિની અબળાને પણ બંદિની બનાવી હતી. આ સર્વ વાર્ત્તાને તે અત્યાર સુધી પોતાના બેમાંથી એક પણ માલિકને જણાવી શક્યો નહોતો અને જણાવવાનો અવસર પણ મળ્યો નહોતો. આથી એકાએક એકી સાથે સર્વ વૃત્તાંત સાંગોપાંગ તેમની પાસે શી રીતે વિદિત કરી શકાશે, તથા એ સાંભળીને તે બન્ને સરદારો કોણ જાણે કેવી મૂર્તિ ધારણ કરશે, તેઓ તેના પર કૃપા કરશે કે અકૃપા દર્શાવશે, આ સર્વ વિચારોથી તેના અત્યારના સાહસ તથા બુદ્ધિ બન્નેએ તેનો એકદમ પરિત્યાગ કરી દીધો, તે ભયથી કંપતો કંપતો અચકાતા અવાજથી સન્માનસહિત બોલ્યો કેઃ–“ આપે જે ગૃહમાં તેને રાખ્યો હતો, તે અત્યારે, તે ગૃહમાં નથી. મેં તેને આ પાતાળપૂરીના અથવા ભયાનક ભોંયરાના સર્વથી નીચેના પ્રદેશમાં રાખ્યો છે. ”

“ સારૂં સારૂં, એ સ્થળેજ ચાલ, મને લાગે છે કે, તેં જે કામ કર્યું છે, તે બરાબર વિચાર કરીનેજ કર્યું હશે ! એ સ્થળે રાખવાથી અવશ્ય કાંઇક કારણ બન્યું હશે અને એ કારણથીજ તેં તેને તે

ગૃહમાંથી બદલીને છેક નીચેના કારાગૃહમાં કેદ કર્યો હશે ! બંદીવાન એક મહા બદમાશ પુરુષ છે. એ હું ઘણી સારી રીતે જાણું છું. પણ હશે, એ સંબંધી સઘળી હકીકત હું આવતી કાલે સાંભળીશ. હાલ તરત તો તું અમોને રસ્તો બતાવવા માટે દીવો ઝાલીને અમારી સાથે ચાલ. ભોંયરાની ચાવીઓ મને સોંપી દે અને સળગતી મશાલને તું તારા હાથમાં ઝાલી લે."

આમ કહીને દસ્યુપતિ મહાવીરે વિજયમણિના હાથ તરફ પોતાનો હાથ લંબાવ્યો.

"અન્ય એક કેદી પણ ત્યાં છે." ભયથી અચકાતા અવાજે વિજયમણિએ ફરીવાર આ વાત કહીને રણવીરના મુખ તરફ ભય સહિત એકવાર દૃષ્ટિપાત કર્યો.

વિજયમણિના મુખનો એ ભાવ જોઇને રણવીર સમજી ગયો કે, તે હજી બીજું કાંઇક કહેવાની ઇચ્છા ધરાવે છે. ત્યારે રણવીરે મહાવીરના મુખ તરફ દૃષ્ટિપાત કરીને કહ્યું કેઃ—

"ભાઇ ! વિજય, હજી પણ કાંઇક કહેવા માગતો હોય, એમ જણાય છે."

"શું કહેવા માગે છે ? જે કાંઈ કહેવું હોય, તે જલ્દી કહી નાખ." વિજયમણિને સંબોધીને સરદાર મહાવીરે ગભરાટની સાથે કહ્યું કેઃ—"શું કહેવા માગે છે ? જે કાંઇ કહેવું હોય, તે જલ્દી કહી નાખ. જે કાંઇ બન્યું હોય, તે કહી સંભળાવ. ડરવાનું કશું કારણ નથી. પરંતુ જો એક પણ જૂઠી વાત કહીશ, તો અવશ્ય યાદ રાખજે કે, મારા સપાટામાંથી તું કોઇ પણ રીતે બચવા પામીશ નહિ; તારા શરીરના ટુકડે ટુકડા કરી, તારા માંસના ભોજનથી આ અરણ્યનાં શૃગાલોની ક્ષુધાને તૃપ્ત કરવામાં પણ હું પાછો પડીશ નહિ. ચાલ, જે કાંઇ બન્યું હોય, તે સત્ય કહી નાખ."

"તે ડાકિણી ડોશી—"

વિજયમણિની વાતને અટકાવી મહાવીર વચ્ચમાંજ ચમકીને બોલ્યો કેઃ—"ઓહો હો ! હું આજ સુધી એની વાત તો બિલ્કુલ ભૂલીજ ગયો હતો ! પણ હા, એનું શું બન્યું છે વારૂ ?"

વિજયમણિએ જવાબ આપ્યોઃ—"એ હરામજાદી મારી સાથે દગાબાજી કરવા આવી હતી. એથી મેં તેને છેક નીચેના એક ભયાનક ઓરડામાં કેદ પૂરી રાખી છે."

" જો એમજ કર્યું હોય, તો ઠીક કર્યું છે. બરાબર કર્યું છે. એ શયતાની મારી આંખો આગળ ઝેર જેવી થઈ પડી છે. એને કેદ કરવામાં તેં કાંઇ પણ ખોટું કર્યું નથી. " વિજયમણિની વાતનો આવો ઉત્તર આપી નાના લૂટારા રણવીરે બળસહિત પર્વતનાં તળ· પર ક્રોધથી એક લાત મારી.

ત્યાર પછી વિજયમણિ એક ક્ષણનો પણ વિલંબ કર્યાવિના તરતજ માર્ગદર્શક થઇને ચાલવા લાગ્યો. ઉભય લૂટારા બંધુઓ દીવાન દોલતસિંહને લઇને તેની પાછળ પાછળ ચાલ્યા. દીવાન ચાલવા લાગ્યો, ખરો, પરંતુ તે પોતાની ઇચ્છાથી નહિ, પણ મંત્રથી ચાલતાં પૂત- ળાંની પેઠે ચાલવા લાગ્યો. લૂટારાઓની વાતચીત સાંભળ્યા પછી તેનો આત્માપુરુષ જાણે બિલકુલ ઉડી જવા આવ્યો હતો. તે જાણે શૂન્ય દેહે યંત્ર ચાલિતની પેઠે બન્ને લૂટારાઓની સાથે ચાલવા લાગ્યો. પ્રથ- મજ જણાવી દેવામાં આવ્યું છે કે, દસ્યુપતિ મહાવીર મહાકાળીનો પરમ ભક્ત હતો, એથી ભોંયરામાં આવતી વેળાયે તેણે સર્વથી પ્રથમ દીવાન દોલતસિંહ સહિત મહાકાળીના મંદિરની મુલાકાત લીધી. મહા વીર મહાકાળીનો પરમ ઉપાસક હોવાથી જ તેણે પોતાના દુર્ગમાં મહાકાળીના એ મંદિરની સ્થાપના કરી હતી. એ મંદિરમાં પ્રવેશ કરીને મહાવીરે મંદિરની દીવાલની એક બાજૂપર કેટલીકવાર સુધી હાથ ઘસ્યા; હાથ ઘસતાંની સાથેજ મંદિરની એ દીવાલ એ ભાગમાં વિભક્ત થઇ ગઇ અને તેમાંથી એક દ્વાર બહાર નીકળી આવ્યું. એ દ્વારમાંથી નીચે ઉતરવા માટે એક નાની સીડી હતી. એ સીડીપરથી તે ચારે જણાઓ ધીરે ધીરે નીચે ઉતરવા લાગ્યા. સીડીપર પગ મૂકતાંની સાથેજ મહાવીરે કૌશલદ્વારા તે ગુપ્તદ્વારને પાછું પહેલાંની પેઠે બંધ કરી દીધું.

છેવટે સો ઉપરાંત પત્થરનાં પગથિયાંઓને ઓળંગીને એ લોકો એક વિશાળ ચૉકમાં આવી પહોંચ્યા. ચૉકમાં આવ્યા પછી સરદાર મહાવીર એક હાથમાં વિજયમણિની પાસેથી દીવો લઇને તથા બીજા હાથમાં દીવાન દોલતસિંહના હાથને મજબૂત રીતે પકડી રાખીને દીવાનને નજીકની એક ઊંડી ગુહાના મ્હોં આગળ લઇ ગયો અને ત્યાર પછી તેણે તેને તે ભયાનક ગુહા તરફ ઇશારો કરીને ઘણાજ કઠોર–ગંભીર અને ભયભરેલા અવાજથી કહ્યું કેઃ—" કેમ ! દીવાન ! આ ભયાનક ગુહાનું એકવાર બરાબર ધ્યાનપૂર્વક અવલોકન કરી લે.

અને તારી જિન્દગીનો હવે અંત આવ્યો છે, એમ ધારીને તારા ઇષ્ટદેવતાને એકવાર સ્મરી લે !"

આમ કહીને દસ્યુ સરદારે તે ક્ષુદ્ર ગુહાના કિનારાપરથી આંગળીનો ઇશારો કરી ડોલતા દિલવાળા દીવાનને ગુહામાં પડી તરફડીયાં ખાતાં કેટલાંક માણસો બતાવી આપ્યાં.

દીવાને એ બધું જોયું. જોતાંની સાથેજ અત્યંત ભય તથા વિસ્મયમાં તેનું હૃદય ડૂબી જવા આવ્યું. એક અસ્પષ્ટ અને ધીમો ચીત્કારધ્વનિ તેના તે ભયથી ફીકા થયેલા વદનવિવરમાંથી એકાએક બહાર નીકળી પડ્યો. લૂટારા સરદારે એ સમયે દીવાનને અધિક ભયભીત કરવાના આશયથી દીવાની દીવેટને અધિક વધારી દીધી. એ ગુહામાં આપણી અભાગિની ઉન્માદિની લૂટારા વિજયમણિના હાથે બંદિની થઇને અત્યાર સુધી વસતી હતી. મહાવીરના હાથમાંના દીવાનો પ્રકાશ એકાએક તેના મુખપર જઈ પડ્યો. એ જોઇને દીવાન દોલતસિંહને જણાવા લાગ્યું કે, જાણે એ દીવાની ધકધકતી આંખોથી, વિકરાળ વદન કરી તેનો ગ્રાસ કરવા માટે આવી રહી છે. એથી તેનું મસ્તક ડોલાયમાન થઇ ઊઠ્યું. તેના આખા અંગમાં કંપનો સંચાર થયો. દીવાન એ સાથે વિકટ ચીત્કાર કરી બોલી ઉઠ્યો:–" ઓ બાપરે ! આ રાક્ષસી–શયતાની અહીં ક્યાંથી ?"

દીવાન દોલતસિંહની આવી અવસ્થા અવલોકન કરીને વિજયમણિ તથા બન્ને લૂટારા સરદારો પોતાના હાસ્યને કોઇ પણ પ્રકારે રોકી શક્યા નહિ. ઘણીવાર સુધી હસ્યા પછી છેવટે વિજયમણિએ કહ્યું કે:–" કેમ દીવાન ! આ બુઢ્ઢાને ઓળખીને ? તમે જાણો છો કે એ કોણ છે ?"

" એ પાપી મને ઓળખતો નથી. પરંતુ હું એને બહુ સારી રીતે ઓળખું છું. એનું નામ દીવાન દોલતસિંહ છે ! એ હરામખોર ખરેખર શયતાન છે ! એ તૂફાની રાત્રે એ ઘોર ગંભીર અંધકારવાળી રાત્રે, એ ભીષણ વનપ્રદેશમાં, એ સમાધિસ્તંભના ચોકમાં હુંજ તેના કાનમાં કંઇક કહી ગઇ હતી. મારાથી એ પાપપ્રતિમાને કદાપિ ભૂલી શકાય તેમ નથી, એનાં કાળાં કામો મારા સ્મરણમાંથી કદાપિ ભૂંસાય તેમ નથી."

દસ્યુ અનુચરનાં વાક્યોની સમાપ્તિ થતાં ન થતામાં તો ઘોર

અટ્ટહાસ્ય કરી વિકટ વિદ્રૂપ સ્વરે દીવાની પોતાની મેળેજ આ બધી વાતો બોલી ઊઠી.

આ તરફ રણવીર વડીલ બંધુ મહાવીરને સંબોધીને વિરક્તિ સહિત આગ્રહથી બોલી ઉઠયો:—

" વૃથા વાર્ત્તાઓમાં વિના કારણ સમય નષ્ટ કરવાની શી અગત્ય છે ? જોતા નથી કે રાત્રિ વીતવા માંડી છે. એ ઉપરાંત દીવાનને આ રાત્રેજ પાછો રાજમહાલયમાં મોકલી આપવો પડશે, એની પણ કશી ખબર નથી ? નકામી વાતોમાં વખત વીતાડવાની—"

" હશે ! હશે ! મને એ વાત બિલ્કુલ યાદજ નહોતી. તું જે કહે છે, તે બરાબર છે."

રણવીરને આમ કહીને ભીલ–દસ્યુ મહાવીર તરતજ દીવાનનો હાથ ઝાલી તેને ખેંચીને નજીકની બીજી એક ગુહાના મ્હોં આગળ લઇ આવ્યો. એ બીજી ગુહાની પાસે જતાંની સાથેજ દીવાન દોલતસિંહે જે કાંઇ જોયું તથા જેની વાત તેણે કાનોકાન સાંભળી, તેથી તે બિલ્કુલ બેભાન થઇને એ ભયાનક ભોંયરાના વિશાળ ચૉકપર મૂર્છિત પડયો.

લગભગ એકાદ કલાક પછી દીવાન દોલતસિંહ એક કદાવર અશ્વની પીઠપર સ્વાર થઇને આનંદપૂરના એ દુર્ગમ વનમાર્ગને અતિક્રમ કરી પાછો ચાલ્યો આવતો હતો.

દસ્યુ–અનુચર દેવરાજ બીજા એક અશ્વપર બેસી તેનો માર્ગદર્શક રખવાળ થઇને ચાલતો હતો. છેવટે જ્યારે તેઓ રાજા દેવેન્દ્રનારાયણસિંહના સમાધિસ્તંભની સમીપમાં આવી લાગ્યા ત્યારે દેવરાજે કહ્યું કેઃ—" માફ કરજો દીવાન ! હવે મારાથી તમારી સાથે આવી શકાશે નહિ. હું અહીંથીજ પાછો ફરીશ, મારા દુર્ગ તરફ રવાના થઇશ. "

" વિદાય ! " દીવાન દોલતસિંહ પણ " વિદાય " એમ કહીને અશ્વપરથી નીચે ઉતરી પડયો તથા પોતાની મેળે પગે ચાલીને રાજમહાલય તરફ ચાલ્યો ગયો. દેવરાજે પણ બીજા અશ્વની લગામ પકડીને કાલીદુર્ગ તરફ પોતાનો અશ્વ દોડાવી મૂકયો.

---

**તૃતીય પ્રસંગ**

## શાંતિપ્રસાદની શૂરવીરતા !



બંદા ! બાત ન ભૂલિયે, ખુદા ખમેગા નાહિં;
જોર જુલુમ ન કીજિયે, મૃત્યુલોકકે માંહિ;
મૃત્યુ લોકકે માંહિ, તુજરઓં તુર્ત દિખાવે;
જેતા કરે ગુમાન, સોહિ નર ખત્તા ખાવે;
કહે દીન દરેશ, ભૂલ મત ગાફિલ ગંદા;
ખુદા ખમંદા નાંહિ, બાત મન ભૂલે બંદા.



ચાલો, વાંચક ! એકવાર આપણે રાજા ભૂપસિંહના ચિત્તની વૃત્તિનું અવલોકન કરી આવીએ, શા માટે તે આપણી આ વાર્તાના નાયક નવીન યુવક કિશોરસિંહનો અકારણ આવો શત્રુ થયો ? શા કારણથી તે તેની વિરુદ્ધમાં આવાં આવાં મહા ભયાનક અને ગંભીર કારસ્થાનો કરવામાં ગુંથાયો ? કિશોરસિંહનો સર્વનાશ સાધિત કરી શકવાથી, અથવા તેને આ જગતમાંથી આખી ઝિન્દગીને માટે દૂર કરવાથી તેના એવા કયા મહાન કાર્યની સિદ્ધિ થવાની હશે ? આવો, વાંચક, એ સર્વ હકીકતને આપણે એકવાર બરાબર તપાસી તપાસીને વિચારી જોઇએ.

રાજા ભૂપસિંહ સુંદરી સુશીલાના રૂપમાં મુગ્ધ થઇ પડયો હતો. પવિત્ર પ્રેમનો વિશુદ્ધ સ્વાદ ગ્રહણ કરવાની તેની મનોવૃત્તિની કાંઇ પણ ખરી શક્તિ ન હોવા છતાં પણ તે ત્રિભુવન મોહિની રૂપવતી રાયકુમારીને જોયા પછી તેના રૂપના સાગરમાં ડૂબી પડયો હતો. તેની સકળ નીચ પાશવ–પ્રવૃત્તિઓએ પ્રબળ થઇને તેના કામાંધ હૃદયમાં પોતાના આધિપત્યનો વિસ્તાર કરી દીધો હતો. તે એ દુર્દમનીય પશુવૃત્તિને પૂર્ણ કરવાની અભિલાષાથી જ કેવળ સુશીલાના પાણિનો પ્રાર્થી થયો હતો, પવિત્ર પ્રણયના આકર્ષણથી તે તેના પ્રતિ લેશ માત્ર પણ આકર્ષાયો નહોતો એમ કહેવામાં આવે તો તેમાં પણ કશોય પ્રત્યવાય નથી. તેણે પ્રતિજ્ઞા કરી હતી, મનમાં ને મનમાંજ દૃઢ સંકલ્પ કર્યો હતો, કે, ગમે તેમ થાય, પણ તે એક દિવસને માટે પણ રાયકુમારીના સહવાસના સુખનો ઉપભોગ અવશ્ય કરશે ને કરશે જ. ગમે તેમ થાઓ, પરંતુ બાલિકા સુશીલાને તે પોતાને હાથ કરશે ! ગમે તે પ્રકારે,

તે પોતાની ધારેલી ધારણાને સિદ્ધ કરી લેશે અને એ કાર્યને માટે, તે પોતાના સર્વસ્વનો ત્યાગ કરવામાં, જગતના સત્ય–ધર્મ–દયા અને મમતાને સદાને માટે વિસર્જન કરવામાં, જગતનાં સર્વ પ્રકારનાં મહા પાપોથી હૃદયને–આત્માને–હસ્તને કલુષિત કરવામાં પણ કદાપિ પાછો હઠશે નહિ. સુશીલાને મનોમંદિરની સ્વામિની કરવા માટે તે પોતાના પંચપ્રાણની આહુતિ આપવામાં પણ બિલ્કુલ સંકોચ કરશે નહિ.

ભાગ્યની ભયાનક ભ્રમણાથી પીડાયલા રણધીરસિંહે સુરંગપુરથી દેશવટો પામી, સુરંગપૂરનો પરિત્યાગ કરી, જે દિવસે આનંદપૂર આવવાનો ઉદ્યોગ કર્યો, તેજ દિવસે વિશ્રામગૃહમાં બેસીને રાજબંધુ ભૂપસિંહની સાથે તેની જે સઘળી વાતોચીતો થઇ હતી, તેમાં વાતની વાતમાં રાજા ભૂપસિંહે સુશીલાનું પાણિગ્રહણ કરવાના સંબંધમાં પોતાનો એક પ્રકારનો મનોભાવ પ્રકટ કરી દીધો હતો. પરંતુ ધર્મની વિરુદ્ધતાવાળા પ્રતિબંધના કારણથી કદાચ રણધીરસિંહ તેના પ્રસ્તાવમાં કુંઠિત અથવા અસમ્મત થશે, એવા કારણથી તેણે તે સમયે કાંઇક સંકોચની સાથેજ પોતાના મનનો તે ભાવ પ્રકટ કર્યો હતો. મનનો લોભ પૂર્ણ પ્રમાણમાં હોવા છતાં પણ મુખથી તે સંપૂર્ણ રીતે પ્રકટ કરી શક્યો નહોતો. કેવળ વાતની વાતમાં આભાસ માત્ર દેખાડયો હતો. વળી વૃદ્ધ રણધીરસિંહે પણ એ આભાસ મળવાથી જ આનંદપૂર આવીને સાહસપૂર્વક તેને જમાઇના પદપર ગ્રહણ કરવાની અભિલાષાથી સુરંગપુરથી યથારીતિ નિમંત્રણપત્રિકા મોકલીને બોલાવી લીધો હતો. રાજા ભૂપસિંહના મુખેથી પ્રથમ સુરંગપૂરમાં એવો આભાસ ન મળ્યો હોત, તો વૃદ્ધ રણધીરસિંહ સરદાર પણ કદાપિ સાહસપૂર્વક તેની પાસે આ વિવાહનો પ્રસ્તાવ રજૂ કરત નહિ. તે પણ જાણતો હતો કે, જો કે રાજા ભૂપસિંહ વંશની ખ્યાતિમાં તેનો સમોવડીયો છે, તથાપિ, તેઓ બન્ને જૂદાજૂદા ધર્મોના ઉપાસક છે, જૂદાજૂદા ધર્મોના તત્વને માનનારા છે, રાજા ભૂપસિંહ બૌદ્ધ ધર્મનો ચૂસ્ત ભક્ત છે, અને તે ચૈતન્યદેવના પ્રવર્તાવેલા વૈષ્ણવ સંપ્રદાયનો સેવક છે, રાજા ભૂપસિંહના વંશ પરંપરાથી ભગવાન બુદ્ધની પૂજા થતી આવે છે અને તેના કુળની રીતિ–પદ્ધતિ આદિ સર્વ બુદ્ધ ધર્મને અનુસરતી જ છે, તથા પોતાના રીતિ–રિવાજ તેનાથી સર્વથા વિભિન્ન પ્રકારની છે. એથી, તેનાથી પોતાની પ્રાણથી પણ પ્રિય કન્યા સુશીલાને તેના હાથમાં સોંપી શકાશે નહિ. વળી, જો કે, તેની તે પક્ષમાં કાંઇ દ્વિધા

અથવા આપત્તિ નહોતી, તોપણ રાજા ભૂપસિંહ તેમાં સમ્મત થશે કે નહિ, એ વિષયની તેના મનમાં એક મહાન ચિંતા રહ્યા કરતી હતી. પરંતુ સુરંગપૂરમાં રાજા ભૂપસિંહની સમ્મતિનો કાંઇક આભાસ મળવાથી તેના મનમાં એક પ્રકારનો દઢ વિશ્વાસ બંધાઈ ગયો. કિશોરસિંહની સાથેની પ્રથમ વિવાદને બીજે દિવસે જ પોતાની કન્યાના લગ્નનો દિવસ નક્કી કરીને, તેણે તેના પરમપ્રિય રાજબંધુ ભૂપસિંહને એક સુદીર્ઘ નિમંત્રણ-પત્ર મોકલાવી સત્વર આનંદપૂર આવવાનો અનુરોધ કર્યો.

રાજા ભૂપસિંહ પણ એ પત્ર મળવાથી ઘણોજ ખુશી થયો હતો. તેણે, મનમાં ને મનમાં જ જે કાર્યને, અન્ય કોઇ પણ ઉપાયે સમ્પૂર્ણ કરવાનો સંકલ્પ કિંવા પ્રયત્ન કર્યો હતો, તેને અનાયાસે જ સુસમ્પાદિત થવાની સુવિધા સમુપસ્થિત જોઇને, અત્યંત આનંદની સાથે ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં આનંદપૂર ભણી પ્રયાણ કર્યું. ત્યાર પછી જે કાંઇ બનાવો બન્યા છે, એ સર્વ વાંચકવર્ગથી લેશમાત્ર પણ અવિદિત નથી.

પરંતુ પહેલવહેલાં સુરંગપૂરમાં રાજા ભૂપસિંહે જ્યારે આ પ્રસ્તાવ કર્યો, કિંવા, છેવટે જ્યારે રણધીરસિંહરાયનું એ નિમંત્રણ પત્ર પ્રાપ્ત થયું, ત્યાં સુધી પણ તે જ્ઞાનથી કે સાનથી જાણતો નહોતો કે સુશીલાનું બીજું એક પ્રેમનું પાત્ર છે ? સુશીલાએ અન્ય એક નવ યુવકને પોતાના હૃદય મંદિરનો સ્વામી બનાવી દીધો છે ? સુશીલાએ અન્ય એક જણને પોતાના મનઃપ્રાણ વેચી નાખ્યા છે;—બાલિકા હૃદયમાં અયત્ને અણધારી રીતે કુટિલપ્રેમનાં બીજ અંકુરિત થઇ ઊઠ્યાં છે. વળી રણધીરસિંહ રાયનો પોષિત પુત્ર કિશોરસિંહ જ એ પ્રેમનું સર્વથી પ્રધાન લક્ષ્ય થઇ પડયો છે! કિંવા, જે દિવસે તેણે આનંદદુર્ગમાં આવીને પગ મૂક્યો, તે દિવસે પણ તે તેનું બિંદુ વિસર્ગ પણ જાણી શક્યો નહિ. આનંદપૂરમાં આવ્યા પછી ત્રણ ચાર દિવસે બનવા જોગે કોઇ એક અદૃશ્યશક્તિએ તેના કાનમાં તે વાત સંભળાવી દીધી. તેણે તે વાત સાંભળી, સાંભળીને વિચાર્યું કે, કિશોરસિંહજ તેના અત્યારના સુખ માર્ગનો સર્વથી મુખ્ય કંટક છે, કિશોરસિંહ જ તેના પ્રણયનો પ્રતિસ્પર્ધી છે. એક અજાણ્યા કુળવાળો, પારકાના અન્નથી પોષાતો, દરિદ્ર યુવક તેનો પ્રતિપક્ષી ! ઘણીજ તિરસ્કારની વાત છે ! ઘણીજ શરમની વાત છે !

આવો વિચાર કરી તેણે કોઇ સારી તક શોધવાની શરૂઆત કરી. શી રીતે કિશોરસિંહને પોતાના સુખના માર્ગમાંથી દૂર કરવો, તેના ઉપાયોજ તે અહર્નિશ શોધવા લાગ્યો. છેવટે એવી એક સારી ઉમદા તક પણ આવી મળી, કાળના કરાળચક્રથી કિશોરસિંહ વરુણસિંહનો ખૂની થઇ પડ્યો ! હવે તે ક્યાં જવાનો છે ? રાજા ભૂપસિંહ એક અચ્છી તક મેળવી બેઠો ! વિના કષ્ટે, વિના યત્ને, પરબારૂં અને પોબારૂં પોતાના શત્રુનું કાસળ નીકળી જશે, સાંઢનો શત્રુ વાઘથી મરશે. તેને કોઇ દોષી ઠરાવશે નહિ. તે નિષ્કલંક રહી પાંચ પંદર માણસની આંખમાં ધૂળ નાખી કિશોરસિંહને ધરાના ધામપરથી નાબૂદ કરી નાખશે. કપટતાથી કાર્યની સિદ્ધિ કરી શકાશે, પ્રપંચના પાસા પોબાર થશે, સત્યનો ભાનુ અસત્યનાં અંધારાં વાદળાંથી ઢંકાઇ જશે. આવી કલ્પનાને મનમાં ધારણ કરીને રાજાના રૂપમાં રહેલો એ જીવતો જાગતો નરરાક્ષસ ભૂપસિંહ તે સમયથીજ તેની તૈયારીઓ કરવામાં પ્રવૃત્ત થયો.

પ્રથમથીજ તે સમજી ગયો હતો કે, સુશીલાનું હૃદય તેના તરફ બિલ્કુલ આકર્ષાયું નથી અને આકર્ષાય તેવો સંભવ પણ નથી. સુશીલા તેને પોતાના સ્વામીના પદપર સ્થાપવાને બિલ્કુલ રાજી નથી. જે જેને ચ્હાતું નથી, તે તેને ચહાય છે, એ ઘણીજ ગુંચવણ ભરેલી વાત છે. એનો સંયોગ કદાપિ થઇ શકતો નથી. ચુંબક લોહનું જ આકર્ષણ કરે છે, બીજી કોઇ પણ ધાતુને કરતું નથી. બન્નેનાં હૃદયે હૃદયમાં સરખાપણું ન હોવાથી, કદાપિ વિનિમય કરી શકાતો નથી. સુશીલાનું હૃદય તેને ચહાતું નહોતું, તેમ છતાં તે સુશીલાને ચહાતો હતો. એ શું ઘણી ગુંચવણની વાત નથી ?

જ્યારે તે આ પ્રમાણે જાણી ગયો, ત્યારે તે જેથી કરીને સુશીલા પોતાને ચાહે, એવી તૈયારીઓ કરવામાં પ્રથમથીજ પ્રવૃત્ત થઇ ગયો. રાજમહાલયમાં આવી પ્રણયના ઉપહાર રૂપે પ્રથમ તે નાના પ્રકારનાં બહુ મૂલ્ય રત્નાલંકારાદિ સુશીલાની પાસે મોકલવા લાગ્યો; એક બે દિવસ તેની પાસે બેસીને અનેક પ્રકારનાં પ્રેમ સંભાષણ પણ તેણે કર્યા, કઇક પ્રકારનાં પ્રલોભનો પણ બતાવ્યાં. પરંતુ એ સર્વ કરવા છતાં કશું પણ વળ્યું નહિ. સુશીલાનું મન તે કોઇ પણ પ્રકારે મેળવી શક્યો નહિ. સુશીલાએ તેના આપેલા ઉપહારનો અનાદર કર્યો. તેના પ્રેમ–સંભાષણ સાંભળવા છતાં પણ સાંભળ્યાં નહિ. તે યત્નપૂર્વક

પ્રીતિની સાથે પાસે આવતો તો, રાયકુમારી તરતજ લજ્જા, અભિમાન અને અસંતોષથી એ સ્થાનનો પરિત્યાગ કરતી. તે સંકડોવાર કોઇ પ્રશ્ન પૂછતો, તો સુશીલા અનિચ્છાની સાથે, વિરાગ અને કષ્ટની સાથે કદાચ અર્ધાક પ્રશ્નનો ઉત્તર આપતી. રાજા ભૂપસિંહના નામની છાયાને પણ સુશીલા પોતાના હૃદયમાં પ્રવેશ કરવા દેતી નહિ. પરંતુ તેમ છતાં પણ તે નિરાશ થયો નહિ. ગુસ્સે ભરાયો નહિં; રાજમર્યાદાનું અપમાન થાય છે, એમ ધારીને અપમાનિત અથવા ક્રોધિત પણ થયો નહિ. ક્ષણે ક્ષણે તે કેવળ પોતાની સ્વાર્થસિદ્ધિનો ઇલાજ ખોળવા લાગ્યો. પળેને વિપળે તે પોતાના વફાદાર દીવાન દોલતસિંહની સાથે સલાહ મસલત ચલાવવા લાગ્યો.

બે ચાર દિવસમાં જ તેની આશા પૂર્ણ થવાનો માર્ગ આપોઆપજ ખુલ્લો થઇ ગયો. કિશોરસિંહ વરુણસિંહની હત્યાના અપરાધથી અપરાધી ઠરીને શકપર કારાગૃહમાં કેદ થયો. સુશીલાએ એ વાત સાંભળી. કિશોરસિંહની ચિંતાથી તેનું હૃદય સૂકાઇ જવા આવ્યું. કુશળતાથી રાજા ભૂપસિંહે એ જાણી લીધું. કપટતાથી તેણે રણધીરસિંહની અનુમતિ લઇને સુશીલાની સાથે એકાંતમાં મુલાકાત કરી. એ મુલાકાતનું જે કાંઇ પરિણામ આવ્યું, એનાથી વાંચકબંધુઓ ઘણી સારી રીતે જાણીતા છે, એટલે આ સ્થળે તેનો પુનરૂલ્લેખ કરવાની અગત્ય નથી. એ મુલાકાત કરતી વેળાએ કિશોરસિંહના જીવનની રક્ષા કરવાની પ્રતિજ્ઞા કરીને ધૂર્ત ભૂપસિંહે, શોકાતુરા બુદ્ધિવિસ્મૃતા બાલિકાને પોતાના ગળામાં વરમાળા આરોપવા માટે પ્રતિજ્ઞાપૂર્વક નિરૂપાય કરી દીધી, એ પણ વાંચકવર્ગ યથાર્થ રીતે જાણી શકયો છે.

સુશીલા બાલિકા હતી. અવશ્ય સુશીલાને બાલિકા કહીને બોલાવવાથી અમોને કશો પણ દોષ લાગે તેમ નથી. સુશીલા બાલિકા હતી અને એ બાલિકા હૃદયનું સત્યજ્ઞાન, ધર્મજ્ઞાન કેવું સુંદર હતું, એ પણ વાંચકોએ જોયું છે. વરુણસિંહના ખૂની મુકર્દમાનો ભયંકર ઇન્સાફ થતાં પહેલાં તેની આગલી રાત્રે સહૃદય શાંતિપ્રસાદ પંડિતની સુબુદ્ધિથી–કૌશલ્યથી જ્યારે સુશીલાની સાથે કિશોરસિંહનો એ યોગમંદિરમાં ક્ષણવારને માટે સાક્ષાત્કાર થયો, ત્યારે સુશીલાએ પોતાની પ્રતિજ્ઞાના, ધર્મના અને સત્યના પાલન સંબંધી કિશોરસિંહની પાસે પોતાનો જે અભિપ્રાય પ્રકટ કર્યો હતો, એ પણ વાંચકોએ સાંભળ્યો છે. તે અભિપ્રાયમાં તેણે સ્પષ્ટ કહી દીધું હતું કે, મારી ધારણા મૂજબ

રાજા ભૂપસિંહે કિશોરસિંહને કારાગૃહમાંથી મુક્ત કરીને, કિશોરસિંહના ન્હાસવામાં મદદ કરીને, તેના જીવનની રક્ષા કરી છે, તથા પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે. જો કે કિશોરસિંહ ફરીવાર દુર્ગમાં પાછો ચાલ્યો આવ્યો છે, તો પણ રાજા તો તેની પ્રતિજ્ઞામાંથી મુક્ત થયા છે. હવે હું પણ મારી પ્રતિજ્ઞામાંથી મુક્ત થઇશ અને એક દિવસને માટે પણ આનંદદુર્ગની રાજરાણી થઇશ. પરંતુ તેમ છતાં પણ હું કિશોરસિંહના પ્રેમમાંથી કિંવા ધર્મમાંથી કદાપિ પતિત થઈશ નહિ. અમારો પ્રેમ અને અમારૂં મિલન જો ભગવાનને રુચતું હશે, તો તે પરલોકમાં થશે, આ જન્મમાં કદાપિ થઇ શકશે નહિ. અવશ્ય કોઇને કોઇ લોકમાં અથવા કોઇને કોઈ જીવનમાં અમારૂં મિલન થશે, થશે ને થશે જ !" અહા ! જુઓ જોઇએ, કેવો નિઃસ્વાર્થ પ્રેમ ! બાલિકાના હૃદયનો કેવો અપૂર્વ ઉચ્ચભાવ ! બાલિકાના પ્રેમની કેવી અપૂર્વ ગભીરતા, કેવો અનિર્વચનીય ઉચ્છ્વાસ !

વળી રાજા ભૂપસિંહનું હૃદય એકવાર બરાબર જોઇ જુઓ. સરલા સુશીલા તેની સાથે વિવાહ-સંબંધના સૂત્રમાં બંધાઇ ચૂકી હતી, કિશોરસિંહ જોકે પલાયન કરીને દુર્ગમાં પાછો આવી પહોંચ્યો હતો, જો કે આ વખતે હવે તેને પલાયન કરવાનો સુયોગ પણ પ્રાપ્ત થઇ શકે તેમ નહોતો, જો કે ઇન્સાફમાં તેને મોતની સજા જ થાય તેમ હતી. તો પણ પૂર્વ પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને, સુશીલા તેની જ થશે, તેના જ ગળામાં વરમાળા આરોપશે, એ સર્વને મનમાં ને મનમાં અવશ્ય જાણવા છતાં પણ એ કારસ્થાનીના મનનું કારસ્થાન અટક્યું નહિ. રાજા ભૂપસિંહ મનમાં ને મનમાં જ વિચારવા લાગ્યો કે; "કિશોરસિંહે વરુણસિંહનું જે ખૂન કર્યું છે, તેનું પ્રત્યક્ષ પ્રમાણ તો કશું પણ નથી;" વળી ખાસ કરીને તેણે જાણ્યું હતું કે, કિશોરસિંહ સર્વથા નિર્દોષ છે, એવી સુશીલાના મનની દૃઢ ધારણા છે. આવી સ્થિતિમાં કિશોરસિંહ ન્હાસીને પણ જીવન ધારણા કરી રાખશે અથવા રાજ્યના ઇન્સાફથી તેને મરણની સજા થશે તોપણ સુશીલા પોતાના હૃદયપટપરથી તેની પ્રતિમૂર્ત્તિની છાયાને કદાપિ દૂર કરી શકશે નહિ. સુશીલા, શયનમાં સ્વપ્નમાં ભ્રમણમાં અને આહાર વિહારમાં, કેવળ કિશોરસિંહની ચિંતા જ કર્યા કરે છે, કિશોરસિંહને માટે રડયા કરે છે, કિશોરસિંહનું જ રટણ કર્યા કરે છે. પોતાની પ્રેમિકા કરવા છતાં પણ તે તેની પ્રેમભાગિની થઇ શકે તેમ નથી.

કિશોરસિંહ સર્વથા નિર્દોષ છે. કિશોરસિંહે એક માત્ર પ્રેમને માટે-જ આત્મોત્સર્ગ કર્યો છે, એ વાતનોજ સુશીલા અહોરાત્ર વિચાર કર્યા કરતી. એથી, તેમનો આ લગ્ન સંબંધ સુખકર શી રીતે નિવડી શકશે? મુખનું મિલન થવાથી મનનું મલિન ક્યાંથી થશે? આ પ્રમાણે વિચાર કરીને રાજા ભૂપસિંહે કિશોરસિંહના નિર્દોષ ચારિત્ર્યને સર્વ લોકો સમક્ષ અને ખાસ કરીને સુશીલાની સમક્ષ ખરાબ રીતે દેખાડવા માટે, તેને અતીવ બીભત્સ રંગે રંજિત કરવા માટે, કિશોરને સર્વ સાધારણની ઘૃણાનો, વિરાગનો અને ભયનો પાત્ર ઠરાવવા માટે અનેક ઉપાયો અજમાવવા માંડ્યા, અને એમાં એ ફળીભૂત પણ થયો. ઉપયુક્ત અથવા લાયક દીવાન દોલતસિંહની પૃષ્ટપોષકતાથી નિષ્કલંક કિશોરના ચારિત્ર્યને નૃશંસ–નરઘાતક–નરપ્રેતના ચિત્રથી સુંદર રૂપે ચિત્રિત કરીને સર્વ સામાન્યજનોની નજર આગળ રજુ કર્યું, તેમાં તેનો જયજયકાર થયો. ઇન્સાફની નજરે, તેના કારસ્થાની કાયદાના હાથે કિશોરસિંહના એ ચિત્રને સત્ય ઠરાવી દીધું અને એ-નાજ પરિણામે વિચારહીન વિચારપતિએ તે બિચારાને ફાંસીના લાકડાપર લટકાવવાની આજ્ઞા પણ જાહિર કરી દીધી. એથી રાજા ભૂપસિંહ નિશ્ચિંત થયો. એક નિર્દોષ યુવકના શિરપર અકારણ હત્યાના આરોપનું આરોપણ કરી તેને ધરાના ધામમાંથી સદાને માટે નાબુદ કરવાનું કારસ્થાન કરી, રાજા ભૂપસિંહ પોતાના સળગતા અંતરને અનેક અંશે શાંત કરી શક્યો, પ્રસન્ન કરી શક્યો.

ગમે તેમ હો, અમોએ તો અમોને ઉચિત લાગવાથી રાજા ભૂપસિંહના હૃદયનું ચિત્ર ચિતરીને વાંચક વર્ગ સમક્ષ રજૂ કરી દીધું છે, હવે તે સંબંધી અધિક ચર્ચા ચલાવવાનો અધિકાર વાંચકને જ સોંપીને અમો અમારી વાર્તાના સૂત્રને ગ્રહણ કરીએ છીએ.

દિવસનો પ્રથમ પ્રહર વીતી ગયો હતો. રાજા ભૂપસિંહનું પ્રાતર્ભોજન સમાપ્ત થઇ ચૂક્યું હતું. રાજમહાલયમાં અત્યારે કેવળ રાજા અને રામપ્રસાદસિંહ હાજર હતા. રણધીરસિંહ પોતાની કન્યા સુશીલા તથા દાસી કમલાને લઇને દેવીપૂર ચાલ્યો ગયો હતો. તેનાં બીજા સર્વે નોકર ચાકરો અને દાસીઓ વગેરે સઘળાં તેની આજ્ઞાથી સાથે જ ગયાં હતાં. કેવળ બ્રાહ્મણ શાંતિપ્રસાદ હજી સુધી રાજમહાલયમાં રહ્યો હતો. તે રહ્યો હતો ખરો, પણ ફકત એક દિવસને માટે જ, કિશોરસિંહને મરણની સજા થઇ ગયા પછી, તરતજ તે

બ્રાહ્મણ પણ ત્યાંથી ચાલ્યો જવાનો હતો. સુરંગપૂરના ન્યાયાધ્યક્ષો તે ઇન્સાફને દિવસે સાંજેજ સુરંગપૂર ભણી રવાના થઇ ચૂક્યા હતા.

ભોજન કાર્યમાંથી પરવાર્યા પછી રાજા ભૂપસિંહ પોતાના એકાંતવાળા સુસજ્જિત વિશ્રામગૃહમાં એકલો બેસીને મનમાં ને મનમાં જ વિચારી રહ્યો હતો કે;–"આજની રાતે–આજની રાત વીતતાંની સાથે જ મારી સઘળી ચિંતાઓ મટી જશે. રાત્રિના બરાબર બીજા પ્રહરને વખતે એ નાદાન યુવક ફાંસીના લાકડાંપર લટકશે. કાલે સવારમાં તેના અસ્તિત્વને બીજું કોઇ પણ જોઈ શકશે નહિ. અરે તેના નામને પણ કોઇ સાંભળી શકશે નહિ. મારી સાથે કરેલા વૈમનસ્યના પરિણામે એના પંચપ્રાણ પંચમહાભૂતોનો પરિત્યાગ કરીને શૂન્યમાં મળી જશે."

"આ વખતે સુશીલાના મનનો એક વિશ્વાસ દૂર થશે. તે જેને આજસૂધી નિર્દોષ, નિષ્કલંક વિશુદ્ધ ધારતી હતી, તે હવે જાણી શકશે કે, તે કેવો ભયાનક હતો, કેવો મોટો કૃતઘ્ન અને દગાબાજ હતો. આટલા દિવસ પછી તેની એક ખોટી ધારણા દૂર થશે. જ્યારે કિશોરસિંહ હજારો માણસોના સમુદાયમાં મરણને શરણ થશે, ત્યારે સુશીલા મનમાં ને મનમાંજ પોતાને ધિક્કાર આપશે; એક ખૂની, બદમાશ, શયતાન રૂપ પુરુષને ચાહયો હતો, જુઠાણાના ઝળહળતા ચિત્રને આજસૂધી સાધુચરિત્રનો આદર્શ ધારી બેઠી હતી, એટલા માટે મનમાં ને મનમાં આપો આપજ તે ઘણી શરમાઇ જશે. એ વખતે તે કિશોરસિંહનાં નામની પણ નફરત કરશે, તેના નામ પર લાનતનો વરસાદ વરસાવવા માંડશે. એ વખતે તે મનેજ ખરા જિગરથી, ખરા મનથી ચહાશે. મારા પ્રતિ પોતાનો પ્રેમાનુરાગ પ્રકટ કરવાનો અભ્યાસ કરશે. અહા ! જો એમ થશે, તો મારે માટે એ કેવી સુખની વાર્તા ગણાશે !"

"સુશીલા પરમ રૂપવતી છે. મેં આ જિન્દગીમાં અનેક રૂપ જોયાં છે. અનેક રમણીના સહવાસસુખનો સંભોગ કર્યો છે, પરંતુ એવું રૂપ મેં કદાપિ જોયું નથી; એવી રૂપવતી રમણી કદાપિ મારી નજરે પડી નથી. આટલા દિવસ પછી મારૂં ભાગ્ય મારાપર સુપ્રસન્ન થશે; મને કેવળ રમણીનોજ લાભ મળશે નહિ, એ લાભ મળવા ઉપરાંત એક અતુલ ધનરત્ન પણ પ્રાપ્ત થશે. વૃદ્ધ રણધીરસિંહ રાયની અતુલ ધનસંપત્તિનો હું જ હવે એક માત્ર ઉત્તરાધિકારી થઇશ ! ઓહ ! કારસ્થાન વિદ્યાનું કેવું સુંદર

પરિણામ ! દુનિયા એ કારસ્થાનને ધિક્કારનારી છે, તો હું તેનો પૂર્ણ પક્ષપાતી છું. મારી નજરમાં દુનિયા દીવાની છે ! કારસ્થાન કળાના સ્વાદથી સર્વથા અજાણી છે ! પણ એ બધું ગમે તેમ હો, એ સર્વ કારસ્થાન કળામાં વિજયનો વાવટો ફરકાવવાનું માન મને પોતાને જ ઘટે છે ! ધન્યવાદ પણ મને જ ઘટે છે. આવા ભયાનક ષડયંત્રમાં લેશ માત્ર પણ પદસ્ખલન થયું નથી. કેવી અદ્દ્ભુત મારી કાર્યકળા ! કેવી અજબ ચાલાકી ! લોકો મને કદાચ મારા આ કાર્યથી નિંદાને પાત્ર ગણતા હશે, પણ એની મને શી દરકાર છે ! લોકો કોણ છે ! લોકોની વાત તરફ લક્ષ આપવાનું શું પ્રયોજન છે ! પણ મારી સાથે મારા વફાદાર દીવાન દોલતસિંહને પણ મારે અવશ્ય ધન્યવાદ આપવો જોઇએ ! એવો વિશ્વાસુ, એવો અનુગત અને એવો કામનો માણસ મને બીજો કોઇ પણ મળશે નહિ. મારો દોલતસિંહજ મારો ડાબો હાથ છે ! આ ઝિન્દગીમાં મેં જે જોખમ ભરેલું કામ કર્યું છે, તેનો ખરો જવાબદાર એ દોલતસિંહ જ છે. દોલતસિંહના બુદ્ધિબળથી જ હું સઘળાં કામો હાંસિલ કરી શકયો છું. પરંતુ એકાએક મારૂં મન આવું ઉદાસ શાથી થઇ ગયું ? આ વળી પાછું શું થયું ? એ સર્વ કાંઇ જ નથી. કેવળ મારા મનની ભ્રમણા જ છે. મને લાગે છે કે, ઘણીવાર મનમાં આનંદની છોળો ઉછળી આવવાથી પણ આમ થઇ જાય છે. પણ વારૂ, રણધીરસિંહ રાયે જ્યારે પોતાની કન્યા સહિત દેવીપૂર પ્રતિ ગમન કર્યું, ત્યારે તેણે મારી સાથે એક પણ વાત શા માટે નહિ કરી હોય ! કદાચ, એનું મન ખરાબ થઇ ગયું છે, એટલા માટે જ તેનાથી મારી સાથે, જતી વેળાયે કશી પણ વાત કરી શકાઇ નહિ હોય. પણ શું એ સમજી ગયો હશે ? મારો ભયંકર ભેદ એના જાણવામાં આવી ગયો હશે ! અહા ! એ છાયામૂર્ત્તિ ! એ વિકટ આકૃતિ ! ના—ના—ના–ઉહ–ઉહ ! આ શું ! આ શું ! આ બધું શા માટે !"

રાજા ભૂપસિંહનું સ્વગત સંભાષણ અહીં સુધી આવ્યું હતું, એવામાં એકાએક રાય રમાપ્રસાદસિંહ એ ઓરડામાં આવી લાગ્યો. રમાપ્રસાદસિંહને જોઇને રાજા ભૂપસિંહ પોતાના મનોભાવને તરતજ છુપાવી દઇને બોલી ઉઠયો કે:—"અરે આવો, સિંહ મહાશય ! ખાવા પીવામાં કાંઇ અડચણ તો નથી આવી ને ! કોઇ પણ વિષયમાં કાંઇ પણ ખામી તો નથી રહીને ! તમારી તબિયતને તો કશી ઇજા નથી આવી ને ?"

રમાપ્રસાદસિંહે સન્માન સહિત એક પ્રકારનું મંદ હાસ્ય કરીને ઉત્તર આપ્યો કેઃ–"અડચણ? ખામી? ધ્રુજા? લક્ષ્મીના કુટુંબમાં ખામી શાની! રાજાના મહેલમાં અડચણ શાની? પણ એ બધી વાતોની કાંઇ આવશ્યકતા જ નથી. આજે રાત્રે તો ગમે તે રીતે એ ઉદ્ધત, અવિચારી અને ઉન્મત્ત છોકરાને ફાંસીના લાકડાપર લટકાવી દેવો પડશે! રાત્રિના બરાબર બીજા પ્રહરને વખતે બધું કામ ખતમ કરી નાખવું પડશે આ તરફનો બધો બંદોબસ્ત તો બરાબર થઇ ચૂકયો છે ને! વધભૂમિને સાફ કરાવી રાખવામાં આવી છે ને?"

"બધું બરાબર થઇ ચૂકયું છે. દોલતસિંહે કાલે જ બધો બંદોબસ્ત કરી રાખ્યો છે. હું મારી નજરોનજર જોઇ આવ્યો છું. ફાંસીનો ભયાનક સ્તંભ રોપવામાં આવ્યો છે! રેશમની દોરી પણ સખ્ત મજબૂત બાંધવામાં આવી છે. ખરેખર દીવાન દોલતસિંહ એક કામનો માણસ છું."

રાજા ભુપસિંહે રમાપ્રસાદસિંહના પુર્વોક્ત પ્રશ્નનો અહીં સુધી પ્રત્યુત્તર આપ્યો હતો, એવામાં શાંતિપ્રસાદ પંડિતે એ ગૃહમાં પ્રવેશ કરીને રાજાના કાનમાં કાંઇક વાત કહી દીધી.

રાજા એ વાત સાંભળી ચમકીને બોલી ઉઠયોઃ–"શું દોલતસિંહ અકસ્માત બીમાર પડયો છે? ચાલો, ચાલો, હું હમણાંજ તેને જોવા જવા માગું છું. જાઓ, તમે આગળ ચાલતા થાઓ."

શાંતિપ્રસાદ પંડિતે રાજાને પ્રણામ કરી પ્રસ્થાન કર્યું. રાજા ભૂપસિંહ જ્યારે આનંદપુરમાં આવ્યો, ત્યારે તેની સાથે જે રસોઇયો આવ્યો હતો, તે એકાએક બીમાર થઇ જવાથી આગલે દિવસે જ્યારે રણધીરસિંહ રાયે પોતાનાં માણસો અને સુશીલાની સાથે દેવીપુરના કુલીનકુમાર ચૌધરીના ઘર ભણી ગમન કર્યું, ત્યારે તેના રસોઇયા શાંતિપ્રસાદ મહારાજને બીજા થોડાક દિવસ આનંદપુર રોકવા માટે અનુરોધ કર્યો હતો. એ કારણથી જ શાંતિપ્રસાદ મહારાજ પોતાના પ્રભુના પરિત્યાગ કરી જવા છતાં પણ એ સ્થળે રોકાયો હતો અને રાજા ભુપસિંહની સાથે રાજમહાલયમાં જ વસતો હતો.

આજે પ્રભાત સમયે સર્વના જમી રહ્યા પછી જ્યારે બ્રાહ્મણ શાંતિપ્રસાદે જોયું કે, દીવાન જમવા માટે આવ્યો નથી, ત્યારે તે તેને જમવા બોલાવવા માટે તેના સુવાના ઓરડામાં ગયો. ત્યાં જઇને તેણે જોયું કે, તેના મુખમંડળે એક પ્રકારનો વક્રભાવ ધારણ

કરી લીધો છે. આથી તેને કેટલીક પૂછગાછ કરવાથી તેણે સાંભળ્યું કે, દીવાનને ઘણી જ વેદના થવા માંડી છે, તેનામાં ઉઠવાની તાકાત નથી. તે આજે કશું પણ ખાવાનો નથી. ત્યાર પછી દીવાન દોલતસિંહે પોતાની અત્યારની આ બીમારીના સમાચાર રાજાને આપવા માટે શાંતિપ્રસાદને ઘણા કાલાવાલા કર્યા. શાંતિપ્રસાદ રાજમહાલયમાં આવીને પ્રથમથી જ દીવાનને પોતાની નજરે જોઇ શકતો નહોતો. તેને જોતાંની સાથે જ તેના મનમાં કોણ જાણે શા કારણથી એક પ્રકારની વિજાતીય ઘૃણા અને વિમુક્તિનો સંચાર થતો હતો. તે ઉપરાંત તે એમ પણ જાણતો હતો કે, કિશોરસિંહની વિરુદ્ધમાં તેણે તથા તેના સ્વામી રાજા ભૂપસિંહે જે પ્રકારની જૂઠી સાક્ષી આપી છે, એ સાક્ષીના પરિણામે જ બિચારા નવીન નિર્દોષ યુવકને મરણની સજા મળી છે. શાંતિપ્રસાદ મહારાજના મનમાં પ્રથમથીજ નિશ્ચય થઇ ગયો હતો કે, કિશોરસિંહ સર્વથા નિર્દોષ છે, અને તેના ભાગ્યની મંદતાના યોગે જ અત્યારે તેના શિરપર આવા એક તદ્દન બનાવટી અને જૂઠા હડહડતા આક્ષેપનું આરોપણ થયું છે. દીવાન દોલતસિંહે રાજા ભૂપસિંહની સાથે ષડયંત્ર કરીને કિશોરસિંહના વિપક્ષમાં જૂઠી સાક્ષી આપી છે. રાજા પણ કેવળ સુશીલાને મેળવવા માટે જ તે બિચારાને ફાંસીના લાકડાંપર લટકાવી કમોતે મારવાને તૈયાર થયો છે. પોતાના એક ક્ષણિક સ્વાર્થની સિદ્ધિ માટે રાજા ભૂપસિંહે એક વિરાટ કાવત્રું રચી કિશોરસિંહ જેવા સરળ અને ભોળા યુવકનું કાસળ કાઢવાનો પ્રબંધ રચ્યો છે. આ સર્વ સંસ્કારોને વશીભુત થઇને જ રાજા તથા દીવાન દોલતસિંહ તરફ શાંતિપ્રસાદને આંતરિક ઘૃણા તથા વિરાગની અધિકતર વૃદ્ધિ થઇ હતી. તો પણ એક માત્ર પોતાના પ્રભુની આજ્ઞાથી અને પોતાના માનસિક કુતૂહલને વશીભૂત થવાથી સરળ શાંતિપ્રસાદ બ્રાહ્મણ હજી બીજા કેટલાક દિવસને માટે રાજા ભૂપસિંહના રાજમહાલયમાં રહેવાને સમ્મત થયો હતો.

દીવાન દોલતસિંહે તેને ઘણા કાલાવાલા કરીને રાજાની પાસે પોતાની બીમારીના સમાચાર આપવા માટે મોકલ્યો. બ્રાહ્મણે પણ અનેક પ્રકારના વિચારો કર્યા પછી એ દૂતનું કાર્ય કરી આપવાનો સ્વીકાર કર્યો. તેણે વિચાર્યું કે, "ગમે તેમ ભલેને હોય, પરંતુ કોઇના ઉપર ઉપકાર કરવામાં કશો પણ દોષ નથી. પ્રત્યેક મનુષ્ય જાતિપર

અવશ્ય પોતાનાથી બનતો ઉપકાર કરવો જ જોઇએ."

આ પ્રમાણે વિચાર કરીને તે રાજાને તેના દીવાનની બીમારીના સમાચાર આપી આવ્યો. રાજમહાલયમાંથી બહાર નીકળી રસ્તે આવતાં આવતાં બ્રાહ્મણના મનમાં પાછો એક નવીન કૌતુહલનો સંચાર થયો. બ્રાહ્મણે વિચાર્યું કે, "દીવાન દોલતસિંહ રાજાભૂપસિંહનો એક માત્ર સામાન્ય પગારદાર અનુચર અથવા દાસાનુદાસ સેવક જ છે; છતાં પણ તેની વેદનાના સમાચાર સાંભળીને રાજાના ચિત્તમાં અકસ્માત્ એવી ચંચળતા શા કારણથી ઉપસ્થિત થઇ હશે? તેના મુખપર એકાએક ઉદાસિનતાની છાયા શાથી છવાઇ ગઇ હશે? એના શરીરમાં એકાએક કંપનો સંચાર થવાનું શું કારણ હશે? અવશ્ય એમાં કોઇ છુપો ભેદ છુપાયલો હશે. અવશ્ય રાજાની સાથે દીવાનની કાંઇકને કાંઇક છુપી વાતચીત ચાલતી હશે. દીવાન તથા રાજા ઉભય એક બીજાના કોઇ ગુપ્ત ભેદને જાણતા હશે. રાજાના કોઇ પણ મહત્ કાર્યનો આધાર દીવાન દોલતસિંહપર અવલંબેલો હશે. જો એમ ન હોય તો રાજા ભૂપસિંહ એજ ક્ષણે અને એજ પળે એવી રીતે અધરાઇને દીવાનની સાથે મુલાકાત કરવા માટે કેમ તૈયાર થઇ જાય? અવશ્ય એનું કાંઇ ગૂઢ રહસ્ય હોવું જોઇએ. ગમે તેમ હો, પણ એ ભયાનક ભેદને જાણવાની કોશિશ તો મારે અવશ્ય કરવી જોઇએ."

આવી ચિંતા કરીને બ્રાહ્મણ શાંતિપ્રસાદ પોતાના ઓરડા તરફ ન જતાં ધીમે ધીમે દીવાનના પલંગ તળે આવીને સ્થિરતાથી બેસી ગયો. તે સમયે તેણે વિચાર્યું; કે રાજાની સાથે દીવાનની શી વાતચીત થાય છે, એ હવે મારાથી સાંગોપાંગ સાંભળી શકાશે."

દીવાનના પલંગની સ્હામેના ભાગમાં શય્યાના ઉપરના ભાગપરથી ઓરડાના ભોંયતળીયાં સુધી એક મોટી ઝાલર ઝૂલતી હતી. એથી બ્રાહ્મણ શાંતિપ્રસાદ તેની નીચે છુપાઇ રહ્યો છે, એવું જાણવાનો અથવા વિચારવાનો પણ કોઇને માટે સંભવ રહ્યો નહિ.

## ચતુર્થ પ્રસંગ

# નિશીથ-ભ્રામકની ગુપ્તકથા

જગતમાં જન્મ લીધો છે નક્કી દીન એક મરવાને,
જવાનું છે જગત્ છોડી મરણને શર્ણ ઠરવાને;
નથી આ વિશ્વની માયા સદા સ્થાયીજ રહેવાની,
નથી આ કાચની કાયા અમરપટ્ટો લખાવાની.
ફના સંસારના ખેલો સહુ દિન એક થાવાના;
જહાંના રાયને રંકો મરણને શર્ણ થાવાના.

શાંતિપ્રસાદ બ્રાહ્મણે હજી માત્ર આવીને દીવાનની શય્યા તળે પોતાનું શરીર છૂપાવ્યું હતું, એવામાં તો રાજા ભૂપસિંહે પણ એ ઓરડામાં પ્રવેશ કર્યો. રાજા તેના દીવાનની નજીકમાં આવી, તેના મુખની તેવી વિકૃત આકૃતિ જોઇને તથા તેની આંખોને ઊંડી ઉતરી ગયેલી જોઇને કાંઇક આશંકિત થઇ ગયો. તેના તેવા વિષણ્ણ ભાવનું અવલોકન કરીને તે સ્તબ્ધ થઇ ગયો. ત્યારપછી તેણે દોલતસિંહના શિરોદેશે શય્યાની એક બાજૂપર બેસીને ધીમે ધીમે પૂછ્યું કેઃ–
"કેમ, શું થયું છે દીવાન? તમે આવા ઉદાસ કેમ થઈ ગયા છો? તમને શું અસુખ થયું છે?"

દોલતસિંહને હજી માત્ર સાધારણ જ ઉંઘ આવી હતી, ભરઉંઘમાં તે હજી સુધી પડયો નહોતો. તે પોતાના માથાં આગળ બેઠેલા રાજાનાં વાકયો સાંભળીને એકાએક જબકી ઉઠયો, તેની તે સામાન્ય નિદ્રાનો ભંગ થયો. તેણે ધીમે ધીમે આંખો ખોલી મથાળાપર બેઠેલા રાજાની તરફ નજર કરી, પોતાના રાજપ્રભુને પોતાની પાસે આવેલા જોઇને તેણે ઘણા જ ધીમા અવાજથી કહ્યું કેઃ–"હજૂર! ઘરના દરવાજાને એકવાર બરાબર બંધ કરી આવો."

રાજાના અંતઃકરણનો સંશય ધીમે ધીમે વધવા લાગ્યો. તે ધીમેથી ઉઠીને એકદમ ઓરડાના દ્વારપર સાંકળ વાસી આવ્યો. ત્યાર પછી દીવાનની પાસે ફરીવાર બેસીને હદ ઉપરાંત અધીરતાની સાથે ઉપરાસાપરી અનેક સવાલો પૂછવા લાગ્યો. તેણે પૂછ્યું કેઃ–

"કેમ, શું થયું છે દીવાન? તમને શું અસુખ થયું છે? મને એકદમ શા માટે બોલાવ્યો છે ?"

"ગજબ થયો છે! મહારાજ! ગજબ થયો છે! સત્યાનાશ વળી ગયો છે! હવે આપણી રક્ષાનો એક પણ ઉપાય રહ્યો નથી, મોતના પંજામાંથી કોઇ પણ રીતે આપણે બચીએ તેમ નથી."

આમ કહેતાં કહેતાં દીવાન રડી પડયો. તેની આંખમાં આંસુનાં ઝળઝળીયાં ઉભરાઇ આવ્યાં. રાજા ભૂપસિંહનો જીવ પણ સુકાઇ જવા આવ્યો. પોતાના પરમપ્રિય દીવાનની આ અદ્‌ભુત વાત સાંભળીને તથા તેની આંખમાંથી આંસુની ધારાઓ વહેતી જોઇને તેનો ભય પારાવાર વધી ગયો. તેનું આખું શરીર હિમ જેવું ઠંડું થઇ જવા આવ્યું. તે અત્યંત ઉત્કંઠાની સાથે બોલી ઉઠયોઃ–"શો ગજબ થયો છે! શો સત્યાનાશ વળી ગયો છે ? કહો–કહો–જલ્દી કહો. આવા સંશયમાં રહેવા કરતાં એકદમ મરી જવું એ જ બહેતર છે."

"કિશોરસિંહને લીધે જ આપણો સર્વનાશ થવા બેઠો છે." દીવાન દોલતસિંહે કહ્યું.

"કિશોરસિંહને લીધે !–કેમ ? કિશોરને લીધે વળી પાછું શું થયું ? તમે આવી વાત કેમ કરો છો ? ધીરે ધીરે રાજા ભૂપસિંહે ઉપર જણાવેલા સવાલો દોલતસિંહને પૂછ્યા.

"હા એ ઘણી ભયંકર વાત છે! મારા મુખમાંથી એ વાત બહાર પણ નીકળી શકતી નથી. મહારાજ ! રાત્રિના બીજા પ્રહરે હું નિદ્રાના ઘેનમાં ને ઘેનમાં જ બહાર ફરવા નીકળી પડયો હતો; મને એવી રીતે ફરવાની હમેશાં ટેવ જ પડી ગઇ છે. જ્યારે સમસ્ત સંસાર ઘોર નિદ્રામાં અભિભુત થાય છે અને હું પણ નિદ્રાવશ થાઉં છું, ત્યારે કોણ જાણે કઇ અદશ્ય શક્તિ મને નિદ્રામાં ને નિદ્રામાં જ બહાર ભટકવા લઇ જાય છે. જો ખરૂં કહું તો હું એક નિદ્રિત–ભ્રામક જ છું, ઉંઘના ઘેનમાં ભટકનારો એક ભ્રાન્ત ભ્રામક છું." અહિં સુધી કહીને દોલતસિંહ જરાવાર અટકી પડયો.

"ગજબ થયો !" રાજા ભૂપસિંહ ભય અને વિસ્મય સહિત બોલી ઉઠયોઃ–"ગજબ થયો ! ત્યારે હું ધારૂં છું કે, તમે ઊંઘના ઘેનમાંજ બધી બીના જાહિર કરી દીધી છે. આપણા કારસ્થાનના કાળા પડદાને ખુલ્લો કરી દીધો છે. દીવાન ! તમે ખરેખર સત્યાનાશ વાળી દીધો છે!"

"ના—" હદ ઉપરાંત દૃઢતા દર્શાવીને દીવાન દોલતસિંહે ઉત્તર આપ્યોઃ-"ના-એ હું બરાબર જાણું છું કે, મારા મુખેથી કદાપિ કોઇ પણ અવસ્થામાં કોઇ પણ વાત અત્યાર સુધી જાહિર થઇ નથી. તો પણ ઘોર ગંભીર રાત્રે ઊંઘતો ઊંઘતો હું જાગી ઉઠ્યો હતો અને પાછો એ ઊંઘના ઘેનમાંજ રાજમહાલયમાંથી બહાર નીકળી પડ્યો હતો. ત્યાર પછી ઊંઘમાં ને ઊંઘમાં જ હું વનમાં ભટકવા માટે ચાલ્યો ગયો હતો. આ પહેલાં પણ હું ઘણીવાર ઊંઘના ઘેનમાં બહાર નીકળી પડતો હતો, પરંતુ જ્યારે એ ઘેન દૂર થતું, ત્યારે હું જોતો કે, રાજા દેવેન્દ્રનારાયણના સમાધિસ્તંભના સોપાનપર જ હું બેઠો છું. એ રોગ મને લગભગ બે વરસ થયાં લાગૂ પડ્યો છે. હંમેશાં રાત્રિના બીજા પહોરે જ્યારે સર્વજનો અઘોર ઊંઘમાં ઊંઘી જાય છે, ત્યારેજ હું ઊંઘના ઘેનમાં વનેવનમાં ભટકયા કરૂં છું. હમેશાં રાત્રે હું એવી રીતે બહાર નીકળી પડું છું. પરંતુ હું એ વખતે શું કરૂં છું, ક્યાં જાઉં છું, એ સર્વ વિષયમાં મને કશી પણ ખબરજ પડતી નથી. એ બાબતમાં હું કશું પણ જાણી શકતો નથી. કોઇવાર સમાધિસ્તંભના પગથિયાંપર તો કોઇવાર—"

"રહેવા દો, રહેવા દો, એ વાતને એટલેથીજ રહેવા દો. મારાથી હવે એ વાત સાંભળી શકાય તેમ નથી; કારણ કે, એથી મારા દેહમાં કમકમાટી છૂટે છે, મારૂં દિલ ડોલવા માંડે છે."

રાજા ભુપસિંહે દીવાન દોલતસિંહની વાતને અટકાવીને અત્યંત વિરક્તિની સાથે કહ્યું:—

"રહેવા દો, રહેવા, એ વાતને એટલેથીજ રહેવા દો. અત્યારે એ બધી કહાણી કહી સંભળાવવાની કશી જરૂર નથી, મને એ સાંભળવાનો સમય પણ નથી. હવે થયું છે શું, એ જલ્દી કહી સંભળાવો, અજાયબીના સમુદ્રમાં મારા મનને વધારે ન ડુબાડો."

પરંતુ દીવાને રાજાની એ બાધાને માની નહિ. તે પૂર્વ વાક્યના અનુસંધાનમાં પુનઃ કહેવા લાગ્યો કેઃ-"કોઇવાર યોગ મંદિરના ચોકમાં જઇને હું ઘુંટણમંડીએ ઘણીવાર સુધી બેસી રહું છું, કોઇવાર આનંદદુર્ગના અરણ્યમાં જઇ કોઇ ઊંચામાં ઉંચા પર્વતના શિખરપર બેસી ઘણીવાર સુધી એકાગ્રમનથી મારા મનની ધુનમાં ને ધુનમાંજ બેસી રહું છું. ત્યાર પછી જ્યારે મને શુદ્ધિ આવે છે, ત્યારે હું જાણે છેક મરણતોલ થઇ પડું છું."

રાજાએ કહ્યું:—"વારૂ તમે તો સુરંગપૂરમાં મને એમ કહેતા હતા ને કે, ભૂત-પ્રેતના ઉપદ્રવને તમે માનતા જ નથી, તેનાથી બિલ્કુલ ડરતાજ નથી. રાજમહાલયમાં તમે ઘણાજ સુખેથી રહી શકો છો, એ સ્થળ છોડીને બીજે કોઇપણ સ્થળે જવાની તમોને ઇચ્છાજ થતી નથી. તો પછી પાછા અત્યારે આવા શબ્દો શા માટે સંભળાવો છો! હું આ બધું શું સાંભળી રહ્યો છું. કેમ આ બધી વાતો તમે મને એક દિવસને માટે પણ નહોતી કહી સંભળાવી?

"પહેલાં તો મને આવો રોગ જ લાગૂ થયો નહોતો. આ છેલ્લાં એકાદ બે વરસ થયાંજ હું જાણી શકયો છું. ખાસ કરીને છેવટના છ-સાત માસ થયાંજ આ રોગ બહુજ વધી પડયો છે. ના ના. મહારાજ! હવે હું બચી શકીશ નહિ. મારો જીવ ટકી શકશે નહિ."

આમ કહેતાં દીવાન ફરીવાર રડી પડયો. રાજા ભુપસિંહે તેને સાંત્વના કરીને કહ્યું કે: "વારૂ, તમને શો ભય લાગે છે! તમારા હૃદયમાં શી ભ્રાન્તિ ઉત્પન્ન થવા પામી છે?"

"ઘણોજ ભય લાગે છે, પારાવાર ભીત્તિ ઉત્પન્ન થવા લાગી છે." દીવાને આંખનાં આંસૂ લુછી કાંઇક શાંત થઇને કહ્યું:—"ઘણોજ ભય લાગે છે, પારાવાર ભીતિ ઉત્પન્ન થવા લાગી છે. હમેશાં રાત્રિના બીજા પ્રહરે એક ભયંકર મૂર્ત્તિ મારી નજર આગળ આવીને આવિર્ભુત થાય છે. હાય! એ મૂર્ત્તિ ઘણીજ ભયંકર છે, મારાથી એની ભયંકરતાનો ચિતાર આપી શકાય તેમ નથી. તે મૂર્ત્તિજ મને રાત્રે વનેવનમાં આવી રીતે ભટકાવ્યા કરે છે.

એ મૂર્તિ કોની છે, એ તમો કહી શકો છો કે?" રાજા ભુપસિંહે આતુરતાથી પૂછ્યું.

"જે ભયંકર બનાવથી હું-હજુર, આપના હાથમાં આવ્યો છું તેની જ એ છાયા છે! ના-ના, છાયા નહિ, ભયંકર આકૃતિ છે, માંસહીન વિકટ કંકાલ મૂર્તિ છે! એ મૂર્તિના દર્શનથી મારાં હાડેહાડ વિંધાઇ જાય છે, હૃદયમાં દારુણ વેદનાની જ્વાળા સળગી ઉઠે છે! અરે, એનું સ્મરણ થતાં પણ મારા જિગરના તાર તૂટી પડે છે. તે પુરોહિતના પોશાક-"

"બસ, બસ, હવે એ વાત કહેવાની કશી જરૂર નથી." એકાએક રાજા ભૂપસિંહના હૃદયમાં જાણે કોઇ ઘણા પુરાતન સમયની સ્મૃતિ જાગી ઉઠી. સહસા તેનું હૃદય જાણે કોઇ નવીન ભય ભરેલી

ચિંતાથી કંપી ઉઠયું. તેણે કમ્પાયમાન થઇને ધ્રુજતા શરીરે કહ્યું:– "બસ બસ, હવે એ વાત કહેવાની કશી જરૂર નથી. આ વાત સાંભળીને, એ મૂર્તિની છાયા મારી નજરે પણ તરી આવે છે, માટે હવે એ વાત કહેવાની કશી જરૂરજ નથી. હવે તમે અત્યારે તમારા પર શી આપત્તિ આવી પડી છે, એ જલ્દી કહી નાખો. મારૂં મન તમારી વિપત્તિની એ વિસ્મયજનક વાર્ત્તા સાંભળવા માટે અત્યંત આતુર બની ગયું છે."

દીવાને કહ્યું કે:–" ગઇ રાત્રે પણ એવી રીતે ઉંઘના ઘેનમાં ભટકતો ભટકતો હું વનની અંદર દાખલ થયો હતો. પરંતુ એ વખતે સમાધિસ્તંભની પાસે ન જતાં જ્યાં આગળ કિશોરસિંહને માટે ફાંસીનું યંત્ર નિર્માણ કરવામાં આવ્યું છે, બરાબર ત્યાં આગળજ જઇ ચઢયો હતો–મહારાજ ! શું કહું, હું જેથી રાત્રે ઉંઘમાંથી ઉઠીને એવી રીતે દુર્ગમાંથી બહાર ન નીકળી પડું, એને માટે પણ મેં અનેક યત્નો કર્યા હતા. દુર્ગના દ્વારની ચાવીને મેં એક ઘણીજ છુપી જગાએ છુપાવી રાખી હતી, તથા તેવોજ બીજો પણ બંદોબસ્ત કરી રાખ્યો હતો. પરંતુ કોઇ પણ પ્રકારે મારા એવા ભ્રમણનું હું નિરાકરણ કરી શક્યો નહોતો. મેં જે ગુપ્તમાં ગુપ્ત જગાએ ચાવી છૂપાવી રખાવી હતી, ત્યાંથી રાત્રે તેને ખોળી કાઢીને હું બહાર નીકળી પડયો હતો. એ ચાવીને મેં શી રીતે ખોળી કાઢી હતી, એ હજી પણ મારાથી બરાબર કહી શકાતું નથી–"

અત્યંત અધીરતાની સાથે રાજા ભૂપસિંહ બોલી ઉઠયો:– "જવા દો, જવા દો, એ બધી મામૂલી વાતોને જવાદો અને હવે મુદ્દાની વાતપર આવો. કહો આજે શું બન્યું હતું વારૂ ?"

દીવાને જવાબ આપ્યો: "ત્યારપછી શું થયું હતું, તે જરા ધ્યાન દઇને સાંભળો. હું નિદ્રાવેશમાં એ ફાંસીના લાકડાં પાસે હાથ જોડી ઘુંટણમંડીએ બેઠો હતો; એવામાં ત્રણચાર માણસોએ અચાનક આવીને મને એકદમ પકડી લીધો તથા એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં ઘોડાની પીઠપર બેસાડી દીધો. એ વખતે મને કાંઇક શુદ્ધિ આવી, પરંતુ તરતજ પાછો એ શુદ્ધિનો લોપ થયો અને હું બિલકુલ બેશુદ્ધ બની ગયો. ત્યારપછી જ્યારે ફરીવાર મને જ્ઞાનનો સંચાર થયો, ત્યારે મેં જોયું કે, હું લૂટારાઓના અડ્ડામાં–કાલિદુર્ગમાં દુર્દાન્ત દસ્યુ–સરદાર

માહાવીરની સ્હામે બેઠેલો છું. એ સમયે મેં એક લૂટારાના મુખેથી સાંભળ્યું કે, તેઓ મને ઉંઘમાંજ ત્યાં ઉપાડી ગયા છે.

" લૂટારાના કિલ્લામાં ? મહાવીરના અડ્ડામાં ? કેમ ? તેઓ તમને ત્યાં શા માટે પકડી ગયા વારૂ ?"

રાજા ભૂપસિંહે અત્યંત વિસ્મય, અત્યંત સંશય અને અત્યંત ઉત્કંઠાની સાથે ફરીવાર આવો પ્રશ્ન પૂછ્યો.

દોલતસિંહે જવાબમાં જણાવ્યું કેઃ–" સ્થિર થાઓ, મહારાજ, શાન્ત થાઓ ! ધીરજ ધરીને સર્વ વૃત્તાંત શાંતપણે સાંભળો. એકી સાથે બધી હકીકત કહી શકાય તેમ નથી. ધીમે ધીમે સાંભળવી પડશે. હું શુદ્ધિમાં હોઉં, ત્યારે તો તેમનાથી મને પકડી જવાય તેવો કાંઇ ઇલાજજ નહોતો, એટલા માટે તેઓ કદાચ મારી એ બેશુદ્ધ અવસ્થામાંજ પોતાના અડ્ડામાં ઉપાડી ગયા હશે. ત્યાં લઇ ગયા પછી તેમણે મને ત્યાં શા કારણથી લઇ જવામાં આવ્યો હતો, એ સંબંધી બધી હકીકત સંભળાવી. તેમણે કિશોરસિંહના ઇન્સાફના સંબંધમાં જે કાંઇ બન્યું છે, તે બધું સાંભળ્યું છે, આપે જે સાક્ષી આપી છે, અને મેં જે જુબાની આપી છે એ વાત પણ તેમના જાણવામાં આવી ગઇ છે, પરંતુ, તેઓ હવે એમ સાબીત કરી આપવા માગે છે કે, કિશોરસિંહ નિર્દોષ છે. કિશોરસિંહે એ બન્ને અશ્વારોહી સૈનિકોની કતલ કરી નથી, તેણે આપની પાસે કોઇપણ પ્રકારના અપરાધનો સ્વીકાર કર્યો નથી; આપણે તેની વિરુદ્ધમાં જૂઠી સાક્ષી આપી છે. તે બન્ને અશ્વરોહી સૈનિકો લૂટારાના હાથથી જ માર્યા ગયા છે. જે માણસના હાથથી તેઓ માર્યા ગયા છે, તે માણસે પોતે જ મને આ વાત કહી સંભળાવી છે. વળી વરૂણસિંહના ખુનનો જે આરોપ કિશોરસિંહના શિરપર ઢોળી દેવાનાં આવ્યો છે, તે પણ બિલકુલ–"

" શું એ આરોપને પણ એ લોકો જૂઠો ઠરાવવા માગે છે ?" ભય, વિસ્મય અને ઉત્કંઠાથી અધીર થઇને કમ્પતા હોઠથી રાજા ભૂપસિંહ બોલી ઉઠયોઃ–

" શું એ આરોપને પણ એ લોકો જાૂઠો ઠરાવવા માગે છે ? એનું કાંઇ પણ પ્રમાણ આપવા માગે છે ?"

ત્યારે દીવાન દોલતસિંહે એ ઓરડાની ચારે બાજૂએ એકવાર ભયસહિત દૃષ્ટિપાત કરી હદ ઉપરાંત ધીમા અવાજથી એ વાત રાજા ભૂપસિંહને કહી સંભળાવી; એથી રાજા ભૂપસિંહ એક વિકટ ચીત્કાર

કરી તરતજ શય્યાપરથી ઉછળીને નીચે જમીનપર ગબડી પડયો. તેનું માથું ફરી ગયું. આખા શરીરપર પરસેવાના જોએ જોબ વળી ગયા. તેના કાનમાં એ સમયે એક પ્રકારનો અસ્વાભાવિક ભીષણ ચીત્કાર સંભળાવા લાગ્યો. તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ. તેના પ્રાણ કંઠે આવી ગયા. પલંગ તળે સૂતેલો એ ગુપ્ત શ્રોતા શાંતિપ્રસાદ પણ, એ વાત સાંભળીને એક ચીસ પાડી ઉઠયો. પરંતુ રાજાની ચીસની સાથે એનો એ સ્વર મળી જવાથી, કોઇ તેને સાંભળી શકયું નહિ.

થોડીવાર સૂધી એ ઓરડો બિલ્કુલ શાંત અને નિઃસ્તબ્ધ રહ્યો. થોડીવાર સુધી રાજા કિંવા દીવાન કોઇના મુખમાંથી કશી વાત નીકળી નહિ. બ્રાહ્મણ શાંતિપ્રસાદ પણ પોતાનો શ્વાસ રૂંધીને એ પલંગ તળે ચૂપચાપ બેસી રહ્યો. મનના અસહ્ય ઉદ્વેગને દબાવી ન શકવાથી, તે અજાણતામાં ચીસપાડી ઉઠયો હતો. પરંતુ તરતજ પાછું પોતાની ચાલૂ સ્થિતિનું સ્મરણ થવાથી ભયનો માર્યો તે એટલો બધો વ્યાકુળ થઇ ગયો હતો કે, તેણે પોતાના શ્વાસને પણ બિલ્કુલ રોકી દીધો હતો અને એ સાથે એકાગ્રતાથી રાજા તથા દીવાનની વચ્ચે ચાલતી ગુપ્ત વાતચીત સાંભળવા માટે તલ્લીન બની ગયો હતો. થોડી- વાર પછી રાજા ભૂપસિંહે કહ્યુંઃ–" અસંભવ ! બિલ્કુલ અસંભવ ! એવું કદાપિ બને જ નહિ. એ સર્વ મિથ્યા છે, એ બહારવટીઆ- ઓની બહાદુરીની એક માત્ર ચાલાકી જ છે. હું ધારૂં છું કે, તમે કદાચ ઉંઘના ઘેનમાં જ એ બધું જોયું હશે. એમ કદાપિ બનેજ નહિ. હું તમારી દરેક વાતને માની શકું છું, પણ આ વાતપર મને લેશ માત્ર પણ વિશ્વાસ આવતો નથી. શ્રદ્ધા બેસતી નથી."

" ના, ધર્માવતાર ! એમાંનું કાંઇપણ મિથ્યા નથી; સમસ્ત સત્ય જ છે. મેં મારી શુદ્ધિમાં, મારી નજરોનજર એ બધું જોયું છે. એમાં અવિશ્વાસ લાવવાનું કાંઇ કારણ જ નથી. "

ધીર-ગંભીર ભાવે દીવાન દોલતસિંહે રાજાના વાકયનો આ પ્રત્યુત્તર આપ્યો.

રાજાએ કહ્યુંઃ–" વારૂ, એ સ્ત્રી કોણ છે ? "

દીવાને જવાબ આપ્યોઃ–" એ સ્ત્રી કોણ છે, એનો તો મારાથી કોઇ પણ રીતે કશો નિશ્ચય કરી શકાતો નથી; તો પણ તેનો અવાજ

મારો જાણીતો હોય એમ મને સાફ જણાઇ આવે છે. તેને મેં આનંદપૂરની આજુબાજુમાં આવેલા ઘોર અરણ્યમાં આ પહેલાં પણ એક બેવાર જોઇ છે. એક દિવસ, જે દિવસે હજુરનું આનંદપૂરમાં આગમન થયું, તે દિવસે, તેજ સ્ત્રીએ આપને જોઇને મશ્કરી કરી હતી; તેને જોઇને જ આપનો અશ્વ ભડકી ઉઠયો હતો. અને ગઇ, વા વંટોળીઆવાળી તોફની રાત્રે હું ઉંઘના ઘેનમાં ઉઠીને વનની અંદરના એ સમાધિસ્તંભની પાસે જ્યારે ગયો હતો, ત્યારે તે સ્ત્રીએ મને જોઇને પોતાની પાસે બોલાવ્યો હતો તથા અનેક ગુસ્સાભરેલી વાતો કહી સંભળાવીને, મારૂં અસહ્ય અપમાન કર્યું હતું, મારાપર ધિક્કારનો, ફિટકારનો કે લાતનો વરસાદ વરસાવ્યો હતો. છેવટે તેણે મારૂં નામ શુદ્ધાં કહી દીધું હતું. એ સાંભળીને મને ઘણોજ ભય લાગ્યો હતો. અને હું તરતજ ત્યાંથી દોડીને ન્હાસી છૂટયો હતો. મને તો એમજ લાગે છે કે, એ સ્ત્રી અવશ્ય કોઇ પ્રેતિણી કે ડાકિણી જ છે અને એ આપણો સર્વનાશ સાધવામાંજ અહર્નીશ તત્પર રહે છે. રાજન્! મારી આ વાર્ત્તા અક્ષરે અક્ષર સત્યજ છે, એમાં અસત્યનો અંશ માત્ર પણ નથી."

"બરાબર છે." રાજાએ કહ્યું: "બરાબર છે. મેં પણ તેને બે વાર જોઇ છે. એ એક દિવસ રાજમહાલયમાં આવતી વેળાયે; અને એક દિવસ, જ્યારે સુશીલાનો ઉદ્ધાર કરવા માટે લૂંટારાની સાથે હું લડવા ગયો હતો, ત્યારે એ બુઢ્ઢી ડાકણ મારા જોવામાં આવી હતી. એ વખતે તે મને એમ પણ કહી ગઇ હતી કે, કિશોરસિંહ સુશીલાને છોડાવીને રાજમહાલયમાં લઇ ગયો છે. એ ડાકિણી જ છે, એના મુખના હાવભાવ, બોલવા ચાલવાની અજબ છટા વગેરે બધું જોતાં એ ખરેખર રાક્ષસી હોય એમ જ જણાઇ આવે છે. દીવાન! તમે તેને ડાકિણી ધારો છો, એમાં બિલકુલ સંશયજ નથી. પણ હવે એ બધી વાતને આટલેથી જ અટકાવીને મતલબની વાત કહો. એ હરામખોર બદમાશો હવે શું કરવા માગે છે? એમના મનની મતલબ શી છે?"

દીવાન દોલતસિંહે જવાબ આપ્યો:—"લૂટારાઓ હવે સુશીલાને કબ્જે કરવા માગે છે. તેનો સરદાર મહાવીર મહાકાળીના સોગન ખાઇને કહે છે કે, હું ગમે તે રીતે સુશીલાને મારી ભાર્યા કરીશ. સુશીલાના સંસર્ગથી મારા કાલિદુર્ગની શોભા વધારીશ. સુશીલસુંદરીને મેળવવા માટે કદાચ મારે મારા સર્વસ્વનો ભોગ આપવો પડશે, તો

તેથી પણ પાછો પડીશ નહિ. રાજા ભુપસિંહની સાથે એથી કદાચિત્ વેર જગાડવું પડશે, તો તેમ પણ કરીશ, પરંતુ સુશીલાને તો હું મારા જિગરની માલિક કરીશ, કરીશ ને અવશ્ય કરીશ. ”

રાજા ભૂપસિંહ આ વાત સાંભળતાંની સાથે જ ક્રોધ સહિત બોલી ઉઠયોઃ—“ હરામખોર, શયતાન લૂટારા સરદારનું એટલું બધું ગુમાન ! એટલું બધું દુઃસાહસ ! એ શયતાનની સ્પર્ધા પણ કાંઇ જેવી તેવી નથી. એક સામાન્ય દુર્ગનો સરદાર હોઇને એ નાદાન, ગમાર, પશુ સમાન મામૂલી લૂટારો આનંદપૂરના અધીશ્વરની સાથે વેર જગાડવા માગે છે ? સાધારણ મૂષકોનો સરદાર ભયંકર કાળભુજંગની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા ધરાવે છે ? રાજા ભૂપસિંહની હૃદયેશ્વરીને એ પામર, ભીખારી લૂટારો મહાવીર પોતાની પ્રિયતમા કરવાની અભિલાષા ધરાવે છે ! અહા ! કેવી મૂર્ખતા ! કેવી બેવકૂફી ! ”

દીવાને કહ્યું:—“ કેવળ એટલું જ નહિ, પણ આપને પોતાને એ કામ કરી આપવું પડશે. સુશીલાનો હાથ મહાવીરના હાથમાં સોંપવો પડશે. રણધીરસિંહને એ વિષયમાં સમ્મત કરવાનો ભાર, તેઓ આપનાપર ઢોળી દે છે. તે સાથે તે લોકો એમ પણ જણાવે છે કે, રાજા ભુપસિંહના હાથે જ સુશીલસુંદરીનાં લગ્ન મહાવીરની સાથે થશે અને જો રાજા એમાં જરાપણ આનાકાની કરશે, તો તેની પાયમાલી કરવામાં એક ક્ષણનો પણ વિલંબ લાગશે નહિ. ”

શુષ્ક મુખે, શુષ્ક હૃદયે અને શુષ્ક નયને રાજા ભૂપસિંહ બોલી ઉઠયાઃ—“ અને જો કદાચ હું એ વિષયમાં અસમ્મત થઇશ, તો તેઓ મારી શી પાયમાલી કરશે ? સત્તા, સંપત્તિ કે સૈન્યની તુલનામાં તો તેનાથી મારી સાથે કોઇપણ રીતે સ્પર્ધા કરી શકાય તેમ નથી, તો પછી તેમનાથી મારૂં શું અહિત થશે ? વળી, હું ધારૂં તો ઘડીના છઠ્ઠા ભાગમાંજ એ સર્વ શયતાનોનો સંહાર કરવાની શકિત ધરાવું છું, ”

“ રાજન્ ! તેઓ આપની સાથે યુદ્ધ કરવાની બિલ્કુલ ઇચ્છા જ દર્શાવતા નથી, પરંતુ આપે કિશોરસિંહની વિરુદ્ધમાં જે જૂઠી સાક્ષી આપી છે, તથા મેં એ કાર્યમાં ઇરાદાપૂર્વક જે સહાયતા કરી છે, તે સર્વ હકીકતને સર્વ સાધારણ જન સમક્ષ આવતી કાલેજ સપ્રમાણ સાબીત કરી આપવા માગે છે. વળી તેનાં સર્વ પ્રમાણો પણ અત્યારે તેમની પાસે મૌજુદ છે. ગઇ રાત્રે મહાવીર સરદારે મને એ વાત

કહી દીધી છે કે, આપ જો આજ સાંઝ પહેલાં એવું એક પ્રતિજ્ઞા પત્ર તૈયાર કરી સહી સિક્કા સાથે તેમની પાસે નહિ મોકલી આપો તો કોઇપણ રીતે આપણો બચાવ થઇ શકશે નહિ. તે પ્રતિજ્ઞા પત્રમાં આપને એમ લખી આપવું પડશે કે આપ ગમે તે પ્રયત્ને સુશીલાને એકવીસ દિવસની અંદર તેમની પાસે હાજર કરી દેશો; જો એ પ્રમાણે લખી આપશો, તોજ પ્રભુ ! આપણો એ આપત્તિમાંથી ઉદ્ધાર થઇ શકશે, નહિ તો, આપણે કોઇપણ પ્રકારે બચી શકીશું નહિ. મહાવીર મહા ટેકીલો છે. જીવ જતાં સુધી પણ એ પોતાની પ્રતિજ્ઞાને પાછી ફેરવતો નથી; ખરેખર આજે એક મહા ચિંતાનો વિષય આપણી સમક્ષ આવી ઉભો છે અને એથી જ અત્યારે મારી આવી દશા થઇ ગઇ છે.

" ત્યારે શું, હું જો એ પાપાત્માના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા પત્ર નહિ લખી મોકલું તો, તે કિશોરસિંહની વિરુદ્ધમાં આપણે જૂઠી સાક્ષી આપવાનો જે અપરાધ કર્યો છે, તે સપ્રમાણ સાબીત કરી દેશે ખરૂં ને વારૂં ? " રાજા ભૂપસિંહે પૂછ્યું.

દીવાન દોલતસિંહે ઉત્તર દીધો:-" જી, હા, સરકાર; એ શયતાન એમ કરવામાં કદાપિ પાછો પડશે નહિ. "

ત્યાર પછી રાજા ભૂપસિંહે કેટલીકવાર સુધી નીચું મુખ કરી કાંઇક ચિંતા કર્યા પછી પુનઃ દીવાનને સંબોધીને નિરાશાથી ભાંગી પડેલા હૃદયે, ભયભીત નજરે અને ભગ્ન સ્વરે કહ્યું કેઃ—

" ત્યારે હવે શું થશે દીવાન ? રણધીરસિંહરાયને આ વિષયમાં શી રીતે સમ્મત કરી શકાશે ? તેઓ પોતે જ ગમે તે રીતે, સુશીલાને શા માટે નથી લઇ જતા ? આપણને એ વિષયમાં જોડવાનું શું પ્રયોજન છે ? ખરેખર દીવાન ! આપણાપર આપત્તિઓનું આકાશ તુટી પડયું છે. આપણા કારસ્થાનનો ભેદ ફૂટી ગયો છે ? દુષ્ટ મહાવીરે ખરી ચાલાકી ચલાવી છે. અત્યારે તેની પાસે જે પ્રમાણો મોજૂદ છે. તે પરથી જો તે ધારે તો ખરેખર આપણું મોત નિપજાવી શકે તેમ છે ? હવે એ ભયાનક સંકટમાંથી બચવાનો કાંઇ ઇલાજ? દીવાન ! તમારી બુદ્ધિમાં આવે છે બચવાનો કાંઇ ઇલાજ?"

દીવાને કહ્યું:-" તેઓ પોતે તો આ કામમાં હાથ નાખવા માગતા જ નથી. આપને એ કામ અવશ્ય કરી આપવું પડશે. આપના હાથથીજ તેઓ સુશીલાને મેળવવા માગે છે. આજથી એકવીસ

દિવસની અંદર ગમે તે રીતે, રણુધીરસિંહની સમ્મતિથી અથવા અસમ્મતિથી પણ આપને સરદાર મહાવીરની તહેનાતમાં સુરસુંદરી સુશીલાને હાજર કરી દેવી પડશે. વળી એકરારનામાપર સહી સિક્કો કરીને આજ સાંઝ પહેલાં જ તેને મોકલી આપવું પડશે. જો એમાં જરાપણ વિલંબ થશે, તો એ લોકો પોતાનો ભાવ ભજવ્યા વિના રહેશે નહિ. સમજ્યાને મારા સરકાર? આપણા જીવન મરણની બાજી હવે લૂટારા સરદાર મહાવીરની મુઠ્ઠીમાં જ રહેલી છે. જો એ નરાધમ આપણને આપણા એ કાર્યમાં શિથિલ થયેલા જોઇને આપણાં કૃષ્ણ કારસ્થાનનો ભેદ જનસમૂહ સમક્ષ જાહિર કરી દેશે, તો પછી આપણી ફજેતીનો કાંઇ સુમારજ નહિ રહે. માટે રાજન્! આપ ગમે તે રીતે રણધીરસિંહરાયની સમ્મતિ મેળવવાનો પ્રયત્ન કરો. જો કે, એક રીતે તેમની સમ્મતિ ન લેવામાં આવે તો પણ ચાલી શકે તેમ છે. ”

“ કેમ? શી રીતે ચાલી શકે તેમ છે? તેમની સમ્મતિ વિના સુશીલા આપણા સપાટામાં શી રીતે આવી શકશે અને જો સુશીલા નહિ મળી શકે, તો પછી આપણે આપણા ભેદને પણ શી રીતે છુપાવી શકીશું? વળી એ શયતાનો પણ આપણો પિછો શી રીતે છોડશે? રણધીરસિંહની સમ્મત્તિ લીધા વિના જે ભયાનક પરિણામ આવવાની સંભાવના છે, એ પણ તમે મને પહેલેથી જ જણાવી દીધું છે. ત્યારે હવે શું બાકી રહ્યું? દીવાન! હું તો આ વિષયમાં કાંઇપણ સમજી શકતો નથી. ”

રાજા ભૂપસિંહે અત્યંત આગ્રહસહિત પોતાના પરમ પ્રિય દીવાનને સંબોધીને ઉપર પ્રમાણે કહ્યું.

“ રણધીરસિંહને કશી પણ ખબર આપ્યા વિના જ સુશીલાનું દેવીપૂરથી હરણ કરી લાવવું અને બારોબાર તેને મહાવીર સરદારના અડ્ડામાં મોકલી આપવી. આમ કરવાથી બધો ભેદ છુપો રહી શકશે અને રણધીરસિંહની આંખમાં ધૂળ ધૂળ નાંખી શકાશે!” દીવાન દોલતસિંહે ભયંકર સલાહ આપી.

દીવાનની આવી ભયાનક સલાહ સાંભળીને રાજા ભૂપસિંહે કહ્યું:-“ હા, એ ઘણો જ સીધો અને સરળ ઉપાય છે. પણ શું, સુશીલાને મહાવીરના અડ્ડામાં સ્વાધીન કરવામાં આવશે, તો તે કિશોરસિંહને નિર્દોષ ઠરાવવાનાં તેની પાસે જે પ્રબળ પ્રમાણો છે, તેને નષ્ટ કરી નાખશે ખરો કે? કિશોરસિંહને ફાંસીના લાકડાંપર

ચઢતાં પહેલાં જ તેના દુર્ગમાં જે બે કેદીઓ છે, તેની કત્લ કરી નાખશે ખરો કે?"

"અલબત્ત! અલબત્ત! દીવાને જવાબ આપ્યો:–"અલબત્ત! અલબત્ત! પણ હવે આપ બીજો કાંઇપણ વિચાર ન કરતાં, એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના હમણાંને હમણાં જ મહાવીર સરદારના એ પ્રસ્તાવમાં સમ્મત થઇ જાઓ. સાંઝ થતાં પહેલાં જ આપનું સહી–સિક્કાવાળું કબૂલાતપત્ર તેના અડ્ડામાં મોકલી આપવાની કોશિશ કરો! જો આપ એમ કરવામાં જરા પણ ગફલત કરશો તો, આપણું ધન–માન કે પ્રાણ આદિ કશું પણ બચી શકશે નહિ, આપ પણ જશો અને હું પણ આ વૃદ્ધ વયે આપને માટે—"

આમ કહેતો કહેતો દીવાન દોલતસિંહ ફરીવાર રડી પડ્યો, આંખમાંથી આંસૂ વરસાવવા લાગ્યો. રાજા ભુપસિંહ, ત્યારે પોતાના હૃદયમાં અત્યંત ઉદ્વેગ અને આશંકા વ્યાપેલી હોવા છતાં પણ વૃદ્ધ દીવાનને ઘણીવાર સુધી સમજાવીને છેવટે બોલ્યો કેઃ–"એમજ કરીશ દીવાન! શું કરીએ લાચાર છીએ. આવી પડેલી આફતમાંથી ઉગરવાનો એક પણ ઇલાજ બાકી રહ્યો નથી, માટે લાચારીથી એમજ કરવું પડશે. સુશીલાની આશાનો ત્યાગ કરવાનું દુઃખકર હોવા છતાં પણ ઉપાય નથી. જુઠી સાક્ષી આપવાના અપરાધથી દારુણ રાજદંડ ભોગવવો પડે તેમ છે, ભયંકર અપમાન પણ સહેવું પડે તેમ છે, એ દંડ અને અપમાન સહેવા કરતાં સુશીલાની આશાનો ત્યાગ કરવો એજ બહેતર છે, સલામતી ભરેલું છે. ચૂલામાં પડે એ મહાવીર અને તેનું શયતાની મંડળ! સર્વનાશ થાઓ એ શયતાનોનો! પાપીનું મોઢું કાળું! હાય! શું ધાર્યું હતું અને શું થઇ પડયું! એ હરામજાદો મહાવીર ક્યાંથી આવ્યો! અરેરે! ગજબ થયો! સ્વર્ગની સુંદરી સમાન સુંદર સુશીલાને લૂટારાઓના હાથમાં સોંપી દેવી પડશે, દેવતાનો ઉપયોગ કરવા યોગ્ય અમૃતનો અંશ દુરાચારી અસુર ગ્રહણ કરશે! મારા જિગરની રાણી, એક શયતાનની શય્યાને શોભાવશે. આ સઘળી વાતોનો વિચાર કરવા જતાં પણ શરીરની શુદ્ધિ સ્થિર રહેતી નથી, દીવાન! પરંતુ એમ કર્યા વિના બીજો કશો ઇલાજ પણ નથી! ના, એમજ થશે, દીવાન! તમને હવે આ વૃદ્ધ વયે હું દુઃખના દરિયામાં નાખવા માગતો નથી; એ ઉચિત નથી, મારાથી એમ કરી શકાય તેમ પણ નથી! સુશીલાની

આશાનો ત્યાગજ કરવો પડશે. પરંતુ એ કબૂલાતનો કાગળ લઇને એ રાક્ષસોના અડ્ડામાં પાછું કોણ જશે ? તમે તો, હું ધારૂં છું કે, અત્યારે બિલ્કુલ પથારીવશ પડયા છો, બિલ્કુલ મરણતોલ બની ગયા છો. તમારામાં અત્યારે ઉઠવાની તાકાત પણ રહી નથી. તમે શું હવે ત્યાં જઇ શકશો ખરા કે ? ”

દોલતસિંહે ઉત્તર આપ્યોઃ-“ના, હજૂર ! મારામાં ઉઠવાની શક્તિ રહી નથી. વળી શક્તિ રહી હોય, તો પણ મારા દ્વારા એ કામ થઇ શકે તેમ નથી. હું એ પત્ર લઈ જઇશ, તો તેઓ મંજૂર પણ કરશે નહિ-”

રાજા ભુપસિંહે અત્યંત અધીરતાની સાથે કહ્યું કેઃ-“ત્યારે લૂટારા સરદાર મહાવીરે પોતાની મેળેજ તેનો કાંઇક સ્વતંત્ર બંદોબસ્ત કરી રાખ્યો હશે, ખરૂં ને વારૂ ? અથવા તેઓ બરાબર જાણી ગયા હશે કે, હું તેમની વાતમાં કદીપણ અસમ્મત થઇશ નહિ.”

દીવાન દોલતસિંહે જવાબ આપ્યોઃ-“આજે સાંઝે તેમનો એક અત્યંત વિશ્વાસુ અનુચર **દેવરાજ** પોતાનાં માણસો સાથે અહીં આવી, આપની સાથે મુલાકાત કરી, છુપી રીતે આપની પાસેથી એ પ્રતિજ્ઞાપત્ર લઇને પાછો ચાલ્યો જશે, તેઓ જાણે આપની પાસે તેમના પહેલાંના કરેલા અપરાધોની, બળાત્કારે રાજમહાલયમાં પ્રવેશ કરવાની તથા સુશીલાના હરણની માફી માગવા માટે આવ્યા છે, એવું બીજા બધાં માણસોને બહાનું બતાવશે. સમજ્યાને સરકાર ? આમ કરવાથી આપણો ભેદ બીજા કોઇના જાણવામાં આવશે નહિ, ખરેખર, લૂટારાનો સરદાર મહાવીર એક ખરો બુદ્ધિમાન અને ચાલાક પુરૂષ છે. જો એવી ચાલાકી ન હોય, તો તે આવી રીતે એક નિર્ભય સિંહની પેઠે સ્વતંત્ર પણ શી રીતે રહી શકે ? પણ એ બધું ગમે તેમ હો, હવે આપ એ વિષયમાં બિલ્કુલ વિલંબ ન કરતાં સત્વર એક એકરારનામું લખી રાખો. બરાબર સાંઝે આવીને દેવરાજ એ પત્રની ઉઘરાણી કરશે, માટે એના આવતાં પહેલાંજ એ પત્ર લખીને આપ સત્વર તૈયાર કરી રાખો.”

“એમજ કરૂં છું. તમે કહો છો, એજ આશયનું એક કબુલાતનામું હું હમણાંજ લખી નાખું છું. પણ દીવાન ! મારી પ્રાણપ્રતિમા સુશીલાને બીજાના હાથમાં સોંપવાથી મારૂં આખું જીવન બરબાદ થઇ જશે. હું જે આશાને હૃદયમાં ધારણ કરીને સુરંગપૂરથી ચોવીસ

વર્ષના લાંબા સમય પછી આનંદપૂર આવ્યો છું, એ આશાપર પણ પાણી ફરી વળશે. હા, ભગવાન! તેં શું તારા મનમાં છેવટે આવુંજ ધાર્યું હતું? જેને માટે આવાં કાળાં કામ કર્યાં, જે પ્રિયતમાને મેળવવા માટે નિર્દોષીને દોષી ઠરાવ્યો, જે મધુરી મોહિનીને હૃદય રાજ્યની રાજરાણી કરવાની અભિલાષાથી કિશોરસિંહ જેવા એક સરળ અને ભોળા યુવકને ફાંસીના લાકડાંપર લટકાવવા સુધીની નીચતા કરી, તેજ સુશીલાને—"

આમ કહેતો કહેતો રાજા ભૂપસિંહ ચૂપ થઇને દીવાનના ઓરડામાંથી બહાર નીકળી ભયંકર ચિંતાઓના બોજાને જિગરમાં ધારણ કરી પોતાના એકાંત ઓરડામાં ચાલ્યો ગયો. રાજાના ચાલ્યા જવા પછી શાંતિપ્રસાદ ધીમે ધીમે દીવાનના પલંગ તળેથી બહાર નીકળીને દોલતસિંહની અજાણતામાં તેના ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. રાજાના પ્રસ્થાન પછી દોલતસિંહના ઉદ્વિગ્ન હૃદયમાં ધીમે ધીમે પાછો તન્દ્રાનો સંચાર થવા માંડ્યો હતો. એથી તે એમાંનું કશું પણ જાણી શક્યો નહિ.

---

## પંચમ પ્રસંગ

### શાંતિપ્રસાદ અને સદાશિવ!

"દંભ કપટ કુડ કુટિલ નૌકા, ભવદરિયે ના તરે;
પ્રાણી પાતકી કયમ ના જુએ, કાળ શીરપર ફરે.
નીચ ઘડી મનસુબા મનમાં, કૃત્ય અધમ આચરે;
દીન ચારની છે જીવન જ્યોત્સ્ના, અધાન્ધકારે ભરે.
યૌવન ધન છે માદક મદિરા, પીધી પુરી જે નરે;
ભાન ભુલીને યમનગરીની ઉમેદવારી તે કરે.
અવશ્ય બનશે તેજ પ્રસંગો જે ધાર્યા વિશ્વેશ્વરે;
થશે સુખી તે સત્પુરુષો જે શાન્તિ દિલમાં ધરે."

**મહારાણા હમીરસિંહ, નાટક**

---

રાજા ભૂપસિંહ અને દીવાન દોલતસિંહની તે એકાંતમાં થયેલી વાતચીત સાંભળીને જે કાંઇ અભૂતપૂર્વ ભય, વિસ્મય, આનંદ અને

આશાએ આવીને બ્રાહ્મણ શાંતિપ્રસાદના સરળ હૃદયપર અત્યંત અધિકાર સ્થાપી દીધો હતો, તેનું તો વાક્યદ્વારા વર્ણન કરવું એ પણ સર્વથા અશક્યજ છે. કિશોરસિંહ સર્વથા સમ્પૂર્ણ નિર્દોષ છે, પ્રયત્ન કરવાથી તેના જીવનની રક્ષા થઇ શકે તેમ છે, એવા એવા વિચારોથી જ બ્રાહ્મણ શાંતિપ્રસાદનું સાધુ હૃદય અસીમ આનંદથી અને આશાથી ઉન્મત્ત થઇ ઉઠયું હતું. પરંતુ એ માર્ગમાં અનેક વિઘ્નો આવે તેમ છે. એ નિર્દોષતાને પ્રમાણ સહિત સાબીત કરવી એ પણ કાંઇ છેક સહજ કામ નથી. એમ ધારીને બ્રાહ્મણ પાછો દુઃખી થઇ પડ્યો હતો. વસ્તુતઃ દીવાનનના ઓરડામાંથી બહાર નીકળ્યા પછી બ્રાહ્મણ શાંતિપ્રસાદ વિચારવા લાગ્યો કેઃ—"હવે મારે શું કરવું? શી રીતે કિશોરસિંહના પ્રાણની રક્ષા કરવી, શું કરવાથી સુપરિણામ આવશે? કોને કહીને હું આશ્રય લઇશ? મારા આ કાર્યમાં મને કોણ મદદ કરશે? એક નિર્દોષ પુરુષના પ્રાણ બચાવવામાં મને કોણ સહાયતા કરશે? મારાથી કિશોરસિંહનો બચાવ કરી શકાશે કે નહિ? વળી જે શયતાનો સુશીલાનો સર્વનાશ કરવા બેઠા છે, તેમના પંજામાંથી તેને શી રીતે બચાવી શકીશ?"

આવા આવા અનેક વિચારો કરવા છતાં પણ શાંતિપ્રસાદ કોઈ પણ પ્રકારના એક દઢ નિશ્ચયપર આવી શક્યો નહિ. ત્યારે છેવટે તે પોતાની વિપર્યાસ્તબુદ્ધિને સ્થિર કરવા માટે ધીમે ધીમે પોતાના નિર્જન ગૃહમાં દાખલ થયો.

પોતાના ઓરડામાં આવ્યા પછી બ્રાહ્મણ પોતાની પથારીપર બેસીને ચાલૂ વિષયમાં પોતે શું કરવું જોઇએ, એ સંબંધી અનેક પ્રકારની ચર્ચા ચલાવવા લાગ્યો. પ્રથમ એણે વિચાર્યું કેઃ—"આનંદપૂરના મુખ્ય ન્યાયાધીશ રાય રમાપ્રસાદસિંહને આ બધી વાર્તા વિદિત કરી દઉં. પરંતુ તરત જ પાછો તે વિચારને બદલીને પોતાના મનમાં જ તેણે વિચાર્યું કે, તે મારી વાર્તાપર વિશ્વાસ કરશે ખરો કે? વળી જો કદાચ તે મારા કહેવા મુજબ એ વિષયના સત્યાસત્યની તપાસ ચલાવવામાં રોકાશે, તો રાજા ભૂપસિંહ એ બધી વાતને જડમૂળથી જ કાપી નાખશે, હવામાં ઉડાવી દેશે. રાજાની વાતને છોડી દઇને રમાપ્રસાદસિંહ શું મારા જેવા એક સાધારણ બ્રાહ્મણ—રસોઇયાની વાત પર વિશ્વાસ મૂકી ન્યાયાલયમાં ન્યાય દેવતા સમક્ષ આરોપી ઠરી ચૂકેલા ખૂની આસામીના મરણની સજાને મુલતવી રાખશે ખરો કે? ના—કદાપિ

નહિ. એ વાત બિલકુલ અસંભવિત છે, નાપાયાદાર છે. એમ કરવા જતાં કદાચ લાભને બદલે નુકસાન થવાનો સંભવ છે."

દુર્ભાગ્યયોગે રણધીરસિંહરાય આનંદપૂરનો પરિત્યાગ કરીને દેવીપૂર ચાલ્યો ગયો હતો. જો તે અત્યારે આનંદપૂરમાં હાજર હોત, તો શાંતિપ્રસાદ મહારાજ તેને જ બધી બીના જણાવી દેત. વળી, જો કે રમાપ્રસાદસિંહે સાંઝે રાજમહાલયમાં એકવાર આવી જવાનું કહ્યું હતું, તો પણ શાંતિપ્રસાદે પોતાના મનમાં વિચાર્યું કે, "તેના આવતાં સુધી તેની વાટ જોતો હું બિલકુલ કોશિશ કર્યા વિના જ બેસી રહીશ, તો કદાચ મારી બધી મહેનત બરબાદ થઇ જશે. વળી, અત્યારે ને આ ક્ષણેજ હું દેવીપૂર જાઉં તો શી હરકત છે? પરંતુ ના, હવે તેટલો અવકાશ પણ રહ્યો નથી. દેવીપૂર અહીંથી કાંઇ છેક નજીકમાં જ નથી. પાકા ત્રણ ગાઉ દૂર છે. એ ઉપરાંત મારી વાતનું ફળ પણ શું આવશે? રણધીરસિંહરાય કદાચ મારી વાતપર વિશ્વાસ કરશે ખરા; પણ તેથી શું વળ્યું? તેઓ કિશોરસિંહને છોડાવવાનાં પ્રમાણો શી રીતે મેળવી શકશે? લૂટારાઓ તો કોઇ પણ રીતે તેમનો પક્ષ લઇને ઉઠશે નહિ; તેમજ રાજા ભૂપસિંહ અથવા દીવાન દોલતસિંહ કદાપિ સત્ય વાર્તા કહીને પોતાને હાથેજ પોતે આફતમાં આવી પડવાને આગળ વધશે નહિ. જો તેઓ એમ કરવાને તૈયાર થાય, તો પછી તેઓ વિના કારણ પ્રથમથીજ એક નિરપરાધી રાયપરિવારના સદાના કૃતજ્ઞ સાધુ પુરુષના જીવનના અવસાન માટે જીવજાનથી આટલી બધી કોશિશ પણ શા માટે કરે? એમ કરવાથી તો તેના પોતાના જીવનનેજ આપત્તિમાં નાખી દેવું પડશે. મારાથી કશી પણ સાબીતી કરી શકાશે નહિ અને ઊલટો સર્વજન સમક્ષ હું હાંસીને પાત્ર ઠરીશ. રાજા ભૂપસિંહ તથા દીવાન દોલતસિંહની વિરુદ્ધમાં ભયંકર કારસ્થાન કરનાર કારસ્થાની તથા ભયંકર મિથ્યાવાદી ઠરીને ચોરની પેઠે બીજાની છુપી વાતચીતના સાંભળનાર તરીકે મારે ભયાનક રાજદંડથી દંડિત થવું પડશે. લોકો કહેશે કે, જે વ્યક્તિ ગુપ્ત રીતે બીજાંની વાતચીત સાંભળી શકે છે, તે પોતાના દોષનું નિવારણ કરવા માટે એકાદ બે જૂઠી અને બનાવટી વાતો બનાવીને બીજાને પણ આપત્તિમાં નાખી શકે તેમ છે. આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કરીને બ્રાહ્મણ શાન્તિપ્રસાદે જોયું કે, તેનો હવે એક પણ ઇલાજ ચાલી શકે તેમ નથી. તેની ચારે બાજૂએ ભયંકર આપત્તિ આવી પડી છે."

આ ભેદને છુપાવી રાખવાથી એકી સાથે ત્રણ નિરપરાધી જીવોનું જીવન નષ્ટ થઇ જાય તેમ છે; અને એ ભેદનો ખુલ્લો કરવા છતાં પણ કશું ફળ પ્રાપ્ત થવાની સંભાવના જ નથી, એવો વિચાર કરીને બિચારો દયાળુ બ્રાહ્મણ મોટી ગુંચવણમાં આવી પડયો. નાના પ્રકારના કુતર્કો તેના સ્વલ્પદર્શી યુવા હૃદયમાં આંદોલિત થવા લાગ્યા. જો કે એક ભયાનક ભેદ તેના સાંભળવામાં આવ્યો હતો, તોપણ તેમાંથી શી રીતે પોતાના કાર્યનો ઉદ્ધાર કરી લેવો, એ વિષયમાં અનેક ચિંતાઓ કરવા છતાં પણ તેનાથી કાંઈ પણ સ્થિર કરી શકાયું નહિ.

રાજા ભુપસિંહ કે જે એક મહા ભયાનક સ્વભાવનો માણસ છે, તેનાથી ન બની શકે એવું એક પણ કાર્ય જ નથી, તે જો અત્યારે ઉપસ્થિત થયેલા બનાવમાંથી છૂટકારો મેળવી શકશે, તો પછી તે ગમે તે પ્રકારે પણ, કિશોરસિંહના પ્રાણદંડને સમાપ્ત કરાવવામાં કદાપિ પરાઙ્‌મુખ થશે નહિ, એ પણ શાંતિપ્રસાદ બ્રાહ્મણ ઘણી સારી રીતે સમજી ગયો હતો. પરંતુ શી રીતે અને શા ઉપાયે રાજા ભુપસિંહની એ પાપેચ્છાનો પ્રતિશોધ લેવો તથા કેવી રીતે બિચારા નિરપરાધી કિશોરસિંહના પ્રાણની રક્ષા કરવી તથા કયો ઉપાય યોજવાથી તેના યત્ન સફળ થઇને અમલમાં મૂકી શકાય, એ બધું એ બિચારા અલ્પદર્શી, અલ્પબુદ્ધિ નિરક્ષર બ્રાહ્મણ શાંતિપ્રસાદથી સમજી શકાયું નહિ.

લગભગ એક કલાક સુધી આ પ્રમાણે વિચારતાં વિચારતાં વૃદ્ધ સદાશિવ ભાટની વાત તેના મનમાં સાંભરી આવી. વૃદ્ધ સદાશિવ કિશોરને ખાસ પ્રેમપુર્વક ચાહે છે, કિશોરને વૃદ્ધ ભાટે પોતાના મનમાં બિલ્કુલ નિર્દોષ અને સરળ હૃદયનો ધારી લીધો છે, કિશોરસિંહને વિના કારણ મળેલી એ મરણની ભયંકર સજા સાંભળીને તેના જિગરમાં ઉંડો જખ્મ થયો છે તથા કિશોરના કલ્યાણ માટે એ પોતાના પંચ પ્રાણનું પણ બલિદાન આપી શકે, તેમ છે, એ બધું શાંતિપ્રસાદ મહારાજ ઘણી સારી રીતે જાણતો હતો. વૃદ્ધ ભાટની વાત સાંભરી આવતાંની સાથે જ તેના અંતઃકરણમાં અમુક અંશે આશાનો સંચાર થયો અને પછી બિલ્કુલ ઢીલ ન કરતાં, શાંતિપ્રસાદ મહારાજ તરતજ પોતાના ઓરડામાંથી બહાર નીકળીને સદાશિવ ભાટની તપાસમાં ચાલ્યો ગયો.

જરૂરને વખતે ધારેલી વસ્તુ સહજમાં જ મળતી નથી; એવી

જે એક લોકમાન્યતા છે, તે સર્વથા સત્ય જ છે. સદાશિવ ભાટની અત્યારે ખાસ જરૂર હતી, પરંતુ શાંતિપ્રસાદ બ્રાહ્મણ આખો રાજમહેલ ખોળી વળવા છતાં પણ તેને કયાંય પણ જોઇ શકયો નહિ. એથી બ્રાહ્મણની ઉત્કંઠા ઉપરાસાપરી વધવા જ માંડી. તેનું મન ઘણુંજ ગભરાટમાં આવી પડયું; બિચારા ત્રણ નિરપરાધી જીવોના જીવનની રક્ષા કરવા માટે તેના મનમાં અત્યંત લાગણી થઇ આવી હતી, તે લાગણીએ પાછું વિશેષ પ્રબળ રૂપ ધારી લીધું. વખત જેમ જેમ વીતવા લાગ્યો, તેમ તેમ તેની આશંકા, ભય, ઉદ્વેગ અને ઉત્કંઠાની પણ ઉત્તરોત્તર વૃદ્ધિ થવા લાગી. તેની નજરે એક એક ક્ષણ એક એક યુગ જેવી થઇ પડી, આજનો દિવસ તેના જીવનમાં તેને સર્વથી ભયાનક જણાવા લાગ્યો. તેની ચિંતાનો કાંઇ પારજ રહ્યો નહિ.

રાજમહાલમાં સદાશિવ ભાટને કયાંય પણ ન જોવાથી, બ્રાહ્મણ છેવટે ઉત્કંઠાથી આકુલ થયેલા હૃદયે દુર્ગમાંથી બહાર નીકળી પડયો. દુર્ગના ખુલ્લા દરવાજા પાસે આવી તેણે કેટલીકવાર સુધી ઉભા રહીને કાંઇક વિચાર કર્યો. ત્યારપછી કાંઇ પણ ભય રાખ્યા વિના અન્યમને અરણ્યના માર્ગનું અનુસરણ કરીને તે કાલિદુર્ગ ભણી ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી એકાએક બ્રાહ્મણે જોયું કે, વૃદ્ધ સદાશિવ કયાંક ગયો હતો, ત્યાંથી અત્યારે વનમાર્ગે રાજમહાલય તરફ પાછો ફરી રહ્યો છે. સદાશિવને જોતાંની સાથેજ શાંતિપ્રસાદે સાનંદે તેની પાસે દોડી જઇને એક પછી એક સઘળી વાતો કહી સંભળાવી. વૃદ્ધ સદાશિવ બધી હકીકત ધીમે ધીમે સાંભળીને, બિલ્કુલ સ્તબ્ધ થઇ ગયો. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. ત્યાર પછી થોડીવારે તે પોતાની બુદ્ધિ–મતિને સ્થિર કરી બોલી ઊઠયોઃ–"હજી આકાશ, પાતાળ અને અવનીમાં ઇશ્વરનું અસ્તિત્વ વિદ્યમાન છે. હજી સુધી રાત્રિદિવસ ક્રમાનુસાર પોતાનું કાર્ય કર્યે જાય છે. આકાશમાં નક્ષત્રો પણ પોતાની કક્ષાથી ભ્રષ્ટ થયાં નથી, સિન્ધુનું સલિલ સૂકાઇ ગયું નથી. ભગવાન હજી હાજર–હજુર છે. શું એ સર્વ શક્તિમાનના રાજયમાં જાલિમ જલ્લાદોના હાથથી એકી સાથે ત્રણ ત્રણ નિરપરાધીઓનાં જીવન નષ્ટ થશે? કુદરતની કળાને સામાન્ય માનવો ઉલટાવી શકશે? જગત્કર્તાના નિયમને પાપાત્માઓ તોડી શકશે! કદાપિ નહિ–કદાપિ નહિ."

"પરંતુ, એનું પરિણામ શું આવશે, મહાશય !" આકુલ-વ્યાકુલ થઇ, આગ્રહ તથા ઉત્કંઠિત ચિત્તે શાંતિપ્રસાદ મહારાજે પૂછયું કેઃ—"પરંતુ, એનું પરિણામ શું આવશે, મહાશય ? હવે આપણે શો ઉપાય યોજવાની આવશ્યકતા છે કે જેથી કરીને બિચારા નિરપરાધીઓ માર્યા ન જાય, અને કારસ્થાનીઓનાં મોઢાં કાળાં થાય ? કહો એવો કોઇ ઇલાજ તમારા જાણવામાં છે ખરો કે ? હવે સમય તો બિલકુલ બાકી રહ્યો નથી. રાત્રિના બીજા પ્રહરની અંદર તો એ તમામ કામ ખતમ થઇ જશે."

"રાય મહાશય ક્યારે આવવાના છે ?" સદાશિવ ભાટે પૂછયું.

"સાંઝ પહેલાં તો તેમના આવવાનો કાંઇ સંભવજ નથી." શાંતિપ્રસાદે જવાબ આપ્યો.

"વળી કુલીનકુમાર ચૌધરીનું મકાન પણ કાંઇ અહીં છેક નજીકમાં પડયું નથી, અહીંથી તે લગભગ ત્રણ કોશ જેટલું દૂર આવેલું છે. વળી આપણા આ તરફથી જતાં જતાંમાં રાય રણધીરસિંદ સરદાર જો કદાચ અહીંથી જુદાજ માર્ગે બહાર નીકળી પડયા હશે, તો આપણી સાથે તેમની મુલાકાત થઇ શકશે નહિ. અને એથી બધી બાજી માટીમાં મળી જશે. તે ઉપરાંત, તેઓ તમારી વાતને કાનપર પણ ધરશે નહિ. નિરપરાધીના જીવનને બચાવવાની કાંઇ પણ કોશિશ કરશે નહિ. જેમના દ્વારા એ ભયાનક કાર્ય થવાનું છે, તેમની આ વાતને કદાચ તેઓ સાચી પણ માનશે નહિ. એટલા માટે જ હું તમને કહું છું કે, આપણા પોતાનાથી જ જે કાંઇ બને તે ઉપાય કરી બિચારા નિર્દોષ કિશોરનો જીવ બચાવવાની કોશિશ કરીએ. આવા વિષયમાં બીજાના ઉપર આધાર રાખી બેસી રહેવામાં કશો સાર નથી. હવે સમય પણ બિલકુલ બાકી રહ્યો નથી. આજે ને અત્યારે જ આપણે ગમે તે ઉપાયે કિશોરને બચાવવાનો કોઇ સરળ રસ્તો શોધી કાઢવાની ખાસ જરૂર છે. કેમ, આ બાબતમાં તમારી શી સલાહ છે, શાંતિ મહારાજ !"

"હું પણ એજ વિચાર કરી રહ્યો છું અને એટલા માટેજ આપને ખોળતો ખોળતો આપની પાસે આવી પહોંચ્યો છું. આપ મારા કરતાં વધારે અનુભવી અને વયોવૃદ્ધ પુરુષ છો, એટલે મને ચોક્કસ ખાત્રી છે કે, આપનાથી આ વિષયનો નિર્ણય સત્વરજ કરી શકાશે. મને તો એ બન્ને ભયંકર પુરુષોની ભયંકર વાત સાંભળ્યા

પછી કશું ભાનજ રહ્યું નથી. આપ હવે જેમ કહેશો, તેમજ કરીશું. આ વિષયમાં હું આપનાથી વિશેષ જ્ઞાન ધરાવી શકું, એવી મારામાં કશી શક્તિજ નથી. રાજસંસારમાં ઘણાં વરસો સુધી રહીને આપે આવાં આવાં અનેક કારસ્થાનો જોયાં છે અને સ્વર્ગીય રાજા દેવેન્દ્રનારાયણસિંહ પણ ઘણીવાર આવા કુટિલ વિષયમાં આપની સલાહ લેતા હતા, એવું પણ મેં સાંભળ્યું છે. આ સર્વ કારણોથીજ મેં મારૂં દિલ ખોલીને આપને બધી ગુપ્ત બીના જણાવી દીધી છે. હવે એકી સાથે ત્રણ ત્રણ નિરપરાધીઓના પ્રાણની રક્ષા કરવાનો ઉપાય આપનાપરજ રહેલો છે. માટે આપને જેમ સારૂં લાગે તેમ કરો."

સદાશિવ ભાટને આવી વાત કહીને શાંતિપ્રસાદ પંડિત તેના મુખ તરફ સતૃષ્ણનયને એકીટસે ઘણીવાર સુધી જોઇ રહ્યો.

"હું શું કહું? મારાથી પણ આ વિષયમાં કશું સમજી શકાતું નથી; તો પણ આવો આપણે આ રહસ્યના આવરણનું અથવા ભેદના પડદાનું ઉન્મોચન કરીએ." વૃદ્ધ સદાશિવ કેટલીકવાર સુધી વિચાર કર્યા પછી આવો ઉત્તર આપી શાંતિપ્રસાદ મહારાજને સંબોધીને ફરીવાર કહેવા લાગ્યોઃ—

"મારા જેવા વૃદ્ધ અને તમારા જેવા યુવકને માટે, આ ભયાનક યશોધર્મનો પોતપોતાની મેળેજ સંચય કરવો ઉચિત છે. આવો અહંકાર—આવો ગર્વ, આપણે આપણા પોતાના માટે જ ધારણ કરવો જોઇએ. ગમે તે પ્રકારે આ ભેદી મામલાનો સત્યાંશ શોધીને આપણે એક નિરપરાધી યુવકને અવશ્ય બચાવવોજ જોઇએ. કેમ, આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે? મારી જીન્દગીનો પણ હવે અંત આવવા બેઠો છે અને તમે પણ સંસારના માર્ગમાં નૂતન પ્રવેશ કર્યો છે; માટે આપણે બન્નેને માટે આ વ્યવસાયમાં ગુંથાવું ખાસ ઉચિત છે. એ ઉપરાંત વળી, કિશોરસિંહ સર્વ ગુણોના આધારરૂપ છે. એવા રૂપપાન, ગુણવાન, વીર સત્સાહસી, પ્રિયદર્શન અને પ્રિયભાષી નિર્દોષ યુવકના જીવનની રક્ષાર્થે હું દુર્દાન્તસિંહની ગુહામાં, અગ્નિના ભડભડતી જ્વાળામાં અને અતળ સાગરના ગર્ભમાં સુદ્ધાં પણ પ્રવેશ કરી શકું તેમ છું. કિશોરસિંહના ગુણોપર હું મોહિત થયો છું અને એટલા માટેજ જો કદાચ તેના જીવનની રક્ષા કરવા જતાં મારે મારા પ્રાણનું બલિદાન આપવું પડે તો પણ હું બિલ્કુલ પાછો પડું તેમ નથી. તમને એ વિષયમાં અધિક શું કહું મહારાજ?"

"ત્યારે આપે શું કાંઇપણ ઉપાય ખોળી કાઢયો છે ?" આગ્રહ, વ્યગ્રતા અને મનની ઉગ્રતાની સાથે શાંતિપ્રસાદ બ્રાહ્મણે સદાશિવ ભાટને આવી વાત પૂછી, થોડીવાર પછી ફરી પાછું કહ્યું કે:—"જૂઓ સદાશિવ મહાશય ! ગમે તે આપત્તિ આવતી હોય તો ભલે આવે, ગમે તેવા સંકટના પહાડો શિરપર તૂટી પડતા હોય, તો ભલે તૂટી પડે, અથવા મારા ભાગ્યમાં જે થવાનું હોય, તે ભલે થાય, પરંતુ કિશોરસિંહને માટે હું એ બધું સહન કરવાને તૈયાર છું. મારા પ્રાણ આપીને પણ હું તેના પ્રાણની રક્ષા કરી શકું તેમ છું. મને આશા છે કે, ભગવાન અવશ્ય આપણા મ્હોં સામું જોશે અને એક નિરપરાધીના જીવનની રક્ષા કરવાના મહત્ કાર્યમાં અવશ્ય સહાયભૂત થશે."

સદાશિવ ભાટે કશો પણ ઉત્તર આપ્યો નહિ. તેણે પોતાના મનમાં ને મનમાં જ કેટલીવાર સુધી કાંઇક વિચાર્યું. થોડીવાર સુધી વિચાર કર્યા પછી તેણે શાંતિપ્રસાદને કહ્યું કે:–"તમે થોડીવાર અહીં બેસો, હું હમણાંજ પાછો આવું છું."

આમ કહીને સદાશિવ ભાટ એકદમ ઉતાવળો ઉતાવળો આનંદદુર્ગ ભણી ચાલ્યો ગયો અને અર્ધા કલાકમાંજ તે સમયને છાજતા ભાટ ગાયકોના પોશાકથી પરિભૂષિત થઇ, એક હાથમાં એક સારંગી તથા બીજા હાથમાં બીજા એક ગાયકનો પોશાક લઈ ફરીવાર તે સ્થળે આવી પહોંચ્યો. શાંતિપ્રસાદ એ બધું જોતાંની સાથેજ જાણી ગયો કે, વૃદ્ધ ભાટ કયા ઉપાયનું અવલંબન કરવાને તૈયાર થયો છે.

ત્યાર પછી સદાશિવ ભાટે એક લાંબું અંગરખું શાંતિપ્રસાદ બ્રાહ્મણને પહેરવાની અનુમતિ આપી. શાંતિપ્રસાદે પણ ક્ષણ માત્રમાંજ સદાશિવની આજ્ઞાનું પ્રતિપાલન કર્યું. ત્યાર પછી વૃદ્ધ ભાટ તેના હાથમાં સારંગી આપીને બોલ્યો કે:–"તું મારો પૌત્ર છે અને હું તારો દાદો છું, એવી ઓળખાણ તું સર્વ સાધારણ માણસોને આપજે; સમજ્યો ને ? ત્યાર પછી, જ્યાં આગળ, હું તને જેવો ઇશારો કરૂં, ત્યાં આગળ, તેજ પ્રમાણે ચાલજે; તથા મને જે કાંઇ કરતો જૂએ, તે પ્રમાણેજ તું કરજે. હવે આપણે બન્ને ભાટ ગાયક બન્યા છીએ. ચાલ એકવાર આપણે કાલિદુર્ગમાં જઇને એ સર્વે લૂટારાઓને વીર–ગાથા ગાઇ સંભળાવીએ. મને ખાત્રી છે કે, હું જે ગાથા ગાઈ સંભળાવીશ, તે સાંભળીને તેમનાં રૂંવે રૂંવાં ખડાં થઈ આવશે ! પણ ત્યાં જતાં

પહેલાં હું તને કહી રાખું છું કે, જો દાચ તને કાંઇ પણ પૂછવામાં આવે તો તું એમજ જણાવજે કે, અમો શાક્ત સંપ્રદાયના સેવકો છીએ, કાલિમાતાના ઉપાસકો છીએ. આમ કહેવામાં પણ એક ગુપ્ત હેતુ સમાયલો છે. એ હેતુને તું ત્યાં ગયા પછી બરાબર જાણી શકીશ. સમજ્યો ને ? કાંઇ ગફલત ન થાય તેની ખાસ સાવચેતી રાખજે."

બ્રાહ્મણ શાંતિપ્રસાદ નિરક્ષર અથવા અભણ હોવા છતાં પણ અત્યંત બુદ્ધિમાન પુરુષ હતો. તેને જે કાંઇ સૂચના કરવામાં આવતી, તે સૂચનાને તે બરાબર ગ્રહણ કરી લેતો અને તેમાં બિલકુલ દોષ આવવા દેતો નહિ. અત્યારે તેને ઉપદેશ આપનાર સદાશિવના ઉપસ્થિત સંકલ્પનો સહજમાંજ અનુભવ કરી લેવામાં તેને કાંઇપણ વિલંબ લાગ્યો નહિ. બ્રાહ્મણે તરતજ માથું નમાવીને વૃદ્ધ ભાટને પોતાની અનુમાન શક્તિનો પરિચય પ્રદાન કર્યો, ત્યાર પછી તેઓ બન્ને જણા પરમપિતા પરમેશ્વરના પવિત્ર નામનું સ્મરણ કરી દુર્દાન્ત દસ્યુ મહાવીરના કાલિદુર્ગ ભણી રવાના થયા.

બે કલાક સૂધી લગભગ રસ્તે ચાલ્યા પછી સદાશિવ તથા શાંતિપ્રસાદ બન્ને જણા કાલિદુર્ગની છેક નજીકમાં આવી પહોંચ્યા. ધારેલા સ્થાનની સમીપમાં આવી એ સદાશિવ માટે પ્રથમ એ પર્વતશ્રેણીના મૂળદેશ બરાબર રીતે તપાસી લઇને, પહાડના કયા કયા વિભાગમાંથી પાણી નીકળવાના માર્ગો આવેલા છે, તેને બરાબર જોઈ લઇને, પોતાના મનમાંને મનમાંજ એ પહાડી પ્રદેશનો એક આખો નકશો ચિતરી લીધો અને ત્યાર પછી છેવટે જાહિર રસ્તેથી તે શાંતિપ્રસાદ મહારાજ સહિત દુર્ગપર ચઢવા લાગ્યો.

દુર્ગના પ્રવેશદ્વારા પર વિજયમણિ અને બીજા કેટલાક લુટારા અનુચરો પહેરો ભરવા માટે નીમાયા હતા, તેમણે બન્ને આગંતુક પુરુષોને અજાયબીની સાથે તેમનો પરિચય પૂછ્યો.

સદાશિવ ભાટે મૃદુ હાસ્ય કરીને ઉત્તર આપ્યો:—" ઉત્તર હિન્દુસ્તાનમાં અમારૂં ઘર આવેલું છે, અમો દિલ્હીના બાદશાહને સંગીતનું શિક્ષણ આપતા હતા. હાલમાં આ દેશમાં આવ્યા છીએ. તમારા સરદારનું નામ આખા દેશમાં આજકાલ મશહુર થઈ પડયું છે. એ સાંભળીને અમો તેમને બે ચાર ગજલ, ખ્યાલ વગેરે સંભળાવવા માટે આવ્યા છીએ ! કેમ, એકાદ ગાયન સાંભળશો કે ? તમને કેવા પ્રકારનું ગાયન પસંદ છે ? હું ધારૂં છું કે, તમે બધા હજી ઉછરતા

જવાનીઆ છો, એટલે ધર્મ કે નીતિના ગાયનને બદલે કોઈ ઇશ્કનું ગાયન જ તમને વધારે પસંદ પડશે સાંભળો.

આમ કહીને સદાશિવ ભાટે એક અત્યંત ઉત્તેજક ભાવવાહક ઇશ્કનું ગાયન ગાવા માંડ્યું.

" ચકમાર પલક દિખલા કે ઝલક જોબનકી;
લે ગઇ કલેજા કાઢિ નોંક નૈનનકી;
આલમસે આલા દિયા નૂરતાલા હય;
કયા બની ઠની દિલરુબા અજબ બાલા હય;
કિતનોંકો અદા દિખલાકે કહીં ડાલા હય;
કિતનોં કો માર દિલ ઘાયલ કર ડાલા હય.
હય ચંચલ ચપલ ચલાક ચતુર હરમનકી;
લે ગઈ કલેજા કાઢિ નોંક નૈનનકી;
એંદી એસર લટકનકિ લટક લટકાતી;
બાલી બાલા જોબનકી ઝલક ઝલકાતી;
લટ લટકાકે લટકા દિખલાતી;
રફતાર મેં સૌ સૌ બાર કમર ખમકાતી;
કલસે બેકલ કર ગઇ ચોપ ચિતાવનકી;
લે ગઈ કલેજા કાઢિ નોંક નૈનનકી;
સિર સજે ચુનરી સુર્ખ સોફિયાની હય;
ચોલી ફુલવરકી ચમક દમકધાની હય;
સારી સાટનકી ફબન આસમાની હય;
નૌજવાં સરાપા નાજૂક નૂરાની હય;
ગુલબદન ગલે ગુલહાર બડી હીરનકી;
લે ગઇ કલેજા કાઢિ નોંક નૈનનકી;
કયા પરી પડી ઇસ ઘડી નજર બસ્તીમેં;
છબી અજબ નાજ અન્દાજ ભરી મસ્તીમેં;
પેશાની શાની નહીં હુસ્ન હસ્તીમેં.
કુલ કિયે ઇશ્ક બીમાર મગર ગસ્તીમેં;
ક્યા કહું યાર દિલ્દાર હકીકત મનકી.
લે ગઇ કલેજા કાઢિ નોંક નૈનનકી.
ચકમાર પલક દિખલાકે ઝલક જોબનકી.
લે ગઇ કલેજા કાઢિ નોંક નૈનનકી."

સદાશિવે ખાસ ઇરાદાપૂર્વક જ આવું નિર્લજ્જ ગાયન ગાઇ સંભળાવ્યું. પરંતુ તેનું એ સંગીત સાંભળીને લૂટારાના સર્વ અનુચરો એકદમ આફરીન થઈ ગયા. તેમણે સદાશિવને શાબાશીપર શાબાશી આપીને ફરીવાર બીજું એવુંજ કોઇ રંગીલું ગાયન ગાવાનો આગ્રહ કરવા માંડયો. વિજયમણિ સન્માન સહિત પોતાનું આસન છોડીને ઉભો થયો. તેની સાથે સાથે બીજો એક દસ્યુ અનુચર ઉઠી ઉભો થયો. બન્નેએ આગંતુક ઉભય અતિથિઓને સન્માન સાથે પોતપોતાના ખાલી આસનપર બેસાડી, એ ગાયનને સારંગી સાથે ફરીવાર ગાઇ સંભળાવવા માટે ઘણો અનુરોધ કર્યો. વૃદ્ધ સદાશિવે જોયું કે, મંત્ર અજમાવવાનો ખરો લાગ મળ્યો છે. ત્યારે તમ અંકુરપર જળસિંચન કરવામાં વિલંબ કરવાનું અનુચિત ધારીને સદાશિવ ભાટે સારંગીના સુર સાથે બરાબર સુર મેળવીને, સુકંઠથી, સુતાનલયથી એ સંગીતને ફરીવાર ગાવા માંડયું. સંગીતના શ્રવણથી દસ્યુ અનુચરો પરમ પુલકિત થયા. અસભ્ય જંગલી જાતિએ, સંગીતના સુધારસનું કદાપિ પાન કર્યું નહોતું, સુરના મહાત્મ્યને તેઓ કદાપિ જાણી શક્યા નહોતા; એથી સદાશિવ ભાટના એ ઇસ્કના રંગથી ઉભરાતા છટાકાર સંગીતને સાંભળીને તેઓ ઘણા જ ખુશી થયા, રીઝ્યા થયા. તેઓ, શું કરવું, શી રીતે ઉભય આગંતુક અતિથિઓને સંતુષ્ટ કરવા, તેમને ક્યાં રાખવા, તેમનો શો સત્કાર કરવો, એની ચિંતામાં ને ચિંતા જ ગુંથાઇ ગયા. એવામાં મહાવીર સરદારનો માનીતો દેવરાજ ત્યાં આવી પહોંચ્યો.

સદાશિવના તાલ—માન, લય—સિંચિત સુલલિત કંઠના સુંદર રાગાલાપથી સમગ્ર પાર્વત્ય પ્રદેશ ગુંજાયમાન થઇ ઉઠયો હતો. દુર્દાન્ત દસ્યુદલપતિ મહાવીર પોતાના ઓરડામાં બેસીને એ સંગીતનો સુધાસ્વર સાંભળી શકયો હતો. સંગીતના સુધારસથી પાષાણ હૃદયી લૂટારાનાં હૃદય પણ પીગળી ગયાં હતાં. સંગીત સાંભળીને પરમ પરિતુષ્ટ થવાથીજ તેમણે બન્ને ભાઇઓએ દેવરાજને સંગીત ગાનાર વ્યક્તિને બોલાવી લાવવા માટે મોકલી આપ્યો હતો. અથવા સંગીતની મનોમોહિની શક્તિથી, અસભ્ય દુર્દાન્ત ભીલજાતિ તો શું, પરંતુ નરમાંસ લોલુપ વન્ય વ્યાઘ્રજાતિ પણ વશીભુત થઇ ગઇ હતી. ખરેખર સંગીતનો પ્રભાવ અલૌકિકજ છે.

દેવરાજે દુર્ગમાંથી બહાર આવી, ઉભય આગંતુકોને જોતાંની સાથેજ માનસહિત પૂછ્યું કેઃ—" આ ગાયન શું તમો ગાતા હતા ? "

સુચતુર સદાશિવે તરતજ ઘટતું સન્માન દર્શાવીને પ્રશ્નકર્ત્તાના પ્રત્યુતરમાં કેવળ મસ્તકજ નમાવ્યું. એ જોઇને દેવરાજે કહ્યું કેઃ-

"ચાલો, ત્યારે મારા માલિક તમો બન્નેને અત્યારે પોતાની પાસે બોલાવે છે."

સદાશિવ ભાટ એજ અવસર શોધતો હતો. એથી, તે હવે બીજું કાંઇ પણ ન બોલતાં શાંતિપ્રસાદની સાથે તરત જ દેવરાજની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

વિજયમણિ તથા બીજા કેટલાક દરવાનોના આનંદમાં વ્યાઘાત આવી પડયો.

## ષષ્ઠ પ્રસંગ

## અસીમ-સાહસિકતા

કહો તો શત્રુઓનાં શીશપર હું આગ વર્ષાવું;
ચરણના એક આઘાતે ધરાને ખૂબ ડોલાવું;
અનંતાકાશને પળ માત્રમાં પૃથ્વીપરે લાવું;
અને પાતાળને ઊંચકી, ગગનમાં રાખી ઝલાવું;
વિદારૂં પર્વતોને મુષ્ટિથી એ શક્તિનું દળ છે;
પરંતુ પાપ કરવાનું ન મારા બાહુમાં બળ છે;

વૃદ્ધ સદાશિવ અને શાંતિપ્રસાદ જ્યારે કાલિદુર્ગના દ્વારપર આ-વ્યા, ત્યારે દિવસના બે પ્રહર વીતી ગયા હતા. ત્યારપછી દસ્યુ સર-દારનો પરમપ્રિય સરદાર દેવરાજ તેમને બન્નેને મહાવીરના વિશ્રામ-ગૃહમાં તેના આમંત્રણથી બોલાવી ગયો હતો; અત્યારે સદાશિવ ભાટ તથા શાંતિપ્રસાદ મહારાજ દસ્યુપતિ મહાવીરના વિશ્રામગૃહના એકાંત વિભાગમાં બેસીને સંગીત સંભળાવી રહ્યા હતા. સદાશિવ ગાયન ગાતો હતો અને શાંતિપ્રસાદ સંગત પૂરાવી રહ્યો હતો. મહાવીર અને રણવીર એકાગ્ર મનથી સંગીત શ્રવણ કરી રહ્યા હતા. સદાશિવના ગીતની શક્તિથી બન્ને દુર્દાન્ત દસ્યુઓનાં કઠિન હૃદય પણ પીગળી ગયાં હતાં. ઉપરાસાપરી ત્રણચાર વીરરસનાં સંગીત સાંભળીને રણવીરે પ્રીતિપ્રફુલ્લ લોચને પૂછ્યુંઃ-"કેમ, મહાશય ગજલ બજલ કાંઇ જાણો છો કે? જાણતા હો તો, કોઇ અચ્છી ઉમદા ગજલ ગાઇ સંભળાવો."

સદાશિવ ભાટે તરતજ પ્રશ્નકર્ત્તાના પ્રત્યુત્તરમાં મસ્તક નમાવીને એક ગઝલ ગાવા માંડીઃ—

જો ઇશ્ક ના તો શું ખુદા ? આલમ કરી હોયે ભલે !
જો ઇશ્ક ના તો શું જહાં ? એને ખુદા એ શું કરે ?
આ કારખાનું ઇશ્કનું જો જો તપાસી ખૂબ ખૂબ !
આ ખેલ ને આ ખેલનારો એક નૂરે ઇશ્ક છે !
એથી ડરૂં તો કયાં ઠરૂં ! કોને ખુદા મ્હારો કરૂં ?
જ્યાં લાઇલાજી સર્વેની ત્યાં કોણ કોને હાથ દે !
રે ઇશ્કનું છોડી કદમ માગું ખુદા, માગું સનમ !
શું છે ખુદા ? શું છે સનમ ? એને બિમારી એજ છે !
કયાં એ હશે જો કો ખુદા તો ઇશ્કનો બન્દો હશે !
જો ઇશ્કથી જૂદો થશે તો ઇશ્કથી હારી જશે !
જો હો ખુદા તો હો ભલે ! તેની હમોને શી તમા ?
છે ઇશ્કથી તો ના વડો જે ઇશ્ક મ્હારૂં તાજ છે;

× × × ×

હા ! લાખરંગી ઇશ્કનું કો એક રંગી જામ છે;
મસ્તાનના મસ્તાન એવું જામ પીનારા હમે;
આવો, ભરી પીજો અને એ જીરવી લેજો નશો;
નહિ તો સદા માટે શરાબો સોંપજો પીનારને;
એ ઇશ્કની લાલી મહીં લાખો ખુદા ઘેલા બન્યા;
એ લાખમાંના એક પણ જૂદાજ કેં છેલા હમે.

સદાશિવે ગાયન ગાતી વેળાયે ગાયન સાંભળનાર પાત્રનો વિચાર કરીને તેમની રૂચિને અનુસરતુંજ આ ગાયન ગાઇ સંભળાવ્યું. એ સાંભળીને બન્ને લૂટારા બંધુઓ તન મનથી એકદમ વિમોહિત થઇ ગયા. વળી ખાસ કરીને, અત્યાર સુધી બન્ને ભાઇઓ ધરાઇ ધરાઇને મદિરાનું પાન ચલાવ્યે જતા હતા, એથી તેમનાં હૃદય સ્વાભાવિક રીતેજ ઉત્તેજિત થઇ ગયાં હતાં. અત્યારે વૃદ્ધ સદાશિવના ઇશ્કને ઉશ્કેરનારૂં સુલલિત સંગીત સાંભળીને તેમનાં ઉન્મત્ત હૃદય અધિક ઉન્મત્ત થઇ ઊઠયાં. સંગીત સમાપ્ત થતાંની સાથેજ સરદાર મહાવીર બોલી ઊઠયોઃ—

“ શાબાશ ! શાબાશ ! તમે તો આજે ખરેખર કમાલ કરી બતાવી, સંગીતની અજબ બહાર રેલાવી દીધી ? ”

ત્યાર પછી રણુવીરે કહ્યું:—"મહાશય! તમે અમારા દુર્ગમાં રહેશો કે! અમો તમને બન્નેને પગાર બાંધી આપીશું. તમારે ફક્ત સંગીત ગાવાનુંજ કામ કરવું પડશે."

સદાશિવે જવાબ આપ્યો:—"શા માટે ન રહીએ! આપ અમીર માણુસ છો. આ દેશમાં આપનું નામ મશહુર થઈ પડયું છે. આપને ત્યાં રહેવામાં અમોને શી હરકત છે! આપનો રાજપ્રસાદ મેળવવાની આશાથી અમો અહીં આવ્યા છીએ. વળી મારે મારા આ એક દીકરાના દીકરા સિવાય બીજું કોઇ સગું વહાલું પણ નથી. આને ઉછેરીને મોટો કરવાથીજ—"

સદાશિવની વાતને અટકાવીને મહાવીર સરદાર ગંભીર અવાજે બોલી ઊઠયો:—

"કુચ્છ પરવાહ નહિ. હું તમારા દીકરાને ઉછેરીને મોટો કરીશ, લડાઇ કરનાર મોટો યોધ્ધો બનાવીશ. ઘણોજ મજાનો છોકરો લાગે છે. બહુ બહુ તો હજી એની ઉમ્મર ફક્ત પંદર વીસ વર્ષનીજ થઇ હશે. હું એને ખૂબ ચાહું છું. તમે એને ઓછામાં ઓછા એકવીસ દિવસ મારી પાસે રહેવા દો, એટલી ટુંકી મુદ્દતમાં જ તમે અમને બરાબર ઓળખી શકશો, કે અમો કેવા માણસો છીએ. અમારી ઇચ્છામાં આવશે અને અમોને એ પસંદ પડી જશે, તો અમો એને રાજા બનાવી દઇશું. ફક્ત એકવીસ દિવસ—કેમ રણુવીર! ફક્ત એકવીસ દિવસજ ને!"

આમ કહીને મહાવીરે રણુવીરના મુખ તરફ સતૃષ્ણ નયને કટાક્ષપાત કર્યો.

રણુવીરે જવાબ આપ્યો:—"હા, એકવીસ દિવસ. આજથી લઇને બરાબર એકવીસ દિવસ. એકવીસમા દિવસે અહીં એક લગન થવાનાં છે. ખૂબ ધામધુમથી લગ્ન થવાનાં છે, મોટી મિજલસ મળવાની છે. કેમ, એ એકવીસ દિવસ સુધી તમે બન્ને અહીં રહી શકશોને! એકવીસમે દિવસે તમો ઘણીજ ખુશીની સાથે જ્યાં જવું હશે, ત્યાં જઇ શકશો."

"શા માટે નહિ રહી શકીએ?" સદાશિવ ભાટે કહ્યું:—"શા માટે નહિ રહી શકીએ? ઘણીજ ખુશીની સાથે રહીશું. તો પણ, હજુર! હું કાલિમાતાનો ચૂસ્ત ઉપાસક છું, પાકો શાક્તધર્મી છું. દરેક અમાસને દિવસે મારે કાલીની પૂજા કરવા માટે જવું પડે છે.

આ દેશમાં બૌધ ધર્મનો પ્રચાર વિશેષ છે. ખરૂં કહેવામાં આવે તો આ આખો દેશ બૌધ ધર્મી જ છે. એ ઉપરાંત મેં સાંભળ્યું છે, રાજમહાલયમાં રણધીરસિંહ નામનો કોઇએક મોટો માણસ આવ્યો છે. તે તો વળી પાછો ચૈતન્યભક્ત ચૂસ્ત વૈષ્ણવ છે. એટલા માટે જ હું વિચારૂં છું, મારી પૂજામાં કદાચ કાંઇ અડચણ આવે—"

" એ વિષયમાં ભાટરાજ તમારે કશી ચિંતા જ કરવી નહિ. અમો સઘળા કાલિકા દેવીના જ ભક્તો છીએ. અમારા દુર્ગનું નામ કાલિદુર્ગ છે. દુર્ગની અંદર મહાકાલિની પાષાણ પ્રતિમા સ્થાપવામાં આવી છે. તમારી ઇચ્છામાં આવે ત્યારે તમે માતાની પાસે બેસીને પૂજા કરજો. વળી તમારા આવવાથી અમારાપર એક મોટો ઉપકાર થયો છે. અમારે માટે તમે માતાની પાસે પ્રાર્થના કરજો. આજે અમાવાસ્યા છે; આજે અમારૂં જેથી ભલું થાય, જેથી અમારા મનની મુરાદ બર આવે, તથા સર્વ સંજોગો અનુકૂળ થાય. એને માટે તમે સારી રીતે માતાની પૂજા કરજો. પૂજાની બધી તૈયારીઓ હું તમને હમણાં જ કરાવી આપું છું.

આમ કહીને દસ્યુપતિએ, દેવરાજના પ્રતિ કાલીમાતાની પૂજાની તૈયારી કરી આપવાની તરત જ આજ્ઞા ફરમાવી દીધી.

સદાશિવે જોયું કે, ધીમે ધીમે પોતાની ધારણાને સિદ્ધ કરવાની તૈયારી થવા માંડી છે. લૂટારાઓ કાલિકાના ઉપાસક છે, તેમના દુર્ગમાં મહાકાળીનું એક મંદિર છે અને એ મંદિરની અંદરની બાજૂની દિવાલની સાથે એક ભયાનક ભોંયરામાં ઉતરવાનું એક સ્પ્રિંગવાળું છુપું દ્વાર છે, એ બધી હકીકત સદાશિવે આ પહેલાંજ શાંતિપ્રસાદના મુખેથી સાંભળી લીધી હતી. કાળીના મંદિરની અંદરથી ભોંયરામાં ઉતરી શકાય છે, એવી વાત સાંભળીને જ આ મહા કઠિન કાર્યમાં કદાચ કોઇપણ પ્રકારે ફાવી શકાય તો ફાવી શકાય તેમ છે, એવી આશાને હૃદયમાં ધારણ કરીનેજ એ બન્ને બ્રાહ્મણો અત્યારે મહા ભયાનક અને અસીમ સાહસિક કાર્યમાં પ્રવૃત્ત થયા હતા અને અત્યાર સૂધી કેવળ, જેથી કરીને એ મંદિરમાં સ્વતંત્રતાથી ઇચ્છાનુસાર આવજાવ કરી શકાય, તેની જ કુશળતાને શોધી રહ્યા હતા. દૈવની અનુકુળતાથી તેવો સંજોગ પણ તેમને સત્વર મળી ગયો. ગભરાયલા સદાશિવે લૂટારાના સરદારોને સંબોધીને કહ્યું કે:—

"મારૂં કામ જોઇને તમો જાણી શકશો કે હું મંત્રબળથી માતાને

મારી પાસે પણ બોલાવી શકું છું. આજે અમાસનો દિવસ છે, એથી આજે ને આજે જ તમો એ બધું તમારી નજરોનજર જોઇ શકશો. પરંતુ એ પહેલાં હું તમોને જણાવી દેવું ધારૂં છું કે, તમારે મારો એક નિષેધ માનવો પડશે."

"શો નિશેધ માનવો પડશે, કહો જોઇએ વારૂ? તમે જેમ કહેશો એમ જ થશે, એમ જ અમો કરીશું; એમાં કાંઇપણ ફેરફાર થવા દઇશું નહિ."

સદાશિવ ભાટના ઉપર બન્ને લૂટારા સરદારોની છેવટે અચળ-ભક્તિ, અટૂટ વિશ્વાસ ઉપજી આવ્યો હતો. એ અંધવિશ્વાસને વશીભુત થઇનેજ ત્યારે તેઓ વૃદ્ધ ભાટને માટે સર્વ કાર્યો કરતા હતા, તેની સર્વ આજ્ઞાઓનું પાલન કરવાને તૈયાર થયા હતા. તેમના મનમાં દ્રઢ ધારણા બંધાઈ ગઇ હતી કે તેઓ દેવતાને પ્રસન્ન કરવાથી પોતાના અત્યારના પાપાનુષ્ઠાનમાં અવશ્ય વિજય મેળવી શકશે.

લૂટારાના સરદારની છેલ્લી વાત સાંભળીને સદાશિવે કહ્યું કેઃ– "એ નિષેધ એવો કાંઇ ખાસ મહત્વનો નથી. તો પણ મારી પાસે ખુલ્લી અથવા છુપી ગમે તે રીતે, તમારે તમારા મનની બધી વાતો કહી સંભળાવવી પડશે. એ સિવાય કોઇ કામ થઇ શકશે નહિ. વળી, પૂજાને વખતે કોઇ પણ માણસ મંદિર તરફ આવી શકે નહિ, એનો પણ બંદોબસ્ત કરી આપવો પડશે. ઘણીજ છૂપી રીતે આ કામ કરવું પડશે; નહિતો કામ સફળ થશે નહિ અને ઉલટી દેવી કોપે ભરાશે તો સત્યાનાશ વળી જશે."

"એ વિષયમાં તમે નિર્ભય રહો. જ્યારે તમે પૂજામાં રોકાશો, ત્યારે કોઇપણ માણસ માતાના મંદિર તરફ આવશે નહિ. અમારી કોઈ પણ વાત તમારી પાસે છુપી રહેશે નહિ. તમારી પૂજામાં કોઇ કશો પણ પ્રત્યવાય કરશે નહિ. હું હમણાં ને હમણાં જ આખા દુર્ગના તમામ માણસોને જણાવી દઉં છું કે, તમે જ્યારે જે કોઇ માણસને જે કાંઇ આજ્ઞા ફરમાવશો, તે માણસ તરતજ તે આજ્ઞાનું પાલન કરશે. તમે હવે કશીપણ ચિંતા કરશો નહિ. સરદાર મહાવીર અને રણવીરના આવાસમાં તમને કશીપણ અડચણ આવશે નહિ."

આમ કહીને દસ્યુપતિએ સદાશિવ ભાટ અને શાંતિપ્રસાદ મહા-રાજને રહેવા માટે એક ઓરડો બતાવી આપ્યો. ત્યારપછી તેમણે બન્નેએ એ ઓરડામાં આરામ લેવાના ઇરાદાથી પ્રવેશ કર્યો. એ ઓ-

રડામાં જ, પ્રિય વાંચક ! આપણી ઉન્માદિનીએ આ પહેલાં એકવાર એક રાત્રિને માટે નિવાસ કર્યો હતો. શાંતિપ્રસાદ તથા સદાશિવ એ ઓરડામાં દાખલ થયા પછી વિશ્રામાર્થે એક શય્યાપર જઇ બેઠા. બેસતાંની સાથે જ સદાશિવ ભાટને જણાયું કે, જાણે કોઇ એક કઠિન પદાર્થ તેના શરીરમાં ખૂંચી રહ્યો છે. એથી તેણે તરત જ તે પથારી તળે તપાસ કરીને જોયું તો તેને એક તલ્વારની ભાંગેલી મૂઠ મળી આવી. ત્યાર પછી એ ભાંગેલી તલ્વારની મૂઠને હાથનાં ઝાલી તેની તપાસ કરી જોતાં તેના એક ખૂણાપર કિશોરસિંહનું નામ કોતરાયલું જોઇને સાનંદ શાંતિપ્રસાદ પંડિત બોલી ઉઠયો કેઃ–" આ તો કિશોરસિંહની તલ્વાર છે ?"

સદાશિવ ભાટે ચમકીને પૂછ્યું:–" તેં શી રીતે જાણ્યું કે, એ તલ્વાર કિશોરસિંહની જ છે ?"

" આમ જુઓને, તેનું નામ. આ તલ્વાર સુરંગપૂરના મહેન્દ્ર ચક્રવર્તીની હથિયારની દૂકાનપરથી ખરીદ કરવામાં આવી હતી. કિશોરસિંહે જ્યારે એ તલ્વાર ખરીદ કરી, ત્યારે હું પણ તેની સાથે જ હતો. આની એક બાજૂએ મહેન્દ્ર ચક્રવર્તીનું નામ પણ કોતરેલું છે. એ ભાંગેલી તલ્વારની વાતમાં જ કિશોરસિંહે ઇન્સાફને દિવસે જુબાનીમાં જણાવ્યું હતું કે, તલ્વારનો અર્ધો ભાગ વરાહનું ગળું વીંધીને ભાંગી ગયો હતો અને ત્યાર પછી તે વરાહને ત્યાં આગળ પડતો મૂકીને તેઓ આપણા રાય મહાશયના પુત્ર વરુણસિંહની શોધમાં જંગલ તરફ ચાલ્યા ગયા હતા; તથા જંગલમાંથી પાછા આવીને જોતાં તેમને તે વરાહ પાછો નજરે પડયો નહોતો. અવશ્ય કોઇ એને ઉપાડી ગયું હતું. મારી ધારણા પ્રમાણે તો આ લૂટારાઓજ તેને અહીં લઇ આવ્યા છે અને ત્યાર પછી તેને આરોગી પણ ગયા છે."

" હા, એ વાત પણ માની શકાય તેવી છે, એમાં અસંભવ જેવું કાંઇ જ નથી. પરંતુ શાંતિપ્રસાદ ! આ ઘરમાં હવે આપણે આમ ચૂપચાપ કરી બેસી રહેવાથી ચાલી શકે તેમ નથી. ચાલ, આપણે એકવાર દુર્ગની ચારે બાજુએ ફરી અહીંની સઘળી વ્યવસ્થાને જોઇ આવીએ."

આમ કહી સદાશિવ ભાટ ફરીવાર ઉઠીને બેઠો થયો. સાથે સાથે શાંતિપ્રસાદ મહારાજ પણ ઉઠયો. ત્યાર પછી તેઓ બન્ને જણા એ ઓરડામાંથી બહાર નીકળીને દુર્ગની ચારે બાજુએ તપાસ કરતા

ફરવા લાગ્યા. ક્યાં આગળ શું થાય છે, દુર્ગમાં કેટલાં માણસો વસે છે, કઇ કઇ દિશાઓમાં પહાડપરથી નીચે ઉતરવાના રસ્તાઓ આવેલા છે, એ સર્વ એક પછી એક જોતા જોતા તેઓ બન્ને લૂટારાઓના રસોડામાં આવી પહોંચ્યા. લૂટારાના સરદારોની આજ્ઞાથી તેમને માટે સર્વ સ્થળે ખુલ્લાં દ્વાર રહેતાં હતાં, તેમને ક્યાંય પણ જવાનો કોઇ-નાથી પ્રતિબંધ થતો નહોતો, અથવા તો તેમની ઇચ્છામાં આવે, ત્યાં તેઓ છૂટથી જઇ શકતા હતા. એથી રસોડામાં આવી રીતે કોઇને પૂછ્યા વિના જવા છતાં પણ તેમને કોઇ કાંઇ કહી શક્યું નહિ. તેઓ છૂટથી દુર્ગનો સર્વ પ્રકાર જોતા સાંભળતા ફરવા લાગ્યા. રસોડાની ચારે તરફ જોતાં જોતાં અચાનક તેઓ બન્ને જોઇ શક્યા કે, રસો-ડાનાં એક ખૂણામાં એક મોટી પાટપર એક મોટા વરાહનું કપાયલું મસ્તક પડેલું છે. વિશ્રામગૃહમાં ભાંગેલી તલ્વાર અને રંધનગૃહમાં વરાહનું મસ્તક આદિ સર્વ જોઇને કિશોરસિંહની આપેલી જુબાનીનું સ્મરણ થઇ આવવાથી, તેનાં તે વાક્યોને અભ્રાન્ત સત્ય માની લેવામાં શાંતિપ્રસાદ તથા સદાશિવને લેશ માત્ર પણ વિલંબ લાગ્યો નહિ. ત્યાર પછી તેઓ બન્ને જણા પોતાનો સંકલ્પ સિદ્ધ થવાની અનેક આશાઓ મેળવી મનમાં ને મનમાં જ આનંદિત થઇ રંધનશાળાનો પરિત્યાગ કરી દુર્ગના અન્યાન્ય સ્થાનોનું અવલોકન કરતા કરતા છેવટે લૂટારા સરદાર મહાવીરના વિશ્રામગૃહમાં ફરીવાર આવી પહોંચ્યા. ત્યારે રાત્રિ લગભગ એકાદ પ્રહર જેટલી વીતી જવા આવી હતી. તેમણે આવીને જોયું કે, બન્ને લૂટારા સરદારો અત્યંત વારુણી—મદિરાના સેવનથી બેશુદ્ધ થઇને પોતપોતાના આસનપર ઢળી પડેલા છે અને તેમની સ્હામેની એક દીપનામીમાં એક દીવો સળગી રહ્યો છે, ઓરડાના એક ખૂણામાં એક ત્રિપદીપર એક પાન પાત્ર તથા એક સુરાનું મોટું પાત્ર પડેલું છે અને બીજા એક ખૂણામાં કેટલાક લખેલા કાગળો પડેલા છે. લખેલા કાગળો જોતાંની સાથે જ સદાશિવ ભાટે અજાયબીની સાથે ધીમે ધીમે તે ઉપાડી લઇને તેને સાંગોપાંગ વાંચી લીધા. એમાંના કેટલાક કાગળો વાંચીને સદાશિવે જોયું કે એમાંનું એક પત્ર રાજા ભૂપસિંહના પોતાના હાથનું લખેલું પ્રતિજ્ઞાપત્ર છે. એ પત્રમાં રાજા ભૂપસિંહ એવો સ્વીકાર કરે છે કે, તેઓ ગમે તે પ્રકારે તે દિવસથી માંડીને એકવીસ દિવસની અંદર રણધીરસિંહ રાયની કુમારી કન્યા સુશીલ સુંદરીને કાલિદુર્ગના અધિપતિ મહાવીર સરદારના

હાથમાં સમર્પણ કરશે અને મહાવીર સરદારને તેજ રાત્રે તેના દુર્ગમાંના બન્ને બંદીઓનો શિરચ્છેદ કરી નાખવો પડશે. સદાશિવ ભાટ એ પત્રને વાંચતાની સાથેજ થરથર કંપી ઊઠયો. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કેઃ–" અહા ! પ્રેમમય પરમાત્માના પ્રેમમય સંસારમાં પણ અનર્થનો ઉદ્ભવ કરનારા રાજા ભૂપસિંહ જેવા પાપાત્માઓ કેટલાક વસતા હશે ? શું પોતાના એક ક્ષણિક સ્વાર્થને માટે એકી સાથે ત્રણ ત્રણ નિરપરાધી જીવોનું જીવન નષ્ટ કરવાનું કારસ્થાન કરતાં તેના દિલમાં જરા દયા નહિ આવતી હોય ? હાય ! આ લોહીના પ્યાસા લૂટારાઓ પણ કેવા જાલિમ સ્વભાવના પુરુષો છે ! તેમના જીવનનું ધ્યેય કેવળ ચોરી, લૂટફાટ અને નરહત્યાજ છે. પાપનો પ્રચાર કરનારા પાખંડી લૂટારાઓની સાથે રાજા ભૂપસિંહ પણ પૂરો પાખંડી બન્યો છે અને જે કાર્ય કરતાં શયતાન પણ શરમાય છે, તે કાર્ય કરવાને તે તૈયાર થયો છે. કિશોરસિંહનો એવો તે શો ભીષણ અપરાધ છે કે જેનો સંહાર કરવા માટે રાજા નામધારક ભૂપસિંહ પણ હિંસાતુર વ્યાઘ્રની પેઠે આતુર થઇ ગયો છે ! અત્યારે આ દુર્ગમાંથી મને જે જે પ્રમાણો મળ્યાં છે, તે સર્વ પ્રમાણો તો કિશોરસિંહની નિર્દોષતાને પ્રત્યક્ષ સિદ્ધ કરી આપે છે, છતાં, હે પરમાત્મા ! તું તે નિર્દોષની વારે શા માટે નથી થતો ? "

પરંતુ ભગવાન અનુકૂળ થયો છે, આ સર્વ ભયાનક ભેદોનો મર્મ ઘણા સમય પહેલાંજ તેમને જાણવાનો ભગવાને અવસર આપ્યો છે, શાંતિપ્રસાદ બ્રાહ્મણ કુશળતાથી આ વિષયનું સૂત્ર શોધી કાઢવાને શક્તિમાન થયો છે એમ ધારીનેજ તેમને બન્નેને મનમાં ને મનમાં જ અસંખ્ય ધન્યવાદ આપી, તરત જ તે ભયંકર પત્રને કાળજીપૂર્વક અંગરખાનાં ખીસામાં મૂકી, શાંતિપ્રસાદને સાથે લઇ, સદાશિવ ભાટ એકદમ કાલીમાતાના મંદિર ભણી ચાલ્યો આવ્યો.

ત્યાર પછી તેમણે બન્નેએ કાલીમાતાના મંદિરમાં પ્રવેશ કરીને જોયું કે, લૂટારા સરદારની આજ્ઞાથી આ પહેલાં જ પૂજાની સઘળી તૈયારી થઇ ચૂકી હતી અને સમસ્ત સાધનો તૈયાર રાખવામાં આવ્યાં હતાં. પરંતુ કાલીની પૂજા કરવાનો તો તેમનો ઉદ્દેશ નહોતો, તેમનો ઉદ્દેશ તો સર્વથા જૂદા જ પ્રકારનો હતો. એથી સદાશિવ ભાટે લેશ માત્ર પણ વિલંબ ન કરતાં અંદરથી કાળીના મંદિરનાં દ્વાર બંધ કરી દીધાં અને ત્યાર પછી તે મંદીરમાંની આખી દીવાલપર તે હાથ ઘસવા લાગ્યો.

શાંતિપ્રસાદ બ્રાહ્મણે જ્યારે પ્રભાત સમયે દીવાન દોલતસિંહના ઓરડામાં તેના પલંગતળે છૂપાઇ રહીને રાજા ભૂષસિંહ તથા દીવાન દોલતસિંહની ગુપ્ત વાતચીતને છુપી રીતે સાંભળી લીધી હતી, ત્યારે દોલતસિંહના મુખેથી તે સ્પષ્ટ રીતે સાંભળી શકયો હતો કે, એ મહા-કાળીના મંદિરની અંદરની દીવાલમાં સ્પ્રિંગવાળું એક છૂપું દ્વાર છે, અને એ દ્વારમાંથી નીચેના ભોંયરામાં ઉતરી શકાય છે. પરંતુ એ દ્વાર મંદિરની દીવાલની સાથે એવી રીતે જોડવામાં આવ્યું હતું કે, સહજમાં જ તે કોઇનાથી પણ ઉઘડી શકે તેમ નહોતું, અરે, તેનો કશો પત્તો પણ મળી શકે તેમ નહોતો. શાંતિપ્રસાદ બ્રાહ્મણે એ વાત આ પહેલાંજ સદાશિવ ભાટને જણાવી દીધી હતી અને એ આભાસ મળવાથી જ વૃદ્ધ સદાશિવ અત્યારે આ મહા ભયંકર દુઃસાધ્ય કાર્યમાં અગ્રસર થવાને સાહસી પણ થયો હતો. ગમે તેમ હો; પરંતુ આ પ્રમાણે લગભગ અડધો કલાક વીતી ગયો, અકસ્માત્ દીવાલની એક જગા એક નાના દરવાજાના રૂપમાં બદલાઇ ગઇ. ત્યારે તેઓ બન્ને જણા એ છુપા દરવાજાને રસ્તે છૂપી સીડીપરથી ઉતરતા ઉતરતા પાતાળ પૂરી અથવા ભયાનક ભોંયરામાં આવીને છેવટે એકાએક બંદીવાનોને માટે જે કારાગૃહ નિર્માણ કરવામાં આવ્યું હતું, ત્યાં જઇ પહોંચ્યા. નીચે ઉતરતી વેળાયે મહાકાળીના મંદિરમાંથી સદાશિવ ભાટે એક દીવો પણ સાથે લઇ લીધો હતો. ત્યાર પછી તે દીવાની સહાયતાથી તેઓ ક્ષણ માત્રમાં તે બન્ને કેદીઓને ઓળખી શકયા. પુરુષ બંદીવાન સદાશિવ તથા શાંતિપ્રસાદને જોતાંની સાથેજ આનંદનો માર્યો ચીસ પાડી ઊઠયો; પરંતુ સદાશિવ ભાટે તેને ધૈર્ય ધારણ કર-વાની અનુમતિ આપીને કહ્યું કેઃ-" આમ ઉતાવળા ન થાઓ, હજી પણ આપણે નિરાપદ નથી. સત્વર આમાંનું એક કાનસ લઇને અંદરથી લોઢાના દરવાજાના સળિયા કાપવા માંડો."

આમ કહી સદાશિવ ભાટે એક કાનસ પહેલા બંદીવાનને આપી બીજી બંદિની દીવાનીને બીજું એક કાનસ આપ્યું તથા શાંતિપ્રસાદ મહારાજના હાથમાં એક કાનસ આપી પોતાના હાથમાં બીજું એક કાનસ રાખી એકદમ કારાગૃહના લોઢાના સળિયા કાપવા માંડયા.

શાંતિપ્રસાદ બ્રાહ્મણ આવતી વેળાયે પોતાના વસ્ત્રમાં ચાર સારાં કાનસ તથા એક લાંબું મજબુત દોરડું કમર સાથે બાંધી લાવ્યો હતો.

આ તરફ લગભગ અરધા કલાકમાં જ ચાર તીક્ષ્ણ કાનસોની

સહાયતાથી બન્ને બંદીઓના કારાગૃહના દ્વારનો એકએક લોઢાનો સળીયો કપાઇ ગયો. બન્ને બંદીઓ કારાગૃહમાંથી મુક્ત થઇને ગુહાની બહારના ભાગમાં આવ્યા. ત્યાર પછી સદાશિવ ભાટની પાસેનું એ દોરડું પકડીને સઘળાં એક પછી એક પહાડની નીચેના ભાગમાં આવેલા એક ઝરણુંના રસ્તેથી ઉતરીને તે પહાડી નહેરમાંથી બહાર નીકળી પડયાં છેવટે તેઓ ચારે જણાં જંગલના રસ્તે આવી પહોંચ્યાં.

---

## સપ્તમ પ્રસંગ

### ફરીવાર લૂટારાના પંજામાં !

---

જ્યાં જાઇએ ત્યાં કૂડે કૂડ, સામે સામાં બેઠાં ઘૂડ;
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચ જ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા ?
અખા મોટાની તો એવી જાણ્ય, મૂકી હીરો ઉપાડયો પાણ,
લીલા વૃક્ષને ઓથે ધુતારા ઘણા, ઉપાય કરે કનક કામની તણા;
શાસ્ત્ર તણી છે એકજ આંખ્ય, અખા અનુભવી ઊત્રડી નહીં આંખ્ય.

અખો

---

ચાલો વાંચક ! આપણે એકવાર બન્ને દુર્દાન્ત દસ્યુ સહોદરોના વિશ્રામગૃહમાં પાછા ફરીએ. આપણે તેમને અત્યંત મદ્યપાનની મસ્તીમાં મશગુલ હોઇ બેશુદ્ધ થયેલા જોઇ આવ્યા હતા. એ જ અવસ્થામાં બીજો એકાદ કલાક વીતી ગયો હતો અને જો દેવરાજે આવીને તેમને મહા મહેનતે ન જગાડયા હોત, તો બીજા પણ બેચાર કલાક વીતી જાત, એમ જણાઇ આવતું હતું. સંધ્યા પહેલાં બન્ને ગાયકો તેમની પાસેથી ઊઠીને વિશ્રામ લેવા માટે ચાલ્યા ગયા હતા અને ત્યાર પછી તે સરદારે દેવરાજને આનંદદુર્ગમાં રાજા ભૂપસિંહની પાસે મોકલ્યો હતો. લગભગ ત્રણેક કલાકમાં દેવરાજે તેમની પાસે પાછા આવીને રાજા ભૂપસિંહના પોતાના હાથનો લખેલો પ્રથમ જણાવેલો કાગળ તેના સરદારના હાથમાં સોંપ્યો હતો. પત્ર વાંચી મહાવીર સરદારે અત્યંત પ્રસન્ન થઇને વિજયમણિને અનુમતિ આપી દીધી હતી કે, રાત્રિનો પહેલો પ્રહર વીત્યા પછી તેણે તેની પાસે આવી તેની અનુમતિ

લઇ, ભોંયરામાંના બીજા કેદીઓનો શિરચ્છેદ કરી નાંખવો. વિજયમણિને એવી અનુમતિ આપી મનના આનંદથી બન્ને બંધુઓ મધુપાનમાં મસ્ત થયા. છેવટે મદિરાનો નશો અધિક પ્રમાણમાં ચઢી જવાથી બન્ને જણા એ સ્થળે ક્ષણવારને માટે બેશુદ્ધ થઇ પડયા. આનંદના ઉદ્વેગથી અને મોહમયી મદિરાની મોહિની શક્તિમાં મશગુલ બની જવાથી એ છુપા લખાણવાળા કાગળને કોઇ સલામતીવાળી જગાએ રાખવાનો તેમને અવસર પણ મળ્યો નહિ. ત્યાર પછી તે સ્થળે જેવી રીતે વૃદ્ધ સદાશિવ ભાટ આવી ચઢયો હતો અને તેણે જે કાર્ય કર્યું હતું, તે સર્વ વિષયથી તો વાંચકબંધુઓ ઘણી સારી રીતે માહિતગાર છે.

રાત્રિનો દોઢ પ્રહર વીતેલો જોઇને વિજયમણિ દેવરાજની સાથે પોતાના માલિકના ફરમાવ્યા મૂજબ મહાવીરના આરામગૃહમાં આવી પહોંચ્યો. પરંતુ તેમણે બન્નેએ આવીને જોયું કે, તેમનો સરદાર પોતાના નાનાભાઇની સાથે મદિરાપાનથી મસ્ત થઇને બિલ્કુલ બેશુદ્ધ બની ગયો હતો. તેમણે તેમના સરદારની આવી હાલત જોઇને પ્રથમ તો કાંઇક વિચાર કરવા માંડયો, તેમનાથી તેને શુદ્ધિમાં લાવવાનું સાહસ પણ થઇ શકયું નહિ. પરંતુ તરતજ પાછું મહાવીરની આજ્ઞાનું સ્મરણ થઇ આવવાથી તેઓ પોતાના દુર્દાન્ત દસ્યુ સરદારોની નિદ્રાનો ભંગ કરવાને પ્રસ્તુત થયા.

દેવરાજની ઉશ્કેરણીથી શુદ્ધિમાં આવી બન્ને લૂટારા સરદારો પોતપોતાના આસનપરથી ઉઠીને પોતપોતાના હાથથી પોતાના ભીષણ અક્ષુઓ ચોળી દેવરાજ તથા વિજયમણિના મુખ સ્હામું એકી ટસે જોવા લાગ્યા. ત્યાર પછી અજાયબીભરેલી આંખોથી તેઓ એક બીજાના મુખ તરફ ઘણીવાર સુધી એકી ટસે જોઇ રહ્યા. પહેલવહેલાં તો જાણે તેમને કાંઇપણ વાતજ સ્મરણમાં આવી નહિ, ત્યારે લૂટારા સરદાર મહાવીરે દેવરાજના તરફ લાલચોળ લોચનોથી દષ્ટિપાત કરીને કહ્યું કે:—" આવી બેઅદબી શા કારણથી દર્શાવી છે, દેવરાજ ? "

" હુજૂરની અનુમતિથીજ અત્યારે અમો આપની નિદ્રાનો ભંગ કરવાને લાચાર થયા છીએ ! રાત્રિના બરાબર દોઢેક પ્રહરને સમયે બન્ને કેદીઓની કત્લ કરવાનું ફરમાન કરી, આપે આપની નિદ્રાનો ભંગ કરવાનું કહ્યું હતું. અને એ ફરમાન મૂજબજ અત્યારે રાત્રિનો

દોઢ પ્રહર વીતી જવાથી, અમો આપની નિદ્રાનો ભંગ કરવાને નિરુપાય થયા છીએ. રાજા ભૂપસિંહની સાથે જે બંદોબસ્ત—"

ભયનો માર્યો દેવરાજ થરથર કંપવા લાગ્યો. તેણે ધીમે ધીમે લૂટારા સરદારના વાક્યોનો ઉપર જણાવ્યા પ્રમાણે ઉત્તર આપ્યો.

દેવરાજની વાતથી લૂટારા—સરદારની પૂર્વ—સ્મૃતિ તરતજ જાગી ઊઠી. તે તેજ ક્ષણે ઉંચા અવાજે ગભરાટની સાથે તે બોલી ઉઠયો:— "ઠીક! ઠીક! રાજા ભૂપસિંહ આપણા બંદોબસ્તથી રાજી થયા છે; કરાર મુજબ તેમણે તરતજ કબૂલાતનો પત્ર મોકલી આપ્યો છે, એકવીસ દિવસની અંદર તેમણે રણધીરસિંહ રાયની કન્યા સુશીલ સુંદરીને મને સ્વાધીન કરવાનું પ્રતિજ્ઞાપૂર્વક વચન આપ્યું છે. ગમે તે રીતે તેઓ મારા જિગરની ચાહનાને પૂરી કરી આપશે, મારી દિલ્લારના દિદારનો લાભ કરાવી આપશે. જ્યારે તેમણે મારી પાસે મારી કહેલી બધી શર્તો કબૂલ કરી છે, ત્યારે મારે પણ હવે મારી ફરજ અવશ્ય બજાવીજ જોઇએ. મારા વફાદાર દેવરાજ! આજે મારી નિદ્રાનો ભંગ કરવાથી તું મારો અપરાધી થયો નથી, પરંતુ મારી કૃપાનો પાત્ર થયો છે. તારી આ કર્ત્તવ્યનિષ્ઠાને માટે હું તને ખરા જિગરથી શાબાશી આપું છું."

"હા, આપણે આપણી ફરજ અવશ્ય બજાવવી જોઇએ; એક વાર નહિ, પણ હજારવાર બજાવવી જોઇએ. હમણાં ને હમણાંજ એ બન્ને કેદીઓને—વિજયમણિ, સમજ્યોને, હમણાં ને હમણાંજ એ બન્ને કેદીઓને કારાગૃહમાંથી બહાર કાઢીને એકદમ પેલા ઉંડા કૂવામાં ફેંકી દો અને કૂવામાં ફેંકતી વેળાયે મહાકાળીના મંદિરનો એકેક પથ્થર લઇને તેમની બન્નેની છાતી સાથે બાંધી દે, કે જેથી તેઓ કૂવામાં પડતાંની સાથેજ છેક તળીયે બેસી જાય અને તેમનો કાંઇ પત્તોજ મળે નહિ. જા, આ કામ જેમ બને તેમ જલ્દી પતાવી દે."

વિજયમણિને આવો સખ્ત હુકમ ફરમાવી કનિષ્ટ રણવીરે એક ભયંકર ગર્જના કરી આખા ઓરડાને કંપાયમાન કરી મૂકયો, થરથરાવી દીધો.

મહાવીરે કહ્યું:—"ના, ના, દીવાનીને કશી પણ સજા કરીશ નહિ. મેં તેને વચન આપ્યું છે. ખરી રીતે તેણેજ મોતના પંજામાંથી મારી સારવાર કરીને મને બચાવ્યો છે. મારાથી એના એ જીવનદાન જેવા મહાન ઉપકારને કદાપિ ભૂલી શકાય તેમ નથી."

"પણ સરદાર ! એ બદમાશની બચ્ચી આપણી સાથે ભયાનક દગાબાજી કરવાને તૈયાર થઇ હતી; આપની સાથે ચાલાકી ચલાવવાની તેણે ચેષ્ટા કરી હતી. મને પહાડપરથી છેક નીચે ગબડાવી દઇને આપણા બંદીવાનને છોડાવવાની એ શયતાનીએ મહા ભયંકર ચેષ્ટા કરી હતી. એ હરામજાદીએ મને રાજા બનાવવાની લાલચ આપીને મારી આંખમાં ધૂળ નાખી હતી. માટે જો અત્યારે એના ટુકડે ટુકડા કરી નાખવામાં આવે તોપણ મારી દાઝ હોલવાય તેમ નથી."

આમ કહીને વિજયમણિએ દીવાનીના સંબંધમાં જે કાંઇ બન્યું હતું, તેને હદ ઉપરાંત વધારીને તથા તેમાં મીઠું મરચું ભભરાવીને પોતાના સરદારને કહી સંભળાવ્યું. એ સાંભળીને સરદાર મહાવીરે કહ્યું કે:–"ત્યારે હવે તને જેમ ઠીક લાગે તેમ કર, એ હરામજાદીને શયતાનીને આજથી સાતમે દિવસે તું પોતેજ તારા પોતાના હાથની ફાંસીએ લટકાવી દેજે—"

"ના, ના, પ્રથમ તો એ રાક્ષસીનું માથું ઉડાવી દેવાનીજ ખાસ જરૂર છે. કારણકે, તે આપણી બધી છુપી વાતોને સાંભળી ગઇ છે, આપણા ગુપ્ત કિલ્લાની બધી બીના તેના જાણવામાં આવી ચૂકી છે. માટે સર્વથી પ્રથમ તો એ શયતાનનીનુંજ ખૂન કરવાની ખાસ જરૂર છે !"

આમ કહીને સરદાર રણવીરે વિજયમણિની વાતને અનુમોદન આપ્યું.

ત્યાર પછી બન્ને લૂટારા અનુચરો પોતપોતાના માલિકની આજ્ઞાનું પ્રતિપાલન કરવા માટે તે ઓરડામાંથી બહાર ચાલ્યા ગયા.

દેવરાજ અને વિજયમણિના ચાલ્યા જવા પછી બન્ને લૂટારા સરદારોને પેલા રાજા ભૂપસિંહના લખેલા કાગળનું સ્મરણ થઇ આવ્યું. મહાવીર તરતજ ચમકીને બોલી ઉઠયો કે:—

"કયાં છે ! કયાં છે ! એ કરારનામાનો કાગળ કયાં છે !"

રણવીર ચમકી ઉઠયોઃ તેણે ગભરાટથી કહ્યું:–"કેમ, તમે તેને બરાબર સાચવીને રાખ્યો નહોતો ?

"મેં ધાર્યું હતું કે, તેં તેને સાચવીને રાખી મૂકયો હશે." મહાવીરે જવાબ આપ્યો.

"ના, ના. મેં આ દીવાની ચૉકીપરજ રહેવા દીધો હતો." રણવીરે કહ્યું.

" ત્યારે, હવે શું થશે ? " મહાવીરે અત્યંત વ્યગ્ર થઈને રણવીરને પૂછ્યું.

" એ હરામખોર ગાનારાઓ ક્યાં છે ? " રણવીરે મહાવીરના પ્રશ્નનો જવાબ ન આપતાં ઉલટો તેને એવો પ્રશ્ન પૂછ્યો.

મહાવીરે જવાબ આપ્યો કેઃ—" ત્યારે ચાલો, જલ્દી ચાલો. એ પાપાત્માઓએજ એ સર્વ નાશ કર્યો છે. એ દુષ્ટ પાખંડીઓ અવશ્ય રાજાનાજ માણસો છે, છૂપા જાસૂસો છે. ચાલો, ચાલો, જલ્દી ચાલો."

આમ કહીને બન્ને લૂટારા સરદારો ઉત્કંઠાથી અત્યંત આકુળ થયેલા ચિત્તે સદાશિવ ભાટ અને શાંતિપ્રસાદ પંડિતની તપાસમાં ઘરમાંથી બહાર નીકળી પડ્યા. પ્રથમ તેમણે તેમને માટે જે ઓરડો મુકરર કરવામાં આવ્યો હતો, તે ઓરડામાં તપાસ ચલાવી, પરંતુ ત્યાં આગળ તેઓ તેમને જોઇ શકયા નહિ. છેવટે તેઓ મહાકાળીના મંદિરમાં ચાલ્યા. મંદીરના ચૉકમાં આવીને તેમણે જોયું કે, મંદિરનાં દ્વાર અંદરથી બંધ હતાં. તેપરથી તેમણે વિચાર્યું કે, બન્ને બ્રાહ્મણો કદાચ પૂજા કરવામાં રોકાયા હશે, ન્હાસી ગયા નહિ હોય ! આવો વિચાર કરીને તેઓ પાછા પોતાના વિશ્રામગૃહમાં ચાલ્યા ગયા. વિશ્રામગૃહમાં પાછા આવીને, તેઓ તે પ્રતિજ્ઞાપત્રને માટે બરાબર તપાસ ચલાવી રહ્યા હતા, એવામાં દેવરાજ અને વિજયમણિ એકદમ શ્વાસભેર તે ઓરડામાં દોડી આવ્યા અને તેમણે હાંફતાં હાંફતાંજ પોતાના બન્ને સરદારોને જણાવ્યું કે, બન્ને બંદીવાનો આબાદ છટકી ગયાં છે તથા કારાગૃહનાં દ્વાર ભાંગેલાં જણાય છે. "

" બન્દીવાન અને બંદિની બન્ને છટકી ગયાં ? શી રીતે છટકી ગયાં ? "

અત્યંત વિસ્મય, અત્યંત ક્રોધ અને અત્યંત આશંકાની સાથે દસ્યુપતિ મહાવીર બોલી ઉઠયોઃ—

" બન્દીવાન અને બંદિની બન્ને છટકી ગયાં ? શાથી છટકી ગયાં ? શી રીતે છટકી ગયાં ? "

" હા, નામદાર ! બન્ને છટકી ગયાં છે ! કારાગૃહના દ્વારના લોઢાના સળિયા કાપીને બન્ને બંદીઓ આબાદ છટકી ગયાં છે, આપણી સહુની આંખોમાં ધૂળ નાખી ગયાં છે. "

અત્યંત ભયસહિત દેવરાજે સરદારના પ્રશ્નનો આવો સંક્ષિપ્ત પ્રત્યુત્તર આપ્યો.

" સત્વર અશ્વ તૈયાર કર, સત્વર અશ્વ તૈયાર કર. ચાળીસ માણસોને પોતપોતાના અશ્વોસહિત સત્વર રવાના કર. ચારે તરફ માણસો દોડાવી મૂક. આખા જંગલને ઘેરી લે, સાવધાન! શયતાન છટકવા ન પામે! "

આમ કહીને સરદાર મહાવીર પોતાના શરીરની દુર્બળતાની બિલ્કુલ દરકાર ન કરતાં એકદમ વિશ્રામગૃહમાંથી બહાર નીકળી આવ્યો. રણવીર તથા બીજા બે અનુચરો પણ તરતજ તેમના ટોળાંના સરદારની પાછળ ચાલી નીકળ્યા. ક્ષણવારમાં ચાળીસ બળવાન વાયુ વેગે ચાલનાર અશ્વો સુસજ્જિત થયા. તરતજ આડત્રીસ લૂટારાઓની સાથે મહાવીર અને રણવીર અશ્વપર બેસી ન્હાસી છુટેલા કેદીઓની પાછળ તેમને પકડવા માટે દુર્ગમાંથી બહાર નીકળી પડયા.

જોતજોતામાં લૂટારાના ચાર ટોળાં નક્ષત્ર વેગે ચારે તરફ દોડી નીકળ્યા. દુર્ભાગ્ય બંદીવાન અને બંદિની દીવાની, સદાશિવ તથા શાંતિપ્રસાદની સાથે વનનો જે માર્ગ પકડીને ન્હાસવા માંડી હતી, તે માર્ગેજ સ્વયં મહાવીર વિજયમણિ તથા બીજા કેટલાક લૂટારાઓ સાથે ચાલી નીકળ્યો.

થોડેક દૂર આવ્યા પછી લૂટારાઓ એ ચારે જણાંઓને જોઇ શક્યાં, જોતાંની સાથેજ તારાઓના તેજથી તેમને ઓળખી જઇને તરતજ દસ્યુસરદાર મહાવીર મહા, ગંભીર અવાજથી ગર્જના કરી બોલી ઉઠયો:–" પકડો! પકડો! જલ્દી પકડો એ શયતાનોને! જો જો, છટકી ન જાય. વિજયમણિ! એ સુવ્વરના બચ્ચાઓને સત્વર દુર્ગમાં પકડી જાઓ અને તેમના જીવનનો અંત આણવામાં લેશ માત્ર પણ વિલંબ ન કરો. જાઓ, પકડો, સત્વર પકડો. "

તરતજ બીજા કેટલાક લૂટારા અનુચરોએ કમનસીબ કેદીઓ અને બન્ને બ્રાહ્મણોને પકડીને મજબૂત રીતે બાંધી લીધા, શાંતિપ્રસાદ બ્રાહ્મણ કરુણકંઠે રડી પડયો, અને તે સાથે બોલી ઉઠયો:– " હાય! બધી મહેનત બરબાદ થઇ! મનની વાત મનમાંજ રહી ગઇ! અમારી બધી આશાઓપર પાણી ફરી વળ્યું! કિશોરસિંહ જેવા એક નિરપરાધી નરને અમો ન બચાવી શક્યા? "

આ તરફ વિજયમણિ અભાગિની દીવાનીને જોતાંની સાથેજ અત્યંત રોષસહિત બોલી ઉઠયો:–" કેમ છે, બુઢ્ઢી ડાકણ! મારી સાથે દગાબાજી કરવાને તુંજ તૈયાર થઇ હતી અને એકવીસ દિવસની

અંદર તુંજ મને રાજા બનાવી દેવાની હતી, ખરૂંને વારૂ? ઠીક છે, હમણાંજ હું તને તારી એ દગાબાજીનું ફળ ચખાડી આપું છું.”

આમ કહીને દુર્દાન્ત દસ્યુઅનુચરે પોતાના હાથમાંથી તલ્વારનો એ વૃદ્ધ દીવાનીના મસ્તકપર એવો સખ્ત આઘાત કર્યો કે જેથી તે બિચારી દીવાની તરતજ બેભાન થઇને એજ સ્થળે જમીનપર ગબડી પડી. એ જોઇને લૂટારાઓએ ધાર્યું કે, દીવાની એ તલ્વારના આઘાતથી મરણને શરણ થઇ ગઇ છે, પંચપ્રાણનો પરિત્યાગ કરી પરલોકવાસિની થઇ ગઇ છે.

ત્યાર પછી ત્રણ બળવાન લૂટારાઓ શાંતિપ્રસાદ, સદાશિવ તથા પેલા બંદીવાનને પોતપોતાના અશ્વપર ઉપાડીને તેમના દુર્ગભણી ચાલતા થયા.

## અષ્ટમ પ્રસંગ

### આનંદ-મઠનો આચાર્ય સમ્પ્રદાય

વિચારથી નિજભાવી સૌ જન બાંધતાં,
કલ્યાણકારી દુઃખહારી, પણ નહિ તે જાણતાં;
અદશ્યનું જે નામ બીજું માનવી વિચાર છે,
વિચારના વિસ્તારનો સ્વામી ખરેખર મન છે.

માટે પ્રશાન્ત અડગ અને સાચા હૃદયના સૌ બનો,
ભીતિ તણો શત્રુ ખરેખર ભય વિના બીજો નથી;
તારા હૃદયના દેવને વિરુદ્ધ સંયોગો પ્રતિ,
ઉશ્કેરીને કહે 'નમન કર' છે એજ સિદ્ધિ હેતુની.

સ્વામીરામ

સાંઝે જે સમયે દસ્યુદુર્ગમાં વૃદ્ધ સદાશિવ તથા બ્રાહ્મણ શાંતિપ્રસાદે વીરગાથા સંભળાવીને દસ્યુ સરદારોનાં મનને રાજી કર્યાં હતાં, બરાબર એજ સમયે આનંદદુર્ગના એક સુસજ્જિત ઓરડામાં બેસીને એક બે માણુસો અનન્ય મનથી પરસ્પર વાતચીત કરી રહ્યાં હતાં. તેમાંનો પ્રશ્ન પૂછનાર માણુસ આપણો પૂર્વ પરિચિત રાય રમાપ્રસાદસિંહ હતો તથા બીજો માણુસ આનંદપૂરના બૌદ્ધમઠના અધ્યક્ષ અશો-

કાચાર્યનો મુખ્ય શિષ્ય, બૌદ્ધ પુરોહિત કણાદ હતો. કિશોરસિંહના પ્રાણદંડના સમયે વધભૂમિમાં હાજર રહીને તેના પાપ-જીવનના નિર્વાણ કિંવા મુક્તિ કામનાથી પ્રાર્થના અને સ્તોત્ર પાઠ કરવા માટે રાજા ભૂપસિંહની આજ્ઞા અને આમંત્રણથી મહાધ્યક્ષ અશોકાચાર્ય આજે શિષ્યસહિત રાજમહાલયમાં પધાર્યા હતા. રાજમહાલયમાં આવી રાજાની સાથે સાક્ષાત્કાર કરી, આચાર્યદેવ કિશોરસિંહને એકવાર કારાગૃહમાં જોવા ગયા હતા. મરતાં પહેલાં કિશોરસિંહને પોતાના મુખેથી પોતાનો દોષ સ્વીકારાવવાનોજ તેમની આ મુલાકાતનો મુખ્ય હેતુ હતો. બૌદ્ધધર્મના મર્માનુસાર, કોઇ પણ અપરાધીને પ્રાણદંડ થતાં પહેલાં તેને મહાધ્યક્ષ કિંવા બીજા કોઇ ધર્માચાર્યની સમક્ષ પોતાના પાપનો સ્વીકાર કરાવવો પડતો અને એ સ્વીકાર કર્યા પછી તેની પાસે તે પાપનો પશ્ચાતાપ પણ કરાવવો પડતો. એમ કરવાથી ધર્માચાર્યો તેના નિર્વાણાર્થે પ્રભુની પ્રાર્થના કરતા હતા.

આચાર્ય અશોક દેવ પણ એવાજ અભિપ્રાયથી અત્યારે કિશોરસિંહની પાસે એકવાર કારાગૃહમાં ગયા હતા અને તેમનો શિષ્ય કણાદ રમાપ્રસાદસિંહની સાથે રાજમહાલયમાં બેસીને વાર્ત્તાલાપ કરી રહ્યો હતો.

પ્રથમ રમાપ્રસાદસિંહે કણાદને ઉદ્દેશીને કહ્યું કે:–" આપના ગુરુદેવ આશુસુખને ઘણાજ પ્રેમપૂર્વક ચહાતા હતા. જૂઓને, તેમનું નામ લેતાંની સાથેજ આચાર્ય મહાશયની આંખોમાં આંસૂનાં ઝળઝળીયાં ઉભરાઇ આવ્યાં હતાં. તેઓ એક ઊંડો નિઃસાસો નાખી તરતજ અહીંથી ચાલ્યા ગયા હતા. જરા વાર પણ થોભ્યા નહોતા."

કણાદે કહ્યું:–" આશુસુખની સાથે ગુરુદેવનો અભેદાત્મા હતો."

રમાપ્રસાદે કહ્યું:–" પણ, અહા! તેમનું મૃત્યુ કેવી અજાયબી ભરેલી રીતે થયું હતુ. શું એમના મૃત્યુના સંબંધમાં જે કાંઇ વાતો ચાલી રહી છે, તે સર્વ સત્ય છે ખરી કે?"

કણાદે કહ્યું:–" ખરેખર એ ઘણીજ અજાયબીની વાત છે. પણ શું તમે એ સંબંધમાં કશું પણ જાણતા નથી?"

રમાપ્રસાદે જવાબ આપ્યો કે:–" ના, હું એ વિષયમાં સારી રીતે કશું પણ જાણી શકયો નથી. એક દિવસ આપના મુખેથીજ થોડું ઘણું સાંભળ્યું હતું, પણ અત્યારે એ પણ મને યાદ રહ્યું નથી."

કણાદે કહ્યું કેઃ—"હું ધારૂં છું કે, તમો એ વાતને ફરીવાર બરાબર જાણવાની ઇચ્છા ધરાવો છો?"

રમાપ્રસાદસિંહે જવાબ આપ્યોઃ—"આપને જો કાંઇ અડચણ ન હોય, તો કૃપા કરી એ સર્વ વૃત્તાંત મને કહી સંભળાવો. હું એ સાંભળવાને ઘણોજ આતુર થઇ ગયો છું."

કણાદે કહ્યુંઃ—"એમાં વળી અડચણ શાની? તો પણ અત્યારે સમયના અભાવે હું તમોને એ સર્વ વૃત્તાંતનો સંક્ષિપ્ત સાર જ કહી સંભળાવું છું. સાંભળો—"

આમ કહીને કણાદે એ વૃતાંત કહેવા માંડયો. કણાદે ઘણાજ ધીમા અવાજથી કહ્યું કેઃ—

"આશુસુખ મારા ગુરુદેવનો સહાધ્યાયી હતો. ત્યાર પછી મારા ગુરુદેવ મહાધ્યક્ષ થવાથી તે તેમનો સહયોગી થયો. છેક બાલ્યાવસ્થાથીજ તેઓ બન્ને જણા એકી સાથે એકજ ગુરુની પાસે દીક્ષિત, શિક્ષિત અને પ્રતિપાલિત થયા હતા; એટલા માટે એક બીજાના હૃદયમાં અકૃત્રિમ સુહૃદતા ઉત્પન્ન થઈ હતી. શયન, ભોજન, ભ્રમણ, અધ્યયન આદિ સર્વ કાર્યો તેઓ બન્ને એકી સાથેજ કરતા હતા. ક્ષણવારને માટે પણ એક જણ બીજા જણની આંખોથી અલગ રહી શકતો નહોતો. આ પ્રમાણે કેટલીક મુદ્દત વીત્યા પછી એક દિવસે પ્રભાત સમયે આશુસુખે આવી મારા ગુરુદેવને બોલાવીને કહ્યું કે, "તેણે એક ઘણુંજ ભયાનક સ્વપ્ન જોયું છે. તેનું મોત છેક નજીકમાં આવી લાગ્યું છે. હવે એક માસની અંદરજ અપઘાતથી તેનું મૃત્યું થશે. જે લોકોના હાથથી તેનું મૃત્યુ થવાનું છે, તેમને પણ તેણે સ્વપ્નમાં જોયા છે." આશુસુખ સર્વદા પ્રેતતત્વ તથા ભૂતયોનિના અસ્તિત્વનું નિરુપણ કરનારાં પુસ્તકો વાંચ્યા કરતો હતો. એથી ગુરુદેવે અનુમાન કર્યું કે, અહર્નિશ એ સર્વ વિષયોની આલોચના કરવાથીજ, તેમના ધર્મભ્રાતાનું મસ્તિષ્ક વિકૃત થઇ ગયું છે, અને તેથી મનના ઉદ્વેગથી નિદ્રિતાવસ્થામાં તેણે એવું ભયાનક સ્વપ્ન જોયું છે.

મારા ગુરુદેવે તેને બહુ બહુ સમજાવ્યો. સ્વપ્ન તદ્દન જૂઠી જંજાળ જેવુંજ છે, સ્વપ્નની કાંઇ સત્તા કે કાર્યકારિતાજ નથી, મનના ઉદ્વેગથી, નિદ્રાના વ્યાઘાતથી લોકો સ્વપ્નમાં આવા પ્રકારનાં અનેક વિચિત્ર દશ્યો જોયા કરે છે, એવું એવું સમજાવીને ગુરુદેવે તેમના ધર્મભ્રાતાના મનની ચંચળતાને દૂર કરવાની અનેક ચેષ્ટાઓ

કરી. પરંતુ આશુસુખનું મન એથી કોઇ પણ રીતે સ્થિર થયું નહિ. તેણે મારા ગુરુદેવનો કશો પણ ઉપદેશજ સાંભળ્યો નહિ. તેનું હૃદય છેવટે ઉત્તરોત્તર અધિક ઉદ્વિગ્ન થવા લાગ્યું. તે રાત્રિ દિવસ એ વાતનાજ વિચારો કરવા લાગ્યો.હમેશાં એ વિષયનીજ ચર્ચા ચલાવવા લાગ્યો.

ત્યાર પછી તેણે એક દિવસ મારા ગુરુદેવને એકાંતમાં બોલાવીને કહ્યું કે:–"પ્રિયમિત્ર! આ સ્વપ્ન કદાપિ અસત્ય નથી! હું ખરૂંજ કહું છું કે, મારૂં અપમૃત્યુ થશે. હું વિના મોતે માર્યો જઇશ. આ એક મહા ભયાનક સ્વપ્ન છે, એમાં મને હવે લેશ માત્ર પણ સંદેહજ રહ્યો નથી! પર્વતના ઊંચામાં ઊંચા શિખરપરથી એક માણસ મને નીચે ફેંકી દેશે અને એથીજ મારૂં મૃત્યુ થશે. મારા ભાગ્યમાં અપમૃત્યુજ લખાયું છે, માટે વિધાતાના એ લેખનું કદાપિ ખંડન થશે નહિ! મારા ખૂનીને મેં મારી નજરોનજર જોયો છે, મારા ગુરુદેવે મને બતાવી આપ્યો છે. ભાઇ! તું મારી આ વાર્તાના એક અક્ષરને પણ અસત્ય માનીશ નહિ, હું કહું છું, જે તે સર્વ સર્વથા સત્ય જ છે, એમાં અસત્યનો અંશ માત્ર પણ નથી."

આ સાંભળીને મારા ગુરુદેવ અશોકાચાર્યે કહ્યું કે:–"આશુસુખ! તેં જે પુરુષ સ્વપ્નમાં જોયો છે અને જેનાથી તું આટલો બધો ભયભીત બની ગયો છે, તે પુરુષ કોણ છે?"

આશુસુખે પ્રત્યુત્તરમાં દર્શાવ્યું કે:–"એ પુરુષ કોણ છે, એ હું બરાબર કહી શકતો નથી. મેં તેને આ પહેલાં કદાપિ જોયો પણ નથી."

આશુસુખની આવી વાત સાંભળીને મારા ગુરુદેવે ઉદાસિનતાનું હાસ્ય કરીને તેને કહ્યું કે–"જેને તેં કદાપિ જોયો નથી, જેને તું બિલ્કુલ ઓળખતો નથી, જેની સાથે તારી કદાપિ કાંઇ શત્રુતા નથી, તે શા માટે વિના કારણ તારા પ્રાણની હિંસા કરવાને તૈયાર થાય વારૂ? તું વિના કારણ નકામી ચિંતા શા સારૂ કરે છે, આ સર્વ ઉદ્વિગ્ન ચિત્તની માત્ર ભ્રાંતિ કિંવા ભ્રમણા જ છે."

આથી આશુસુખે કહ્યું કે:–"હું સત્ય કહું છું, મારૂં મૃત્યુ નિશ્ચય થવાનું છે."

આમ કહીને તેણે બીજી એક અજાયબી ભરેલી વાત પણ કહી સંભળાવી કે:–"મારા મૃત્યુને પચીસ વર્ષ વીત્યા પછી મારા મૃતાત્માની સાથે તારો સાક્ષાત્કાર થશે."

આ વાત સાંભળીને મારા ગુરુદેવ કાંઇક આશંકિત થયા. પરંતુ ત્યારે તે વાતની વિશેષ ચર્ચા ન ચલાવતાં આશુસુખને અન્ય કાર્યે મોકલી આપીને પોતે પણ કાંઇક કાર્યવશાત્ ચાલ્યા ગયા.

"ત્યાર પછી શું થયું ?" અત્યંત વિસ્મય અને કૌતુહલની સાથે રમાપ્રસાદસિંહે પૂછ્યું કેઃ–"ત્યાર પછી શું થયું ? આશુસુખના સ્વપ્નનું શું પરિણામ આવ્યું ?"

કણાદે ઉત્તર આપ્યોઃ–"ત્યાર પછી એક દિવસે બપોરે આશુસુખે એકાએક ક્યાંકથી આવીને મારા ગુરુદેવની સાથે મુલાકાત કરી તથા કેટલીક વાર સુધી તેમની સાથે વાતચીત કરી તે તરત જ પાછો મારા ગુરુદેવને પોતાની સાથે લઇને મઠમાંથી બહાર નીકળી પડયો. એકાદ પ્રહર વીત્યા પછી ગુરુદેવ એકલા મઠમાં પાછા આવી પહોંચ્યા. પરંતુ આશુસુખ પાછો તેમની સાથે આવ્યો નહિ. મેં ગુરુદેવના મુખેથી એ સમયે સાંભળ્યું કે, તે હવે આ સંસારમાં નથી, આ અસાર ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરીને તે અનંતની અનંતતા સાથે મળી ગયો છે."

આમ કહી કણાદ ચૂપ થયો, એવામાં મઠાધ્યક્ષ અશોકાચાર્ય એ સ્થળે આવી પહોંચ્યા. કણાદે જોયું કે, તેના ગુરુદેવના મુખમંડળે એક પ્રકારના અભૂતપૂર્વ વિષાદગંભીરભાવને ધારણ કરી લીધો છે. મઠાધ્યક્ષને પોતાની સન્મુખ આવેલા જોઇને ન્યાયાધીશ રમાપ્રસાદસિંહ એ ઓરડામાંથી બહાર નીકળીને કાંઇક કારણસર અન્યત્ર ચાલ્યો ગયો. અશોકાચાર્યે શિષ્ય કણાદને સંબોધીને કહ્યું કેઃ–"હું ધારૂં છું કે, આજે બરાબર પૂરાં પચીસ વર્ષ થઇ ચૂકયાં છે ! આટલા દિવસ પછી હું મારા એ પરમપ્રિય ધર્મભ્રાતા આશુસુખને જોઇ શકયો છું ! એ આશુસુખના પ્રેતાત્માને દિવ્ય દૃષ્ટિથી નિહાળી શકયો છું. એની પ્રતિજ્ઞા સત્ય નિવડી છે ! એના એ ભયાનક સ્વપ્નની સર્વ ઘટના સર્વથા સત્યજ નિવડી છે, કણાદ !

ગુરુદેવના મુખેથી આવાં વચનો સાંભળીને કણાદ કેવળ એકાગ્રદૃષ્ટિથી તથા વિસ્મય વિહ્વલ ચિત્તથી તેમના મુખ તરફ જોઇ રહ્યો; તેનાથી કશો પણ ઉત્તર આપી શકાયો નહિ.

## નવમ પ્રસંગ

### સાધુપુરુષનો સાક્ષાત્કાર



યહ કૌનસા ઉકદા હૈ જો વા હો નહિ સકતા,
હિમ્મત કરે ઈન્સાન તો કયા હો નહિ સકતા?
કીડા જરા સા ઔર વહ પથ્થરમેં ઘર કરે,
ઇન્સાન કયોં ન વહ દિલે દિલબહરમેં ઘર કરે?
ગર દર દિલે તો ગુલ ગુજરદ ગુલબાશી;
દર બુલબુલે બેકરાર બુલબુલ બાશી;
સૌદાય બલા રંજ બલા મી આરદ;
અન્દેશ ચેકુલ પેશાકુની કુલ બાશી.



ભાવાર્થ:—" એવી કયી ગાંઠ છે કે જે છુટી ન શકે? મનુષ્ય હિમ્મતથી ઉદ્યોગ કરે તો શું થઇ શકતું નથી? નાનો સરખો કીડો પણ પત્થરમાં ઘર કરે છે તો પ્રેમસ્વરૂપ ઇશ્વરના મનમાં મનુષ્ય કેમ વાસ ન કરી શકે?



જો તારા મનમાં ગુલાબ આવશે તો તારૂં મન પ્રસન્ન થશે અને જો તારા મનમાં ફડફડતું 'બુલબુલ' આવશે તો તારૂં મન અસ્વસ્થ થશે. જો સંકટથી બ્હીશો તો જરૂર તમારા ઉપર સંકટો આવશે અને જો સર્વની સંભાળ તમે માથે લેશો તો તમે સર્વરૂપ બનશો.

**स्वामी रामतीर्थ**



મહાધ્યક્ષ અશોકાચાર્યે ખૂની આસામી કિશોરસિંહની સાથે કારાગૃહમાં સાક્ષાત્કાર કર્યો, તે વેળાયે તે કેવી સ્થિતિમાં હતો, તેનું આપણે સહજ અવલોકન કરીશું, તો તે અસ્થાને કે અનુચિત તો નહિજ ગણાય. ન્યાયાધ્યક્ષે કિશોરસિંહને આપેલી દેહાન્તની શિક્ષાનો આજનો દિવસ હતો. એ સમયે કિશોરસિંહની સ્થિતિ કેવી હશે, એની કલ્પના સર્વજનોથી ઘણી સારી રીતે કરી શકાય તેમ છે. તે વેળાયે મૃત્યુરૂપી ભયંકર કાળ સર્પે તેને પોતાના સપાટામાં સપડાવીને પોતાની વિષયુક્ત-ઝેરીલી દાઢોથી ડંસીને ભયાનક અંત્રણાથી આકુળ બનાવી દીધો

હતો ! હાય ! હાય ! એ સમયે એ બિચારા નિર્દોષ અને ભોળા યુવકના હૃદયમાં યાતનાનો કેવો પ્રચંડ દાવાનળ સળગી રહ્યો હતો ! તેની મુખમુદ્રાપર તેના પ્રથમના તેજનો હજારમો ભાગ પણ વિદ્યમાન રહ્યો નહોતો. પોતાનાપર આવી પડેલા પ્રસંગનો વિચાર કરતાં કરતાં તેને અસહ્ય વેદના થવા માંડી હતી ! પ્રત્યક્ષ મૃત્યુ તેના શરીરથી થોડે દૂર ઉભું રહીને તેને અત્યંત ભયભીત કરી રહ્યું હતું, છતાં પણ તેણે હજી સુધી પોતાની અનેરી આશાનો ત્યાગ કર્યો નહોતો. આશારૂપી મોહમરીચિકાનો પરિત્યાગ કરવા છતાં, તે તેના હૃદયમાંથી લેશ માત્ર પણ દૂરીભૂત થઇ નહોતી.

સંધ્યા સમય થયો હતો. સ્વામી અશોકાચાર્ય કારાગૃહનો દરવાજો ખોલી અંદર આવ્યા. ત્યાં એક બાજૂપર સવારના ભોજનનો થાળ પડયો હતો. ચારે બાજૂએ દીવાઓ ઝળહળી રહ્યા હતા. સરદાર રણધીરસિંહની વિનતિથી સાંઝ સુધી કિશોરસિંહને લોઢાની મજબૂત સાંકળોથી જકડી બાંધ્યો નહોતો. ફક્ત કારાગૃહના દરવાજા પાસે બે ચાર હથિયાર બંધ પ્રહરીઓ માત્ર ઉભા હતા. એ ઉપરાંત સૂવા માટે કિશોરસિંહને એક સાધારણ ઘાસની શય્યા મળી હતી, પરંતુ ગઇ બે રાત્રિ થયાં કિશોરસિંહના શરીરનો તેને સ્પર્શ માત્ર પણ થયો નહોતો. સ્વામી મહારાજે અંદર આવતાંની સાથેજ એકવાર ચોમેર નજર ફેરવી લીધી અને ત્યાર પછી અત્યંત મમતાથી કિશોરસિંહના હાથને પોતાના હાથમાં ઝાલી; તેને સહજ દબાવ્યો તથા ક્ષણવાર સુધી તેના નિસ્તેજ ચહેરા તરફ જોઇને ગંભીર સ્વરથી કહ્યું કે:— " બેટા ! મૃત્યુ માટે તું સિદ્ધ સંકલ્પ કરી ચૂકયો છે કે ? "

બન્ને હાથ જોડી, નમ્રતાથી પ્રણામ કરી કિશોરસિંહ સ્પષ્ટસ્વરથી બોલ્યો કે:—" પૂજ્ય ગુરુવર્ય ! જાતિવંતક્ષત્રિય પ્રમાણે હું મરવાને તૈયાર છું; મેં મૃત્યુને આલિંગન આપવાનો સિદ્ધ સંકલ્પ કરી લીધો છે, હવે મને એ મૃત્યુની લેશ માત્ર પણ ભીતિ નથી."

" બહુ સારૂં, ત્યારે મારી પાસે તું તારા સર્વે અપરાધ કબૂલ કર એટલે તારાવતી હું તે દીન દયાળુ પરમકૃપાળુ બુદ્ધ ભગવાનની પ્રાર્થના કરી તારા હાથે થયેલા અપરાધની ક્ષમા માગું. "

" પરંતુ હું શું કબૂલ કરૂં ? મારા હાથથી હજી સૂધી સ્વપ્નમાં પણ કદાપિ કશું પાપ થયું નથી. ગુરુદેવ ! હું નિર્દોષ છું." અસ્ખલિત વાણીથી કિશોરસિંહ બોલ્યો.

સ્વામીએ ફરીવાર તેના ચહેરા તરફ બારીકીથી નિરક્ષણુ કર્યું. પરંતુ સંશયનું સ્થાન મળ્યું નહિ. તેણે ઉચ્ચારેલો પ્રત્યેક શબ્દ ખરો હોય એમ ભાસવા લાગ્યું.

યુવક! તારા ચહેરાપરથી તારૂં ભાષણુ સત્ય હોય એવોજ ભાસ થાય છે. તું હજી ન્હાનો બાળક છે, તેથી તારા હાથે આવો ભયંકર અપરાધ થાય, એમ માનવાનું મને કાંઇ કારણુ પણુ મળતું નથી. તોપણુ જે બન્યું હોય તે કહી દે! ચહેરાપરથી મનુષ્યના અંતઃકરણુની કોઇ કોઇ વેળાએ પરીક્ષા થઇ શકતી નથી." આમ કહીને તેમણે કિશોરસિંહનો હાથ ફરીવાર પોતાના હાથમાં પકડીને કહ્યું કેઃ-"તરુણુ પુરુષ! તારૂં અંતઃકરણુ તપાસ, તેની પ્રત્યેક ગુહા શોધ અને એવી એકાદ ગુહામાં છૂપાઇ બેઠેલું એકાદ પાતક હોય તેને અંતઃકરણુમાંથી બહાર કાઢ. ભલે તે નાનું હોય કે મોટું હોય, હું તારા વતી પરમેશ્વરની કરુણા માગું છું! જો હવે સાયંકાળ થવા આવ્યો છે, હવે વધારે વિલંબ નથી. હું અહીં તારી પાસે થોડી વારજ રહીશ. તેટલા અવકાશમાં તારાં સર્વ પાપોને શ્રવણુ કરીને મારે ભગવાન બુદ્ધના યોગમંદિરમાં જઇ પહોંચવું પડશે અને ભગવાન બુદ્ધના ચરણારવિંદોમાં એક નિષ્ઠાથી તારા પાપો બદલ પ્રાર્થના કરવી જોઇશે. વચ્ચમાં તને થોડોક વખત મળશે. કારણુ કે, પાછો મધ્યરાત્રિ થતાં પહેલાં થોડીવારે હું તને બુદ્ધમંદિરમાં તથા ત્યાંથી દેહાન્ત શિક્ષા ભોગવવા માટે વધસ્તંભ પાસે લઇ જવા માટે આવીશ."

"ગુરુવર્ય! એ બધી બાબતોની મારી તૈયારી છે. પરંતુ, પુનઃ હું આપને વિનંતિ કરૂં છું કે, મારા શબ્દોપર વિશ્વાસ મૂકો, ગુરુવર્ય! હું ખરેખરો નિર્દોષી છું; નિરપરાધી છું."

"કહે, યુવક કહે!" આમ કહીને સ્વામીજીએ તેને પોતાની પાસે ખેંચી લીધો અને પિતૃ-વાત્સલ્ય પ્રમાણે પ્રેમ દર્શાવીને કહ્યું કેઃ- "પ્રત્યક્ષ ઇશ્વર સમક્ષ ઉભો છે, એમ ધારીને તું મારી સાથે બોલ! ખરેખર તું શું નિર્દોષી છે-નિરપરાધી છે?"

"હા, છું. આપને ઇશ્વર ધારીનેજ હું હમણાં નમન કરૂં છું." આમ કહીને તેણે ભક્તિભાવથી નમન કર્યું અને તે પાછો બોલ્યો કેઃ- "આપ ઇશ્વરના પ્રતિનિધિજ છો, તેથી આપ મારા ઇશ્વરજ છો!

આપના અંતઃકરણમાં દયા છે, ક્ષમા છે, શાંતિ છે. પરંતુ આપનો પ્રત્યેક શબ્દ, આપનું મુખ આદિ સર્વ દયામય બુદ્ધદેવની કૃપાથી પક્ષપાતી ન થયું હોય, તો માનવી ન્યાયથી અપરાધી ઠરેલા આપના આ બાળકને ખરેખરો ન્યાય આપો ! પૂજ્ય ગુરુદેવ ! આપની સમક્ષ, હું પ્રત્યક્ષ ઇશ્વર પાસેજ જવાબ આપું છું એમ ધારીને, સત્યને સ્મરીને કહું છું કે, હું નિર્દોષ છું."

આમ કહીને કિશોરસિંહે અશોકાચાર્ય મહારાજને ફરી વાર પ્રણામ કર્યા; સાષ્ટાંગ નમસ્કાર કર્યા. તે વેળાયે તેની મુખમુદ્રાપર એક પ્રકારનો દિવ્ય અને સ્વચ્છ પ્રકાશ ઝળકી ઉઠયો.

" તું નિષ્કલંક છે, મારા પુત્ર, તું ખરેખર નિષ્કલંક છે ! " કિશોરસિંહ સ્હામું જોઇ સ્વામી દુઃખેથી બોલ્યાઃ " હાય, હાય ! વત્સ ! તું આવો નિરપરાધી હોવા છતાં, તને આવી ભયંકર દેહાંતની સજા શા માટે કરવામાં આવી છે ! પ્રભુ ! પ્રભુ ! કેવો અન્યાય ! કેવો પાપાચાર ! ! " આમ કહીને સ્વામીએ વરદાન આપવાની અભિલાષાથી આકાશભણી ઉંચા હાથ કરી અત્યંત દુઃખ ભરેલા અવાજે કહ્યુંઃ–" હે સંસારના નાથ ! દયાના અવતાર ! પ્રેમમય પરમાત્મા ! ભગવાન બુદ્ધ ! તારા સત્યમય દરબારમાં આવો ભયંકર અન્યાય ! આ નિરપરાધી બાળકપર તને જરા પણ દયા નથી આવતી ? તું પોતાને જગતનો ન્યાયાન્યાયકર્ત્તા કહેવડાવે છે, તો પછી આવો અન્યાય કાં ? આવી નિષ્ઠુરતા શા માટે ? "

આમ કહી તેમણે કિશોરસિંહને પોતાની ગોદમાં લઇને ફરીવાર કહ્યું કેઃ—

" બેટા ! ઊઠ ! તું ખરેખર દુર્ભાગી છે ! તારી આ સ્થિતિને બદલાવવા મારામાં કશી પણ શક્તિ નથી, મારા હાથમાં કશું પણ સાધન નથી, એથી મારા હૃદયના ચૂરેચૂરા થઇ જાય છે. આ માનવી ન્યાયે જો તને અન્યાયી ઠરાવ્યો હોય, તો તું જરા ધૈર્ય ધર ! પરમાત્માના દરબારમાં તને ખરો ઇન્સાફ મળશે. આવ, બેટા, તું મારી પાસે બેસ. મનુષ્ય માત્રને પોતપોતાનાં કર્મનું ફળ અવશ્ય ભોગવવુંજ પડે છે. જે નરરાક્ષસોએ તારા પર આવો અધમ અત્યાચાર કર્યો છે. તેમને તેમના કર્મનું ફળ આ અવતારમાંજ મળી જશે. ભાઇ ! તું હવે શાન્ત ! મારી પાસે બેસીને શાંતિથી વાર્ત્તાલાપ કર."

કિશોરસિંહ ઊઠયો અને સ્વામીની પાસે જઇ બેઠો. સ્વામીના પ્રેમાળ વર્તન તથા મમતાભરેલા શબ્દો સાંભળીને તે પોતાનાં સર્વ દુઃખોને ક્ષણવારને માટે વિસરી ગયો. આજે પોતાને પોતાની ગુપ્ત વાતો કહેવા યોગ્ય મનુષ્ય મળ્યો છે, એમ ધારીને તેની આંખમાંથી તે ખળખળ આંસૂ વરસાવવા લાગ્યો. તેણે હળવે હળવે પોતાની બધી હકીકત કહેવા માંડી. આનંદદુર્ગમાં આવ્યા પછી તે પોતાને સજા મળી ત્યાં સુધીમાં બનેલી બધી બીના તેણે સ્વામીને નિવેદન કરી. પોતાનો અને સુશીલાનો પ્રેમ, સરદાર રણધીરસિંહની અકૃપા, રાત્રે જોયેલા અદ્દભુત ચમત્કાર, દૈવી વાર્ત્તાલાપ, અરણ્યમાંનું સાહસ, ખૂનનો આ-રોપ, રાજા ભૂપસિંહ અને દીવાન દોલતસિંહનું કારસ્થાન, ઇત્યાદિ જે સર્વ વૃત્તાંત તેણે સ્વામીને કહી સંભળાવ્યો, તેનું આ સ્થળે પુન-રાવર્ત્તન કરવાની કશી આવશ્યકતાજ નથી.

“વત્સ ! ધીરજધર અને સત્કર્મમાં શ્રદ્ધા રાખ ! કર્મમય જગ-તમાં મનુષ્ય માત્રને ભાગ્યનું ફળ અવશ્ય ભોગવવુંજ પડે છે. તું નિર્દોષ છે, તો અંતે અવશ્ય તારો જ વિજય થશે.” સ્વામીએ ઊઠતાં ઊઠતાં કહ્યું:—“ હવે હું જાઉં છું, ઇશ્વરની કરુણા માગું છું.” આ છેવટના શબ્દો સ્વામીના મુખમાંથી બહાર પડતાંની સાથે જ તેમના દુઃખી હૃદયની સ્પષ્ટ સાક્ષી આપવા લાગ્યા.

સ્વામીના કારાગૃહમાંથી નીકળીને બહાર આવતાંની સાથેજ પહેરેગીરે તેમની પાસે દીવો ધર્યો. તે લઇને સ્વામી ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યા. તે સમયે તેમના હૃદયમાં કેવળ કિશોરસિંહ સંબંધી જ વિચારો આવવા લાગ્યા. તેમણે વિચાર્યું કે, શું આવો સરળ અને નિર્દોષિતાની સાક્ષાત્ પ્રતિમા રૂપ યુવક ખૂની કે હીચકારો હોઇ શકે ખરો કે ! તેના હાથથી કારાગૃહનાં દ્વાર તોડી પાપાત્મા કાપુરુષની પેઠે પલાયન કરવાનું કાળું કામ થઇ શકે ખરૂં કે ? કદાપિ નહિ. એ સર્વ કારસ્થાનીઓના કારસ્થાનુંજ પરિણામ જણાય છે. રૂપમાં કાર્ત્તિકેયના સમાન સુંદર, ગુણમાં બૃહસ્પતિ સમાન અનુપમ અને વીરતામાં ઇંદ્રસમાન બહાદુર કિશોરસિંહ કદાપિ આવ અપકર્મમાં સમ્મત થાય, એ સંભવેજ નહિ.”

આ પ્રમાણે વિચાર કરતા કરતા મહાત્મા અશોકાચાર્ય આગળ ચાલવા લાગ્યા. તેમના મનમાં કિશોરસિંહે કહેલી હકિકત વારંવાર યાદ આવવા લાગી. તેઓ પોતાની મેળે તેનો નિર્ણય કરતા આગળ

ચાલવા લાગ્યા. તે નિરપરાધી છે એમાં બિલકુલ શંકાજ નથી. એવી તેમના મનમાં પાકી ખાત્રી થઇ ગઇ. પરંતુ રાજા ભૂપસિંહ અને તેના દીવાન દોલતસિંહે શા કારણથી તેની વિરુદ્ધમાં એવું વિરાટ ષડયંત્ર રચ્યું હશે, એ વિષયમાં તેમનાથી કશો પણ નિર્ધાર કરી શકાયો નહિ.

આ વિષયના વિચારમાં ને વિચારમાંજ મહારાજ અશોકાચાર્ય કારાગૃહના ભયંકર અંધારાવાળા ભોંયરામાંથી બહાર નીકળીને તેના દરવાજા પાસે આવી પહોંચ્યા. પરંતુ દરવાજા પાસે આવીને તેમણે જોયું તો તેમને એક મોટી શંકા ઉત્પન્ન થઇ આવી. તેમણે જોયું કે, તેઓ પોતે કારાગૃહમાંથી બહાર નીકળવાનો સીધો માર્ગ ભૂલીને કોઇ જૂદાજ રસ્તાપર આવી ચઢ્યા છે. આથી તેઓ આજૂબાજૂમાં નજર ફેરવી જોવા લાગ્યા; એવામાં અચાનક તેમની નજર થોડેક દૂર આવેલી એક સફેદ વસ્ત્રવાળી મનુષ્યાકૃત્તિપર પડી. એ જોઇને તેમણે વિચાર્યું કે, કદાચ પોતાના શિષ્યવર્ગમાંનો કોઇપણ શિષ્ય અચાનક ત્યાં આવી ચઢ્યો હશે. આમ ધારીને તેમણે કહ્યુંઃ–" વત્સ ! તું કોણ છે ? અત્યારે અહીં શા માટે આવ્યો છે ?"

પરંતુ તેમના એ પ્રશ્નનો કશો પણ ઉત્તર મળ્યો નહિ. તે આકૃતિ ધીમે ધીમે તેમની પાસે આવવા લાગી અને થોડીવારમાંજ તે છેક મહારાજ અશોકાચાર્યની સમીપમાં આવી ઉભી રહી. પરંતુ એ આકૃત્તિએ એક કાળા વસ્ત્રથી પોતાનું આખું શરીર ઢાંકી દીધેલું હોવાથી મહારાજ અશોકાચાર્ય તેને ઓળખી શક્યા નહિ. અદ્યાપિ એ કોઇ પોતાનો શિષ્યજ હશે એવી તેમના મનની ધારણા હતી. સ્વામીના હાથમાંના દીવાનો પ્રકાશ તે આકૃત્તિપર પડવા છતાં પણ તેમનાથી તેને બરાબર ઓળખી શકાઇ નહિ. એથી સ્વામીજીએ તરતજ તે વ્યક્તિના વસ્ત્રાવરણને દૂર ફેંકી દીધું. ત્યાર પછી તેમણે જે કાંઇ જોયું, તેથી તો તેમના આશ્ચર્યની કાંઇ સીમાજ રહી નહિ. તે આકૃતિ માંસ અને ત્વચાહીન હાડપિંજરજ હતી! તેના મુખમાંથી ઘણોજ ગંભીર અવાજ બહાર નીકળ્યોઃ–" અશોક ! આ જો તારો મિત્ર આશુસુખ ! મારો ખૂની સપડાશે કે તરતજ હું આ સ્થાનનો ત્યાગ કરીને ચાલ્યો જઇશ."

અશોકાચાર્ય ભયભીત થઇ ગયા, તેમના હાથમાંનો દીવો નીચે પડી ગયો. તેઓ સર્વત્ર ભીષણ અંધકાર જોવા લાગ્યા. તેમના હાથ-

પગમાં કંપ છૂટયો. તેઓ એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં જે માર્ગેથી એ સ્થળે આવી ચઢ્યા હતા, તે માર્ગે એકદમ પાછા દોડી ગયા. સદ્‌ભાગ્ય યોગે આ વખતે તેમને કારાગૃહમાંથી બહાર નીકળવાનો ખરો દરવાજો મળી આવ્યો. તેમણે તે દરવાજો ખખડાવીને ખોલાવ્યો અને બીજે કયાંય પણ ન જતાં બારોબાર રાજમહાલય ભણી પ્રયાણ કર્યું. રાજમહાલયમાં આવી જે ઓરડામાં તેમનો શિષ્ય કણાદ તથા ન્યાયાધીશ રમાપ્રસાદસિંહ બેસીને આશુસુખના સંબંધમાં વાતચીત કરી રહ્યા હતા તેમનો સાક્ષાત્કાર કર્યો. ત્યારપછી તેમની તથા તેમના શિષ્ય કણાદની વચ્ચે જે કાંઇ વાતચીત થઇ, એ સર્વ ગયા પ્રસંગમાં પાઠકોના જાણવામાં આવી ચૂકી છે, એટલે આ સ્થળે તેનું પુનરાવર્ત્તન કરવાની કાંઇ આવશ્યક્તાજ નથી.

---

## દશમ પ્રસંગ

## પ્રતિપાલક અને પ્રતિપાલિત

The highest virtue has no name.
The greatest purensess seems but shame
True wisdom seems the least secure,
Interent goodness seems most strange.
What most endurse in changeless change.
The loudest voice was never heard
The biggest thing no form doth take.

---

ધર્માધ્યક્ષ મહારાજ અશોકાચાર્યના ચાલ્યા ગયા પછી કિશોરસિંહ તેવીજ સ્વસ્થતાથી વિચાર કરવા બેઠો. પોતાની નિર્દોષ સમજની સંખ્યામાં એક સમજનો વધારો થયો અને તેથી તેને એક પ્રકારનો આનંદ ઉત્પન્ન થયો. તો પણ તે આનંદ ઝાઝીવાર ટક્યો નહિ. તેના હૃદયમાં અનેકાનેક ભયંકર વેદનાઓ ઉપજવા લાગી અને એ વેદનાઓના પરિણામે તેની કલ્પનાશક્તિનો પણ સર્વથા લોપ થઇ ગયો. સ્વામીજીના ચાલ્યા જવા પછી થોડીવારે તેના કારાગૃહનો દરવાજો ફરીવાર ખુલી ગયો અને પુત્રના શોકથી વિહ્વલ થયેલ વૃદ્ધ

રણધીરસિંહરાયે ઉછળતા હૃદયે એ નરકગૃહમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરી ઉન્માદ નયને એકીટસે થોડીવાર સુધી કિશોરસિંહના મુખતરફ જોયા પછી વૃદ્ધ ઉન્માદીની પેઠે બોલી ઉઠયોઃ–" ભગવાન ચૈતન્ય દેવે શું આવુંજ ધાર્યું હતું ? કિશોર! શું આ મહા ભયાનક સ્થાનમાં આપણા બન્નેની છેક છેવટની જ મુલાકાત થઇ છે ? હવે પછી શું તારા મુખને આ દુનિયાના ધામપર કદાપિ નહિ જોઇ શકું ? શું આપણો હવે સદાને માટે વિયોગ જ થશે ?"

" મહારાજ ! સ્વામી–પિતા મારા અન્નદાતા ! " મનના ક્ષોભથી કિશોરસિંહનો શબ્દોચ્ચાર થયો નહિ–તે એકદમ ઉડી આવીને રણધીરસિંહના બન્ને પગ સાથે વળગી પડયો; તથા ધુંટણમંડિએ બેસી તેનો હાથ ઝાલી પોતાના કપાળ સાથે અડકાડી આંખમાંથી આંસુની અવિરલ ધારા વરસાવવા લાગ્યો. એનાં એ ઉષ્ણ આંસુથી રણધીરસિંહના બન્ને પગ તથા કારાગૃહનું પૃષ્ટ પ્લાવિત થઇ ગયું. રણધીરસિંહરાય નિશ્ચલ પત્થરની પ્રતિમા સમાન નિર્નિમેષ નયને નીચી નજર કરી તે સ્થળે ઉભો રહ્યો. કિશોરસિંહ ઉંચી નજર કરી તેના પ્રતિપાલકની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવી રૂંધાયલા અવાજથી બોલી ઉઠયોઃ–"પ્રભુ ! આ ભીષણ કારાગારનો ભીષણ અંધકાર, મહા ભયદાયિની હૃદયને કંપાવનારી મરણની ચિંતા તથા દારુણ ભાવ, મને લેશ માત્ર પણ ભીષણ જણાતો નથી, અકારણ આવી પડેલી આપત્તિથી મને મરણની જે મહા ભયાનક સજા થઇ અને હું નિર્દોષ હોવા છતાં સર્વની નજરમાં દોષી ઠર્યો છું, એ વિષયમાં મારૂં આ હૃદય જરાપણ ઉદ્વિગ્ન થતું નથી, દુઃખી થતું નથી અથવા ભયભીત પણ થતું નથી. પરંતુ એ સર્વનો આધાર કેવળ આપના એક શબ્દ પરજ રહેલો છે. જો આપ મને 'નિર્દોષ' કહીને બોલાવશો તથા નિરપરાધી માની લેશો, તોજ મારૂં મરણ પણ સુખમય નિવડશે, મારા આ મહા લજ્જાજનક મૃત્યુમાં પણ મને અપૂર્વ આનંદ મળી શકશે. આપનાં દર્શન થયાં, આપની મુલાકાત થઇ, એથી હવે મારાથી આપને બધી વાતો બરાબર ખોલીને કહી શકાશે. મારા લલાટપર લાગેલી કલંકની કાળાશ અમુક અંશે દૂર થશે, એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે. આપ ઇન્સાફના કરનાર છો, સત્યને શોધનાર છો, માટે મારો ઇન્સાફ કરો, મારા અપરાધમાં જે સત્ય સમાયલું છે. તેને પ્રકાશમાં લાવો. "

ઉદાર સ્વભાવવાળા રણધીરસિંહ રાયે કિશોરસિંહને પોતાના હાથે ભૂમિપરથી ઉંચકીને તેના તે ચિંતાતુર—મલિન અને તેજોહીન મુખ તરફ જોઇને સ્નેહ ભરેલાં વચનો સહિત ભાગ્યા તૂટ્યા સ્વરથી કહ્યું કેઃ—" કિશોર મારાથી કાંઇ સમજાતું નથી. પ્રથમ વરૂણસિંહના અચાનક ગુમ થવાના દિવસે તને મેં ખરો ગુન્હેગાર ધારી લીધો હતો. બનવા જોગે બધા બનાવો તારી વિરૂદ્ધમાં જઇ ઉભા હતા. આથીજ મારા મનમાં એવી ધારણા જન્મી હતી. ત્યાર પછી સુશીલાના સંબંધમાં તારાપર જે અકથ્ય આરોપ આવ્યો હતો, તારા સંબંધમાં રાજા ભુપસિંહે મને જે સર્વ ભયાનક વાતો કહી સંભળાવી હતી, એ સર્વ પૂરાવા મળવાથી, મારા સંદેહની સીમા જ થઈ ચૂકી હતી. તું પોતે જ જરા વિચારી જો જોઇએ કે, એવી સ્થિતિમાં મારે બદલે તું હો તો તારા મનમાં એવી શંકા ઉપજ્યા વિના રહે ખરી કે? ત્યાર પછી ભયાનક ઇન્સાફના દિવસ સુધી હું કેવળ મારા પ્રાણાધિક પુત્ર વરુણસિંહના શોકથી મરણતોલ થઇ પડયો હતો; મારાથી કાંઇપણ વિચારી શકાયું નહોતું. મારૂં મનજ સ્થિર થયું નહોતું. ત્યાર પછી ઇન્સાફને દિવસે જ્યારે તેં ન્યાયાધીશ સમક્ષ જુબાની આપી, તારી સત્યતાને સાબીત કરવા માટે સરળતા દર્શાવી જે છટાદાર સંભાષણ કર્યું, તે ભાષણપરથી મારા મનમાં ભરાઈ બેઠેલી શંકાનું જોર કાંઇક નરમ પડયું. મારી નજરમાં તું પ્રથમ જેવો મહા ભયાનક અપરાધી થઇ પડયો હતો, તેમાં મને કાંઇક ન્યુનતા જણાવા લાગી. વળી એ સમયે તને સભાસ્થાનના સર્વ લોકો નિર્દોષ હોવાનું કહી ન્યાયાધીશના ન્યાયને અન્યાય ઠરાવવા લાગ્યા, એથી મારા મનમાં પણ તું બિલકુલ નિર્દોષ છે, એવુંજ ઠસી ગયું. પરંતુ એમ છતાં પણ શું થયું? સઘળાં પ્રમાણો ભરી ન્યાયસભામાં તારી વિરુદ્ધ જઇ ઉભાં રહ્યાં અને તું ખરેખરો ગુન્હેગાર ઠર્યો—"

"પરંતુ આપના મનની ધારણા શી છે! આપ હવે મને કેવો ધારો છો?" રણધીરસિંહના વાક્યોમાં બાધા દઇને કિશોરસિંહ સન્માન તથા સંભ્રમ સહિત દ્રઢ હૃદયથી બોલી ઉઠયોઃ—"પરંતુ આપના મનની ધારણા શી છે? આપ મને કેવો ધારો છો, અપરાધી કે નિરપરાધી?"

"શું કહું!" બન્ને હાથે આંખો લૂછી, કપાળપર હાથ મૂકી વૃદ્ધ રણધીરસિંહે કહ્યુંઃ—"શું કહું? કિશોરસિંહ! હું તો કહું છું ને

કે, મારાથી તો કશું પણ સમજી શકાતું નથી.”

આમ કહી થોડીવાર ચૂપ રહી તે પાછો ઉંચું મુખ કરી એકાએક બોલી ઊઠયો:–“અરેરે ! અત્યારે આ કેવો વિકટ પ્રસંગ આવી લાગ્યો છે ! હા ભગવાન ! કિશોરસિંહ જ્યારે આવો નિરપરાધીજ છે, તો પછી તું તેને વિના વાંકે દેહાન્તની સજા કરવાને કેમ તૈયાર થયો ? હાય ! હાય ! કિશોરસિંહ ! આવો ભયંકર અપરાધ તારા હાથે થયેલો છે, એથી રાજા ભુપસિંહ તથા દીવાન દોલતસિંહે બન્નેએ મળીને હાય ! શું કહું ? અહો ! કેવું ભયાનક ! કેવું હૃદયવિદારક—”

રણધીરસિંહ આમ કહેતો કહેતો કોણ જાણે શા કારણથી વચ્ચમાંજ અટકી પડયો. થોડી વાર સુધી વિચાર કર્યા પછી તે પાછો બોલી ઊઠયો:–“ ના–ના, રાજા ભૂપસિંહ વિના કારણ શા માટે જૂઠી સાક્ષી આપે ? શું તેઓ જૂઠી સાક્ષી આપે એ સંભવી શકે ખરૂં કે ? વળી દીવાન દોલતસિંહને પણ શા માટે આવું ભયાનક અસત્ય વદવું પડે ?”

“ પ્રભુ ! તેઓ બન્ને બિલકુલ જૂઠું જ બોલ્યા છે. તેમણે સર્વથા જૂઠી અને બનાવટી જ સાક્ષી આપી છે. મારી વિરુદ્ધમાં એ બન્ને જણાએ વિરાટ કારસ્થાનજ રચ્યું છે ! ”

રણધીરસિંહની વાર્તાને અટકાવીને કિશોરસિંહ વચ્ચમાંજ બોલવા લાગ્યો:–“ મારો કાળ પૂરો થયો છે. મારા દેહને આલિંગન આપવા માટે ફાંસીનો સ્તંભ સમીપમાંજ મારી વાટ જોતો ઉભો છે. મારો સમય આવી લાગ્યો છે. ઘાતક પુરુષો મારૂં મોત કરવાને તૈયાર થઇ ઉભા છે. ધર્માધ્યક્ષ આશોકાચાર્યે એકવાર અહીં મારી પાસે આવી ગયા છે–અને આપજ હવે મારી સાથે છેવટની મુલાકાત કરવા આવ્યા છો ! આ સમયે, મેં જ્યારે હસતા મુખે મૃત્યુને આલિંગન આપવા માટે ઉદ્ધત થઇને સ્વેચ્છાપૂર્વક પ્રેતપૂરી તરફ પગ લંબાવ્યો છે, ત્યારે હવે સત્યને હું શા માટે છૂપાવતો જાઉં ? જેમણે મારૂં આજ સુધી પ્રેમપૂર્વક પાલનપોષણ કર્યું છે, અજ્ઞાનનો સજ્ઞાન બનાવ્યો છે, ન્હાનપણમાંથી ઉછેરીને મોટો કર્યો છે, પ્રત્યક્ષ પિતાના કરતાં પણ વધારે ઉપકાર અને પ્રેમ કર્યો છે, તેમની પાસે અસત્ય ભાષણ કરવાનું મને શું પ્રયોજન છે ? મહારાજ ! હું જો ભયંકર અપરાધી હોઉં, મારાદ્વારા જો રક્તપાત થયો હોય, મારા હાથે જો ખૂન થયું હોય, તો મારા મરણના આ છેક છેવટના વખતે મારે અવશ્ય આપની

ક્ષમા માગવી જ જોઇએ. પરંતુ તે પરમકૃપાળુ પરમાત્માની પરમ કૃપાથી હું હજી સુધી એ સર્વ ભયાનક અપરાધોથી અલિપ્ત રહ્યો છું, મારા હાથે એવું કોઇ પણ કાળું કામ થયું નથી, એટલા માટે અનન્ય ભાવથી હું તે વિશ્વંભરના શરણે જાઉં છું. જો મેં ખરેખર નર-હત્યા કરી હોત, જો મારા હાથથી ઇશ્વરી નિયમનો ભંગ થયો હોત, તો શું હું મારા અપરાધનો સ્વીકાર આપની પાસે પણ ન કરત? અવશ્ય કરત. શું આપ મારા જીવનના આધારની પાસે પણ મારા પાપને છૂપાવી રાખવાનું સાહસ કરત? કદાપિ નહિ. પિતૃતુલ્ય પ્રતિપાલકની પાસે પાપમુખે પોતાના પાપની વાત પ્રકટ કરી, અનુતાપના અનલમાં પાપ દેહને બાળી ખાક કરી, આપના આ પવિત્ર પાદપદ્મમાં પ્રાણનો પરિત્યાગ કરી શક્યો હોત, તો હું લેશ માત્ર પણ દુઃખી થાત નહિ. પરંતુ જો કે મારી સર્વ આશાઓ જડમૂળથી નાશ પામી છે, હું મરવાને માટે તૈયાર છું, મરણના ધબકારા મારા કાને સંભળાવા માંડ્યા છે. હવે મને પ્રાણની પર્વા નથી, હું મરવાનો છું, મારો દેહ ક્ષણવારમાં પડવાનો છે, ક્ષણવારમાં મારૂં શરીર ફાંસીના લાકડાં પર લટકવાનું છે, મારી કાયાનો નાશ થશે એ સર્વથા સિદ્ધ થઇ ચૂક્યું છે, મરણનું ભયાનક દશ્ય મારી નજર આગળ આવી ઉભું રહ્યું છું, તો પણ હું નિર્દોષ હોવાથી અદ્યાપિ નિરાશ થયો નથી; મારા હૃદયમાં જાણે—"

"આહઃ!"

આશ્ચર્યથી-કૌતૂહલથી-ઉદારતા ભરેલા ખુલ્લા અવાજથી રણધીરસિંહરાય કિશોરસિંહની વાતને અટકાવીને વચ્ચમાંજ બોલી ઉઠયો કેઃ—

"આહઃ! હજી પણ તારા હૃદયમાં શાની આશા રહે છે! હતભાગી યુવક અતલ સમુદ્રમાં પડી તું એક માત્ર સામાન્ય તણખલાંના આધારેજ રક્ષા કરવા ઇચ્છે છે! ભાઇ! એ દુરાશાના સૂત્રનો પરિત્યાગ કર, હૃદયમાં ભરાઇ બેઠેલા આશાના અંધારાને દૂર કરી મરણની છેલ્લી ઘડીએ સત્યનામધારક પરમાત્માને સ્મરી લે, આત્માની શુદ્ધિ સાધી લે. હવે આકાશમાં ઇમારતો બાંધવાના વિચારો મૂકી દે. કારણ કે, જે સર્વ મરુભૂમિની મોહમરીચિકાસમાન મિથ્યા છે, તેને પ્રાપ્ત કરવાની આશા રાખવી એ સર્વથા અસંભવિત છે."

"ના પ્રભો! જીવન આપવાને તો હું તૈયાર છું. પરંતુ હું નિર્દોષ, નિરપરાધી છું, એથી મારાથી એકદમ નિરાશ થઇ શકાતું

નથી; સર્વ આશા અને વિશ્વાસનો એકદમ પરિત્યાગ કરી શકાતો નથી. હૃદયની ઉંડામાં ઉંડી કોઈ એક ગુપ્ત ગુફામાંથી મને કોઇ કહી રહ્યું છે કે; " કિશોર ! તું નિર્દોષ છે, તો પછી તારે નિરાશ થવાનું શું પ્રયોજન છે ? ઇશ્વિર તારી આશાને અવશ્ય સફળ કરશે. "

રણધીરસિંહરાયના વાક્યોના પ્રત્યુત્તરમાં ઉંચા અવાજે આમ કહેતાં કહેતાં એકાએક બંદીવાન યુવકનો સ્વર મૃદુ થઇ જવા આવ્યો. એ ધીર–ગંભીર મધુર સ્વરે કિશોરસિંહ ફરીવાર બોલવા લાગ્યો:– " આ રાજમહાલયના સંબંધમાં જે અજાયબીભરેલી લોકવાયકા સંભળાય છે, ગઇ રાસયાત્રાના મહોત્સવમાં રાસમંડપની વચ્ચે આપને પણ એ લોકવાયકાનો આભાસ મળ્યો છે, એમ હું નિર્ભયતાથી કહી શકું છું. મેં પોતે પણ આ દુર્ગમાં આવ્યા પછી અનેક પ્રકારની અવનવી આકૃતિઓને મારી નજરે જોઇ છે, અનેક પ્રકારના અદ્દભુત બનાવો મારા જોવામાં આવ્યા છે. એ સર્વ પ્રમાણોપરથી હું સ્પષ્ટ કહી શકું છું કે—"

રણધીરસિંહ રાયે કિશોરસિંહની વાતમાં વિઘ્ન નાખીને વચ્ચમાંજ કહ્યું કે:–" બરાબર છે, બરાબર છે, તારી માન્યતા બરાબર છે, આ દુર્ગની દીવાલની અંદરના ભાગમાં મેં અતિ ભયાનક રોમાંચકારક અનેક દશ્યો મારી નજરે જોયાં છે તથા દુર્ગમાં બનતા અનેક અદ્દભુત બનાવોથી જૂદી જૂદી લોકવાયકાઓ પણ ઘણી સાંભળી છે. પ્રેતાત્માનો હૃદયભેદક આર્ત્તનાદ, વિરાટ આર્ત્તનાદ, મેં મારા શયનગૃહમાં બેસીને સાંભળ્યો છે—"

કિશોરસિંહે કહ્યું:–" ત્યારે શું આપ નામદારને એ સર્વ સત્ય હોય, એવી શ્રદ્ધા બેસે છે ખરી કે ? શું એ કોઇ પણ પ્રકારનો મોહ તો નથીને ? અથવા ઉત્તેજિત ચિત્તની મોહમયી કલ્પના તો નથીને ? "

રણધીરસિંહરાયે ઉત્તર આપ્યો:–" હા, મને તો એ સમસ્ત સત્ય જ ભાસે છે. પરંતુ આ સર્વ વાર્ત્તાને અત્યારે તેં શા કારણથી ઉપસ્થિત કરી છે ? "

ઘણા જ ગંભીર સ્વરથી કિશોરસિંહે ઉત્તર આપ્યો:–" કારણ, મહારાજ, મેં પણ આ રાજમહાલયમાં આવ્યા પછી અનેક પ્રકારની અદ્દભુત કિંવા વિલક્ષણ ઘટનાઓ નિહાળી છે; હું અનેક ભેદો જાણી શક્યો છું. એ સર્વ અદ્દભુત બનાવો અને પ્રકારોમાં અવશ્ય કાંઇક ને કાંઇક છુપો ભેદ સમાયલો છે. મને ધ્રુવ સમાન અચળ વિશ્વાસ છે

કે, એ સર્વે ભૌતિક ઘટનાઓની સાથે મારા ભાગ્યના પ્રવાહનો પણ કાંઇક ને કાંઇક સંબંધ જોડાયલો છે."

"કિશોરસિંહ ! તું અત્યારે મને કોણ જાણે શું કહી રહ્યો છે કે જેની મને કશી પણ સમજણ જ પડતી નથી, હું તારી એ વાતનો અર્થ પણ જાણી શકતો નથી. તેં જાણે એક ભવિષ્યનું જ્ઞાન ધરાવનાર દૈવજ્ઞની પેઠે ભવિષ્યવાણી કહેવાનોજ આરંભ કરી દીધો હોય, એમ જણાય છે." રણધીરસિંહ રાય બંદીવાનનાં વાક્યોમાં બાધા દઇને ઉદ્વેગ, અજાયબી, શોક અને દુઃખથી દબાયલા હૃદયે ભાંગ્યાતૂટ્યા અવાજે બોલી ઊઠયો કેઃ–"તેં જાણે એક ભવિષ્યનું જ્ઞાન ધરાવનાર દૈવજ્ઞની પેઠે ભવિષ્યવાણી કહેવાનોજ આરંભ કરી દીધો હોય, એમ જણાય છે. એવા ચમત્કાર આ મહાલયમાં થયા કરે છે એ ખરૂં. પરંતુ તેનો તારી સાથે શો સંબંધ છે એ મારાથી જાણી શકાતું નથી. મને લાગે છે કે, આજે રાત્રે પણ અવશ્ય કોઇ અપાર્થિવ બનાવ બનશે. આનંદપુરના મહાધ્યક્ષ અશોકાચાર્યદેવ હમણાંજ મને મારા વિશ્રામગૃહમાં આવી મળ્યા હતા, ત્યારે મેં જોયું હતું કે જાણે તેમનું મુખ વિવર્ણ થઇ ગયું હતું અને તેમના મનમાં કોઇ દારુણ ચિંતાનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું. હું એથી કશું પણ સમજી શક્યો નહોતો. મારા મનમાં એમનો એ ચિંતાતુર ભાવ જોઇને એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો હતો. મેં તેમને તેમની ચિંતાનું કારણ પૂછ્યું હતું, ત્યારે તેમણે મને જવાબમાં જણાવ્યું હતું કે, તારી સાથે મુલાકાત કરી કારાગૃહમાંથી જ્યારે તેઓ બહાર નીકળી રહ્યા હતા, ત્યારે તેમને એક માંસ–ચર્મ–વિહીન હાડપિંજરનો સાક્ષાત્કાર થયો હતો, એ હાડપિંજરવાળી અદ્‌ભુત આકૃતિએ તેમને કેટલાંક સંદિગ્ધ વચનો કહ્યાં હતાં, એ વચનો અત્યંત ભયાનક હતાં. કિશોરસિંહ ! આ સર્વ બનાવોથી મને ચોક્કસ જણાઇ આવે છે કે, આજે રાત્રે અવશ્ય કાંઇક ને કાંઇક અદ્‌ભુત બનાવ બન્યા વિના રહેશે નહિ."

નિરુપાય, નિર્દોષ બંદીવાનનું હૃદય અજ્ઞાત કારણથી અંતરમાં ને અંતરમાં જ જાણે એકાએક નાચી ઊઠયું. રણધીરસિંહનાં છેવટનાં વચનોથી તેના તે હૃદયમાં જાણે કોઇ એક અભિનવ અસ્પષ્ટ આશાના અંકુરનો પ્રાદુર્ભાવ થયો. કિશોરસિંહે ગભરાટની સાથે પૂછ્યું કે—"ત્યારે શું એટલામાં જ કોઇ છાયા મૂર્ત્તિનો આવિર્ભાવ થઇ ગયો છે ? કોઇ અપાર્થિવ ઘટના ઘટી ગઇ છે કે ?"

રણધીરસિંહરાયે જવાબ આપ્યોઃ–" વૃદ્ધ અશોકાચાર્યે અતિ ભયાનક અપમૂર્ત્તિનાં દર્શન કર્યાં છે. વળી હું પણ જ્યારે નૃત્યશાળામાંથી આવ્યો, ત્યારે સંધ્યાના ઝાંખા ઝાંખા અંધકારમાં મને જાણે કોઇ વિકટાકારવાળી મૂર્ત્તિની છાયા નજરે પડી હતી. મને અહીં આવતી વેળાયે કારાગૃહના દરવાજા પાસે કોઇ મૂર્ત્તિ દષ્ટિગોચર થઇ હતી અને ક્ષણવારમાં જ તે મૂર્ત્તિ પાછી મારી પાસેથી સરી જઇને કોણ જાણે ક્યાં અદશ્ય થઈ ગઇ હતી. એ મૂર્ત્તિ આ વિશ્વની માનવમૂર્ત્તિ નહોતી, એ હું એ વખતે બરાબર જાણી શક્યો હતો. ત્યાર પછી હું ત્યાં આગળ જરા પણ ન રોકાતાં એકદમ તારા કારાગૃહ ભણી ચાલવા માંડયો. ચાલતાં ચાલતાં હજી થોડેક દૂર આવ્યો હોઇશ, એવામાં પાછો મારી પાછળ કોઇનાં આવવાનાં પગલાંના ખડખડાટ શબ્દનો અવાજ મારા કાને સંભળાયો. પરંતુ પાછું વાળીને મેં જોયું, તો મને કોઇ પણ મનુષ્ય કે મૂર્ત્તિ નજરે પડી નહિ. એથી હું પાછો ચાલવા લાગ્યો, એટલે મને પાછો એવો જ અવાજ સંભળાવા લાગ્યો. આ વખતે ફક્ત પગલાંનો અવાજ જ સંભળાતો નહોતો, પરંતુ એ સાથે એક બીજાની વાતચીતનો ધીમો કંપતો અવાજ પણ મારે કાને સંભળાયો હતો. ગમે તેમ હો, પણ કિશોરસિંહ ! મને તો એમ જ લાગે છે કે, આનંદપૂરના આ રાજદુર્ગમાં અવશ્ય કોઈ પણ પ્રકારનો ઇંદ્રજાળ છવાયલો છે અથવા કોઇ મોહની માયાવી શક્તિએ પોતાનો અજબ પ્રભાવ છવરાવી દીધો છે."

કિશોરસિંહે કહ્યું કેઃ–" ત્યારે શું એવી કોઇ ઇંદ્રજાળ કે માયાવી શક્તિના પ્રભાવે પણ મારી નિર્દોષિતા સાબીત નહિ થાય ! મારા કપાળમાં લાગેલી કાળાશ નહિ સ્વચ્છ થાય ? "

બંદીવાન યુવકના આ પ્રશ્ને વૃદ્ધ રણધીરસિંહના હૃદયમાં દારુણ પુત્રશોકની દગ્ધ સ્મૃતિનો પુનઃ ઉદ્રેક કરી દીધો. વૃદ્ધ બાળકની પેઠે ઉંચા અવાજથી તે રડી પડયો. રડતો રડતો બોલ્યોઃ–"ભાઇ ! હવે મને શા માટે એ વીતેલી વાતોનું સ્મરણ કરાવે છે ! મારા હૃદયમાં પ્રજ્જ્વળેલા દાવાદળને તું વિના કારણ શા માટે અધિક પ્રજળાવે છે ! કિશોર ! તું નિર્દોષ છે, એવું જો કે મને સ્પષ્ટ જણાઇ આવે છે, છતાં પણ તારી વિરુદ્ધમાં જે પ્રમાણો આવી એકઠાં થયાં છે—"

" મહારાજ ! આપે મને છેક બચપણમાંથી મોટો કર્યો છે, આપને મારા સ્વભાવની. મારી વર્ત્તણુકની સંપૂર્ણ માહિતી છે. બીજા-

નાથી આપ સારી રીતે મારા ચરિત્રના સંબંધમાં નિર્ણય કરી શકો તેમ છો. એટલા માટે જ કહું છું કે, આપ જ મારો ઇન્સાફ કરો. આપ આપના મનમાં વિચારી જૂઓ કે, આજપર્યંત મારાથી અસત્ય, કપટી, દુઃસાહસી કિંવા એકાદ નિંદ્ય કાર્ય થયું છે ખરૂં કે? આપે મારૂં એક પણ નઠારૂં વર્તન જોયું છે ખરૂં કે?" રણધીરસિંહ રાયનાં વચનોને અટકાવીને નિર્દોષ કિશોરસિંહ વચ્ચમાં જ એકદમ આવેગપૂર્વક બોલી ઉઠયો.

"ના—ના, કિશોરસિંહ! કદાપિ નહિ. તારે માટે મને હજી પણ અપૂર્વ અભિમાન છે."

ધીરે ધીરે રણધીરસિંહરાય આવો ઉત્તર આપીને, ફરીવાર તેવા જ ભાવથી કહેવા લાગ્યો:—"તારા ઉદાત્ત વિચારો, તારૂં પ્રેમાળ આચરણ તારો સત્ય પ્રિય સ્વભાવ, તારૂં અલૌકિક શૌર્ય આદિ સર્વ વાતોપરથી મને તારે માટે અપૂર્વ અભિમાન છે. પરંતુ સુશિલાના કાનમાં પ્રેમની ભાષા વરસાવીને તેં બિલ્કુલ અન્યાયનું કાર્ય કર્યું છે, સુશીલાને તેં કાંઇક જૂદી જ નજરથી જોઇ છે. પણ જવા દે, એ સર્વ વાતો કહેવાની અત્યારે કશીપણ આવશ્યકતા જ નથી."

આમ કહેતાં કહેતાં વૃદ્ધ ચૂપ થઇ ગયો. એથી કિશોરસિંહે કહ્યું:—"ના, પ્રભુ! એ વાત જવા દેવા જેવી નથી. સર્વજનોની ધારણા એવી છે કે, મેં મારી સુશીલાના સંબંધમાં કોઇ—"

"હું તને આશ્વાસન આપવા આવ્યો છું. તું જો ખરેખર અપરાધી જ હોય, તારા અંતરમાં અનુતાપનો અગ્નિ પ્રકટ થયો હોય, તું અનુતાપી થયો હોય, તો તેથી તને હું ખરા હૃદયથી ક્ષમા આપવા આવ્યો છું. તારી પુરાતન વાર્તાનું સ્મરણ કરાવીને હું તારા દુઃખના દાવાનળમાં વૃદ્ધિ કરવા આવ્યો નથી. વળી સુશીલાના સંબંધમાં જ જો તું અપરાધી ઠર્યો હોય, તો તે એક અપરાધની હું અંતઃકરણપૂર્વક ક્ષમા આપું છું, તારા તે અપરાધને મારા સ્મરણમાંથી દૂર કરીને વિસ્મૃતિના સાગરમાં ડૂબાડી દઉં છું." વૃદ્ધ રણધીરસિંહરાયે રૂંધાયલા અવાજે કહ્યું.

રણધીરસિંહ રાયના મુખમાંથી નીકળેલા વાક્યોએ કિશોરસિંહના કોમળ હૃદયમાં વિષકંટકની પેઠે વિષમ વેદના ઉપજાવી દીધી. તેના મનમાં અત્યંત દુઃખ થવા લાગ્યું. તેનું મુખ કમળ કરમાઇને છેક સૂકાઇ જવા આવ્યું. તેણે એક ઉંડો નિશ્વાસ મૂકયો!

ક્ષણવાર પછી કિશોરસિંહે ઉદ્વિગ્ન મનથી કહ્યું કેઃ-" આટલાં આટલાં પ્રમાણો આપવા છતાં પણ, મહારાજ ! આપના મનનો સંશય દૂર ન થયો, એથી મને ઘણુંજ દુઃખ થાય છે, જો કે, હવે મારૂં મૃત્યુ નિશ્ચિત થઇ ચૂક્યું છે, તો પણ મારે માટે આનંદની વાત રહી ગઇ છે કે, આપ મને આપના પુત્રના ખૂનના આરોપમાંથી મુક્ત કરો છો, મને નિરપરાધી ઠરાવો છો. બસ, હવે મને મરવામાં કશું પણ દુઃખ થવાનું નથી. જ્યારે મારા પ્રતિપાલકે મને નિર્દોષ માની લીધો છે, ત્યારે જગતની દ્રષ્ટિએ હવે મારે નિર્દોષ ઠરવાનું કશું પણ પ્રયોજન જ નથી. હું હવે સુખેથી મરી શકીશ."

"હાય ! મારો પુત્ર-મારા લાડકવાયો કુમાર, મારો દુર્દૈવી વરુણસિંહ !" રણધીરસિંહની એકાએક કરુણાજનક સ્થિતિ થઇ પડી. પોતાના કુમારનું નામ લેતાંની સાથે જ તે ડુસકાં ભરી રડવા લાગ્યો. તેની આંખમાં આંસૂ આવી ગયાં. તે રડતો રડતો જ પાછો કિશોરસિંહને કહેવા લાગ્યો કેઃ-" ના-ના, કિશોર ! તું પુનઃ એ વાર્ત્તાનું સ્મરણ કરાવીને મારા અંતરમાં પજળેલા પ્રચંડ પાવકમાં ઘૃતાહુતિ-"

આમ કહેતાં કહેતાં વૃદ્ધનું વક્ષઃસ્થળ આંસુથી ભીંજાઇ ગયું. સાથે સાથે કિશોરસિંહ પણ રડી પડ્યો અને રડતો રડતો કહેવા લાગ્યોઃ-" પિતાજી આપના આ શબ્દો સાંભળીને મારૂં હૃદય વિદીર્ણ થઈ જાય છે. હર હર ! મહારાજ શું આપની આવી સ્થિતિ ! દૈવ ! હું ખરેખરો અપરાધી છું. આ સર્વ મારો જ દોષ છે. મેં જો કુમારી સુશીલાની સાથે એવી રીતે સ્વાધીન ભાવે વાર્ત્તાલાપ ન કર્યો હોત, તો કદાપિ આવો વિકટ અને વિષમ પ્રસંગ આવી લાગત નહિ. હાય હાય ! સર્વ અપરાધોનો ઉત્તરદાતા હું જ થઇ પડયો છું. મહારાજ ! આપના સર્વ દુઃખોનું કારણ માત્ર હું જ થઇ પડયો છું."

"હા, ભગવાન, કિશોર ! આટલી વાર પછી તારા પોતાના અપરાધને તેં પોતે કબૂલ કર્યો ! ઓહો ! મારા પુત્રની હત્યા કરવાથી તારા હાથમાં શું આવ્યું ! કિશોર ! કિશોર ! તેં શું આવું જ ધાર્યું હતું ? મારા પુત્રનું ખૂન કરી મારા જિગરમાં ભયંકર દાવાનળ સળગાવવા માટે જ શું મારે ત્યાં તું રહ્યો હતો ? તો પછી અત્યાર સુધી એ મહા પાપને તેં શા માટે છૂપાવી રાખ્યું હતું ?"

આમ કહેતાં કહેતાં વૃદ્ધ રણધીરસિંહ ઉંચી આંખોએ શૂન્ય દૃષ્ટિએ અને શૂન્ય હૃદયે સહસા તે જ સ્થળે પૃથ્વીપર મૂર્છિત થઇ

પડયો. કિશોરસિંહે અત્યંત આકુળ વ્યાકુળ થઇને એકદમ કારાગારના દ્વારપર બળપૂર્વક આઘાત કર્યો. એ આઘાત થતાંની સાથેજ એક કારારક્ષકે કારાકક્ષમાં પ્રવેશ કરી રણધીરસિંહને એવી હાલતમાં આવી પડેલો જોઇ બીજા એક પ્રહરીની સહાયતાથી તરત જ તે તેને ઉચકીને તેના પોતાના શયનગૃહમાં લઇ ગયો.

કિશોરસિંહ હવે એ મહા વિકરાળ અને ભયાનક કારાગૃહમાં પાછો એકલો પડયો. કારાગૃહના દ્વારપર ફરીવાર તાળાં વસાયાં. કિશોરસિંહના હૃદયમાં દારુણ આઘાત લાગ્યો. વૃદ્ધ રણધીરસિંહે તેનાં વાક્યોનો યથાર્થ અર્થ ન સમજી શકવાથી, તેને વિના કારણ અપરાધી ધારી લીધો છે, એવા કારણથી તેનું હૃદય પાછું વિષમ આઘાતથી આઘાતિત થઇ પડયું. યુવકે અધીર થઇને ફરીવાર કારાગૃહના દ્વારપર જોર સહિત આઘાત કર્યો. એ આઘાત થતાંની સાથે જ પાછો બીજો એક પ્રહરી એ સ્થળે આવી પહોંચ્યો. બંદીવાન યુવકે હાથ જોડી આંસુભરી આંખોથી તેને કહ્યું કેઃ—"મહામાન્ય રણધીરસિંહ રાય હવે જો શુદ્ધિમાં આવ્યા હોય, તો તેમને કૃપા કરી કહી દે કે, હું એકવાર તેમનો સાક્ષાત્કાર કરવાની પ્રાર્થના કરૂં છું. જા ભાઇ! જલ્દી, જા. મારા અન્નદાતાને કૃપા કરી સત્વર અહીં મોકલી આપ. ભગવાન તારૂં કલ્યાણ કરશે. બસ, આ મારી છેવટની પ્રાર્થના છે."

પ્રહરી કિશોરસિંહના આ વચનોથી દયાર્દ્ર બની ગયો, તેણે તરતજ પોતાના બીજા એક સોબતી પ્રહરીને રણધીરસિંહ રાયની પાસે મોકલી આપ્યો. થોડીવાર પછી તે પ્રહરીએ પાછાં આવીને કિશોરસિંહને સમાચાર આપ્યા કેઃ—" રણધીરસિંહ સરદારને હજી સૂધી શુદ્ધિ આવી નથી."

કિશોરસિંહ હતાશ હૃદયે કારાગૃહમાં બેસી ગયો. રાક્ષસી ભાવનાઓનાં ટોળેટોળાંએ આવીને તેના હૃદયપર પોતાનો કાબૂ જમાવી દીધો. તે ચિંતાની વિષમ વેદનાથી વ્યાકુળ થઇ ઊઠયો.

પ્રતિપાલક રણધીરસિંહરાયને કિશોરસિંહને હજી પણ ઘણી ઘણી વાતો કહેવાની હતી. મરણની છેલ્લી ઘડીએ પણ તે સુશીલાનું નામ, સુશીલાનું અપૂર્વ રૂપ, સુશીલાના ગુણ, સુશીલાનો સ્નેહ અને એ સર્વનાશી પ્રેમ આદિ સર્વ વિસરી શકયો નહિ. તે બિચારો તે જીવનના અવસાન સમયે અંતરમાં ને અંતરમાંજ આકુળ થઇને કહેવા

લાગ્યો કેઃ—"બસ, થઇ ચૂક્યું. મરણની છેલ્લી ઘડી છેક નજીકમાં આવી લાગી, તો પણ હૃદયની આશા પૂર્ણ ન થઇ. હું સર્વથા નિર્દોષ હોવા છતાં પણ જગતની અને મારા અન્નદાતા રણધીરસિંહરાયની દૃષ્ટિમાં દોષી ઠરી ચૂક્યો ! અરેરે ! મારા અન્નદાતાની પાસે મારી નિર્દોષિતાને સાબીત કરી આપવાનો મને અવસર પણ ન મળ્યો ! ભગવાન ! તું દયાળુ છે, સમસ્ત સંસાર તને ન્યાયી કહે છે, તો પછી તારી તે દયાની વૃષ્ટિ મારાપર શા માટે નથી કરતો ? તારા તે ન્યાયની પ્રસાદી મને શા માટે નથી આપતો ! વિશ્વનિયંતા ! હું તને અન્યાયી ઠરાવતો નથી, તારા ન્યાયને કલંક લગાડવા ઇચ્છતો નથી, મને અવશ્ય આશા છે કે, તું મરણની છેક છેલ્લી ઘડીએ, ફાંસીના લાકડાપર ચઢતી વેળાયે પણ આખી દુનિયા સમક્ષ મને નિરપરાધી ઠરાવી મારા અપરાધને દૂર કરીશ. લોકોની આંખોમાં મારા સંબંધમાં જે ભયાનક ભ્રમણાના અંધકારનો પડદો છવાઇ ગયો છે, તેને દૂર કરી તારા ન્યાયની વિલક્ષણ તેજોમયી જ્યોતિને તું અવશ્ય પ્રકટ કરીશ, મારૂં હૃદય મને સ્પષ્ટ કહે છે કે, ચિંતા ન કર, વિપદવારણ વિશ્વંભર અવશ્ય તારી સહાયતા કરશે ને કરશે જ."

નિરપરાધી નવીન યુવક આવા આવા અનેક વિચારો કરતો. ભીષણ કારાગૃહના અંધકારમય ઓરડામાં તરફડીયાં મારતો બેશુદ્ધ થઇને, પળે ને પળે મોતનું મ્હોં જોવાની વાટ જોવા લાગ્યો.



## એકાદશ પ્રસંગ

### સ્મશાનયાત્રી

લાખો ભૂલ કરી અને કદિ નવી નિર્માણમાં કો કરૂં,
તોયે, ભૂલ પિછાનવા હૃદયની સાચી ગતિ આદરૂં;
ભૂલો પાપ બને, પ્રભો! પળ મહીં; તે સાચવી એ ઘડી,
પામે ભૂલ દયા–ક્ષમાઃ પણ, અરે! પાપોની શિક્ષા થતી.
છો બ્રહ્માંડ સહ ત્યજેઃ ન પરવા રાખી ન વા રાખવી,
પોતાના ઉરદંશની જ પરવા પૂરેપૂરી રાખવી;
ના ના ભૂલ કબૂલતાં શરમ ના, ના ક્ષુબ્ધતા માનવી,
પોતાની જ કબૂલ ભૂલ કરતૂં ઉંચે જતૂં માનવી.

**દીવાને સાગર**

આ તરફ રાત્રિ પ્રાયઃ બે પ્રહર વીતી જવા આવી. બૌદ્ધાચાર્યોની સાથે લગભગ શતાધિક સશસ્ત્ર સૈનિક પુરુષો કિશોરસિંહના કારાગૃહના દ્વારપર આવી પહોંચ્યા. ન્યાયાધીશ રમાપ્રસાદસિંહ સર્વથી આગળ અગ્રેસર થઇ આવી ઉભો. કારાગૃહનાં દ્વાર ઉન્મુક્ત થયાં, ચાર બળવાન રક્ષક પુરુષો સાંકળોથી જકડાયલા કમનસીબ કેદી કિશોરસિંહને કેદખાનામાંથી બહાર લઇ આવ્યા. બૌદ્ધ મઠધારી અશોકાચાર્યના આદેશ તથા ઉપદેશના સર્વ અનુયાયી આચાર્યોએ મૃદુ સ્વરે મૃત્યુ સંગીત ગાવાની શરૂઆત કરી દીધી. આચાર્યોએ ગાયુંઃ—

" જય પાપતારણ, દુઃખહારણ ઇશ્વરા;
પાપ પતિત કલુષિત જનને;
ન્યાયહીન નીતિભ્રષ્ટ જીવને,
મોક્ષ દે, નિર્વાણ દે, પરમેશ્વરા.
અનંતગતિ અનંત મૂરતિ,
અનંત ભય વારણ હે જગકારણ!
અનંત અનાદિ નરક આદિ,
જગ દંભ નાશ કારણ.
ધરણી ધારણ, અનંત ચરણ,
પાપ જીવનને દે અવસાન.

બૌદ્ધધર્મની રીતિ–પ્રથા અનુસાર આચાર્યજનો પાપીના પરિમાણને માટે પ્રાર્થના અને મૃત્યુ સંગીત સમાપ્ત કરી રહ્યા, એટલે રાય રમાપ્રસાદસિંહની આજ્ઞાનુસાર રક્ષકજનો કિશોરસિંહને વધભૂમિમાં લઇ ચાલ્યા. રાય રમાપ્રસાદ અને બૌદ્ધ પુરોહિતો હથિયાર બંધ તેમની સાથે સાથે ચાલવા લાગ્યા.

રાજમહાલયના દક્ષિણ અને પૂર્વ વિભાગમાં આવેલા એક એકાંત સ્થાનને વધભૂમિ માટે નિર્માણ કરવામાં આવ્યો હતો, રાજમહાલયના સિંહદ્વારમાંથી બહાર નીકળીને એ વધભૂમિમાં આવવું પડતું હતું અને એ વખતે સ્વર્ગીય રાજા દેવેન્દ્રનારાયણસિંહ તથા તેની મૃતા પત્નીનો સમાધિસ્તંભ પણ રસ્તામાં આવતો હતો, એ સ્તંભને ઓળંગ્યા પછીજ વધભૂમિમાં જઈ શકાતું હતું. સ્મશાનયાત્રાજનો ત્યાં સુધી આવી પહોંચ્યા હતા, એવામાં એકાએક એક અમાનુષી વિકટ સ્વર સાંભળીને તેઓ અત્યંત વિસ્મિત, ભયભીત અને ચમકિત થઇ ઊઠયા. વૃદ્ધ અશોકાચાર્ય પગથી મસ્તક પર્યંત કંપી ઊઠયા; તેઓ આગળ જતા અટકી ગયા; બાકીના બીજા બધા માણસોએ પણ તેમનું અનુકરણ કર્યું. સર્વજનો ચૂપચાપ થઇ ગયા અને એકીટસે આગ્રહ તથા આતુરતાથી સ્તબ્ધ થઇને તે સ્થળે થોભી ગયા. ત્યારપછી અશોકાચાર્યે પાછા ફરીને જોયું કે, એક દીર્ઘાકાર બીભત્સ મૂર્ત્તિ વેગપૂર્વક તેના તરફ દોડી આવે છે. એ વ્યક્તિ દોડતી દોડતી એમ પણ બોલી રહી છે કે–" અરે, મને છોડી દો; છોડી દો, પાપમાં ન પડો." પરંતુ કોને ઉદ્દેશીને એ એવી વાત કહી રહી છે, તેનો કશો પણ નિર્ણય જ કરી શકાયો નહિ. એ વ્યક્તિ ઘણી જ જડપથી દોડી આવતી હતી. વધભૂમિમાં આવનાર સર્વ માણસો એ સમાધિસ્તંભની પાસે આવી થોભી ગયા હતા, જડવત્ બની ઉભા રહ્યા હતા. આવનાર વ્યક્તિ છેવટે એ મનુષ્ય સમૂહની સમીપમાં આવી "ઓયરે ! માર્યો ગયો !" એમ કહીને એક મોટી ચીસ મારી તેજ સ્થળે મૂર્ચ્છિત થઇ ધરતીપર ઢળી પડી. અશોકચાર્ય એ વ્યક્તિને જોતાંની સાથેજ ઓળખી ગયા. એ વ્યક્તિ કોણ હતી, એ તેમના જાણવામાં આવી ગયું. એ એક નિદ્રાધીન કિંવા નિશિપ્રાપ્ત પુરુષ હતો. કિશોરસિંહે એને જોતાંની સાથેજ પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે, એ વ્યક્તિને જ તેણે પોતાને મળેલી અદ્ભુત દૈવશક્તિના પ્રભાવ વડે બેવાર રાત્રિના ગંભીર દ્વિતીયપ્રહરે સમાધિસ્તંભના સોપાનપર

અનુતાપીની પેઠે એકલી બેઠેલી જોઇ હતી. એ વ્યક્તિ ત્યારે કોણ હતી ? વ્યક્તિ અન્ય કોઇ નહિ, પરંતુ પાઠકવર્ગનો પરિચિત કાર-સ્થાન વિદ્યામાં મહા કુશળતા પામેલો આનંદપૂરના અધમ રાજા ભૂપસિંહનો વિશ્વાસુ સુયોગ્ય કર્મચારી દીવાન દોલતસિંહ જ હતો.

દીવાન દોલતસિંહની એવી અવસ્થા જોઇને સર્વજનો મહા ગભરાટમાં આવી પડયા, પરંતુ તેઓ હજી એ સંબંધી શું કર્તવ્ય કરવું, એનો કશો પણ નિર્ણય કરી શકયા નહોતા, એવામાં રાજા ભૂપસિંહ એક તેજસ્વી પાણીદાર અશ્વપર બેસી તેજ ક્ષણે તે સ્થળે આવી પહોંચ્યો. તેણે આવતાંની સાથેજ પોતાના એ મૂર્છિત દીવાનને તેના પોતાના ઓરડામાં લઇ જવા માટે ચાર અનુચરોને આજ્ઞા આપી. તરત જ તેની તે આજ્ઞાનું પાલન થયું. રાજાના ચાર અંગરક્ષકો વૃદ્ધ દીવાનના મરણતોલ દેહને રાજમહાલય તરફ ઉંચકીને લઇ ચાલ્યા. રાજા ભૂપસિંહ અત્યારે બનેલા ભયંકર મામલાવાળી જગાયે જયારે આવી પહોંચ્યો, ત્યારે તેનું મુખમંડળ જાણે દારુણ ચિંતા અને ભયથી એકદમ સૂકાઇ જવા આવ્યું હતું. પરંતુ દીવાનને મૂર્છિત અવસ્થામાં આવી પડેલો જોઇને તત્ક્ષણાત્ તેના મુખપરનો તે વિષમ ભાવ દૂર થયો. તે ક્ષણવારમાં પોતાની સ્વાભાવિક ગંભી-રતાને હૃદયમાં પુનઃ ધારણ કરી અત્યંત ગાંભીર્ય સહિત કુટિલ કટાક્ષ કરી, ભારી અવાજથી રાય રમાપ્રસાદસિંહને સંબોધીને બોલી ઉઠયો કે:—" રાત્રિનો બીજો પહોર તો કયારનોય વીતી ગયો છે, છતાં પણ તમે અત્યારે આમ રસ્તામાં શા માટે વિલંબ કરી રહ્યા છો ? રાજાની આજ્ઞાની અવમાનના થાય છે, એ પણ શું હજી સુધી તમે જાણી શકયા નથી ? બંદીવાન હજી સુધી જીવતો રહી ગયો છે ! ચાલો, ચાલો, જલ્દી ચાલો, અને આ અધમ અપરાધીની જીવનલીલાને સત્વર સમાપ્ત કરી નાખો; રાજાની આજ્ઞાનું સત્વર પ્રતિપાલન કરો. "

રાજા ભૂપસિંહની છેવટની વાત પૂરી થતાં ન થતામાં તો એકાએક આખું આકાશ મંડળ ઘોર અંધકારથી ઘેરાઇ ગયું. દશે દિશાઓ સ્તબ્ધ થઇ ગઇ. પવને સ્તબ્ધતા અને સ્થિરતા ધારણ કરી લીધી. આકાશમાં ચમકતાં નક્ષત્રો શરમાઇને વાદળાંની ગોદમાં છૂપાઇ ગયાં, રાત્રિનો બીજો પ્રહર, કૃષ્ણપક્ષની પૂર્ણાવસ્થા, ગંભીર વનમાર્ગ અને એ ઉપરાંત પાછો આવો અનૈસર્ગિક અને આકસ્મિક અંધકાર છવાઇ ગયો. એટલે પછી રાત્રિની ભીષણતાના સંબંધમાં પૂછવું જ

શું ? અતિ ભયાનક દૃશ્ય બની ગયું ! એકબીજાના મુખનું દર્શન કરવાનું પણ કઠિન થઇ પડયું ? થોડીવાર પછી સર્વજનો જોઇ શકયા કે, તે ભયંકર અંધકારના આવરણને ભેદીને એકાએક એક સ્વર્ગીય જ્યોતિ પ્રકટ થઇ અને એ જ્યોતિએ વિમાન માર્ગને પ્રકાશિત કરી દીધો. અકસ્માત્ એક વ્યક્તિનું પ્રતિબિંબ એ ઉજ્વલ પ્રકાશમાં ખીલી ઉઠયું. સહુએ ઉંચી આંખોએ એ તરફ દૃષ્ટિપાત કર્યો. વિસ્મયપર વિસ્મય, ભયપર ભય અને આશંકાપર આશંકા વધી પડી. બૌદ્ધ યાજક અશોકાચાર્ય એ સર્વ જોતાંની સાથે જ આનંદે, સભયે બોલી ઉઠયાઃ—

"એજ—એજ—એજ મારો એ પરમ મિત્ર આશુસુખ ! એજ મારો એ ધર્મભ્રાતા !"

કિશોરસિંહે પણ જોતાંની સાથે જ એ વ્યક્તિને ઓળખી લીધી કે, તે તેની પ્રથમની જોયેલી અપાર્થિવ આકૃતિ જ હતી. તે આકૃતિના સંકેતથીજ તે તેની પ્રાણપ્રતિમા સુશીલાને દસ્યુઓના દારુણ સપાટામાંથી છોડાવવાને શક્તિમાન કિંવા સમર્થ થયો હતો. એ આકૃતિનાજ શબ્દહીન નિર્ઘોષને—અવાજને આધીન થઇને તેણે સામાન્ય જીવનને માટે નરહત્યાનું મહાભયાનક કલંક શીરપર વ્હોરીને આનંદપૂરનો પરિત્યાગ કરી જવાનો નિશ્ચય કર્યો હતો. કિશોરસિંહે ધાર્યું હતું કે, આ વિશ્વની સર્વ આકૃતિઓથી સર્વથા વિચિત્રતા ધરાવનારી એ અદ્દભુત આકૃતિ જ તેની દરેક દરેક આપત્તિમાંથી તેનું રક્ષણ કરનાર છે, તેની પ્રત્યેક વિપત્તિનું નિવારણ કરનાર છે, પ્રત્યેક કાર્યના શુભગ્રહ સમાન છે. એ જ્યોતિર્મયી સૌમ્ય મૂર્તિનાં અકસ્માત્ દર્શન થવાથી કિશોરસિંહના હૃદયમાં એકાએક એક જીવતી જાગતી આશાનો સંચાર થયો. તેના મનમાં તે આકૃતિએ જાણે તેને હસતાં હસતાં કહી દીધું કેઃ—"કિશોરસિંહ ! નિર્ભય રહે! ચિંતા ન કર—તું કદાપિ મરીશ નહિ. તારો વાળ પણ વાંકો થશે નહિ."

અને રાજા ભુપસિંહ ! તે એકાએક એ દિવ્ય આકૃત્તિનો આવિર્ભાવ થયેલો જોઇને ફરીવાર પહેલાંની પેઠે ઉદાસ બની ગયો. તેના મુખે શુષ્કતા ધારણ કરી લીધી; શરીરમાં કંપનો સંચાર થયો. પરંતુ નિમેષ માત્રમાં પ્રકૃતિના એ ભીષણ અંધારા વાળા ભયાનક ભાવની સાથે એ અદ્દભુત આકૃત્તિના અદૃશ્ય થવાથી રાજા પાછો પોતાના મૂળ સ્વરૂપમાં આવી ગયો. તેના મુખપરથી શુષ્કતાની છાયા સરી

ગઇ, શરીરમાં વ્યાપેલો કંપનો સંચાર દૂરીભૂત થયો. હતભાગી બંદિવાન કિશોરસિંહને સત્વર વધભૂમિમાં લઇ જઇ જલ્દી જલ્દી તેના વધકાર્યને સમાપ્ત કરવા માટે કઠિન આજ્ઞા ફરમાવીને તે પોતાના અશ્વપર સ્વાર થઇ એકદમ રાજમહાલય તરફ રવાના થયો. રાય રમાપ્રસાદસિંહ તથા અશોકાચાર્ય કિશોરસિંહને લઇને પોતાના સહચરો સહિત વધ્યભૂમિ ભણી રવાના થયા.

નિર્દોષ કિશોરસિંહના ચારિત્ર્ય તથા ચર્યાની ચર્ચા ચલાવ્યા પછી બૌદ્ધગુરુ અશોકાચાર્યના મનમાં બંદીવાન યુવક નિર્દોષ રૂપેજ સપ્રમાણ સાબીત થઇ ચૂકેલો હતો. તેમના મનમાં તેની નિર્દોષિતાના સંબંધમાં સંપૂર્ણ શ્રદ્ધા ઉપજી આવી હતી. અત્યારનાં પાછા આવા અદ્ભુત બનાવથી, અને બબ્બેવાર તેના તે ધર્મ ભ્રાતાના અથવા ઘણા દિવસના મરેલા આશુસુખના પ્રેતાત્માનાં અદ્ભુત દર્શન થવાથી, તેની તે શ્રદ્ધા તથા વિશ્વાસ વિશેષ દૃઢીભૂત થઇ આવ્યો. રાજા ભૂપસિંહનાં આચરણપર તેને સંદેહ ઉત્પન્ન થયો. તે દિવસે બનેલા બધા બનાવોપર એકવાર તેની નજર પડી, તેણે બધા બનાવોને એક પછી એક તપાસી જોયા અને એ સંબંધમાં ઘણા ઘણા વિચારો કરવા માંડયા. એ સર્વપરથી તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે; કિશોરસિંહ ખરેખર નિર્દોષજ છે. તેનાપર જે અસત્ય આરોપ મૂકવામાં આવ્યો છે, એમાં કોઇ કારસ્થાનીનું પ્રબળ કારસ્થાનજ સમાયલું છે. આ બનાવના મૂળમાં અવશ્ય કાંઇકને કાંઇક છુપો ભેદ છુપાયલો છે. ત્યારે તેમણે મનમાં ઘણા ઘણા વિચારો કર્યા પછી પોતાની સાથેના સર્વજનોને તથા પોતાના અનુયાયીઓને સંબોધીને પાલી ભાષામાં કહી દીધું કે:—"ભાઇઓ ! તમો સર્વે એકાગ્ર મનથી એવી પ્રાર્થના કરો, કે નિર્દોષ વ્યક્તિના જીવનની રક્ષા થાય. સત્યનો પુરસ્કાર થાય અને પાપીના પાપનું પતન થઇને પૂરતો દંડ થાય."

આચાર્યે કેવળ આટલી વાતજ કહી સંભળાવી. પરંતુ પોતાના મનની ખરી વાત તેમણે કોઇને પણ ખોલીને કહી સંભળાવી નહિ. સર્વજનોએ પોતપોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર તેમની તે આજ્ઞાને સર્વથા સત્ય માનીને સરળતાથી તેનો સ્વીકાર કર્યો. ત્યારપછી બીજા કેટલાક બૌદ્ધ મઠધારી આચાર્યો સહિત તેઓ સર્વે તેવાજ પ્રકારના મોક્ષમય સ્તોત્રનો પાઠ કરતા કરતા વધભૂમિ ભણી આગળ ચાલવા લાગ્યા.

છેવટે સઘળા વધભૂમિમાં આવી પહોંચ્યા. બૌદ્ધાચાર્યોએ ઘણીવાર સુધી ભગવાન બુદ્ધને ઉદ્દેશીને મુક્તિ આપનારા મંગળ સ્તોત્રોનો ઉચ્ચાર કર્યો. રાય રમાપ્રસાદસિંહે સમસ્ત દર્શકમંડળીને સંબોધન કરીને એક લાંબુ વ્યાખ્યાન કર્યું. તેના એ વ્યાખ્યાન કિંવા ભાષણનો મર્મ એવો હતો કે, અપરાધીએ અહિંસાના અનુપમ નિયમનો ભંગ કરવાથી, પરપ્રાણનું હરણ કરવાથી તથા ભગવાન બુદ્ધના **अहिंसा परमो धर्म** એ સૂત્રનો અનાદર કરવાથી અત્યારે તેને ફાંસીની સજા ફરમાવવાને રાજદરબાર નિરુપાય થયો છે."

વધભૂમિ તેનાં એ ભયાનક ભાષણથી નિઃસ્તબ્ધ થઇ ગઇ. એવામાં અકસ્માત્ ટણ ટણ શબ્દથી ત્રણવાર ઘંટાનો અવાજ થયો. નજીકમાં ભારી બૂમરાણ મચી ગયું. એકી સાથે અનેક મનુષ્યના કંઠમાંથી આવો અવાજ બહાર નીકળી પડયો કેઃ—"ધર્મનો જય ! ધર્મનો જય ? વરુણસિંહ જીવિત છે, કિશોરસિંહ નિર્દોષ છે !"

આવો અજબ અવાજ સાંભળવાથી વધભૂમિમાં આવેલાં સઘળાં માણસોની નજર એ તરફ પડી. સહુએ પાછું વાળી જોયું તો, હાથમાં એક મોટી મશાલ ઝાલી, એક પરમ સુંદર યુવક પુરૂષ એકદમ બુમો મારતો મારતો એ તરફ દોડી આવતો દેખાયો, તેની પાછળ બીજી બે વ્યક્તિઓ પણ દોડી આવતી હતી. એમાંની એક વ્યક્તિ વૃદ્ધ હતી અને તેની છાતી સુધી દાઢીના સફેદ વાળ લંબાયમાન હતા. શરીરપર તે સમયના ભાટોના જેવો પોશાક પહેર્યો હતો, તેની પાછળની બીજી વ્યક્તિ સાધારણ પોશાકવાળી હતી અને તે એક તરુણ યુવક હોય એમ જણાઇ આવતું હતું.

એ ત્રણે વ્યક્તિઓને જોતાંની સાથે જ સર્વજનો તેને ઘણી સારી રીતે ઓળખી ગયા. આગળ આવનાર યુવક રણધીરસિંહરાયનો રસોઇઓ બ્રાહ્મણ શાંતિપ્રસાદ પંડિત હતો અને તેની સાથેની બેઉ વ્યક્તિઓમાંનો એક વૃદ્ધ ભાટ સદાશિવ તથા બીજો હિન્તવસ્થામાં આવી પડેલો વૃદ્ધ રણધીરસિંહરાયનો જુવાન પુત્ર વરુણસિંહ હતો.

## દ્વાદશ પ્રસંગ

### ભેદનો આભાસ

કૈં કૈં ઉરે થતું ભરેલ અજાયબીથી;
રોપાય ત્યાં ઝરણમાં દગ આ ફરીથી;
રે! ત્યાં પ્હણેજ જનથોક જણાય ન્હાનો;
નીચાં નમે સહુ ! હશે ઉર શો ઇરાદો !

બીની ભૂમિ રણભૂમિથી ભલી જણાતી;
કિન્તુ હલાહલ પ્રવાહથી દુષ્ટ થાતી;
બ્રહ્માંડ વ્યાપ્ત સઘળું વિભુથી અણુ શું;
તો, આ હશે વિષઝરો પ્રભુથી સ્વતંત્ર?

આ સ્થળે વાંચકને કેટલીક ખાસ અગત્યની વાતો જણાવી દેવાની અમોને આવશ્યકતા જણાય છે.

પ્રથમ જ જણાવી દેવામાં આવ્યું છે કે, ન્હાસી છૂટેલો બંદીવાન વરુણસિંહરાય, સદાશિવ ભાટ તથા શાંતિપ્રસાદ પંડિત ફરીવાર લૂટારાઓના પંજામાં સપડાઇને પકડાઇ ગયા હતા. દીવાની વિજયમણિના દારુણ આઘાતથી મરણતોલ થઇને તેજ સ્થળે પડી રહી હતી. ક્રોધાંધ બન્ને લૂટારા બંધુઓ વરુણસિંહ, સદાશિવ ભાટ અને શાંતિપ્રસાદ બ્રાહ્મણને તેજ ક્ષણે પોતાના દુર્ગમાં લઇ જઇને તેમની હત્યા કરાવી નાખત. પણ એવામાં એકાએક દિગ્મંડળ એક પ્રકારના અનૈસર્ગિક આલોકથી પ્રકાશિત થઇ ઊઠયું અને બે અદ્ભુત આકૃતિઓ, એક હથિયારબંધ યુવા પુરૂષ તથા બીજી અવગુંઠનવાળી પરમ સુંદરી રમણી તેજ ક્ષણે તેમની સમક્ષ સહસા આવિર્ભૂત થઇ. લૂટારાઓ એથી ઘણાજ ભયભીત બની ગયા અને ત્રણે બંદીવાનોને છોડીને પોતપોતાના અશ્વો દોડાવી કાલિદુર્ગ ભણી પલાયન કરી ગયા. એવો અમૂલ્ય અવસર મળવાથી ત્રણે બંદીવાનો લૂટારાઓના પંજામાંથી છૂટી શકશે એવો નિશ્ચય કરીને એકદમ કિશોરસિંહની વધભૂમિ ભણી દોડવા માંડયા.

પોતાના દુર્ગમાં આવી દસ્યુ દલપતિ મહાવીર સમગ્ર દસ્યુદલને એકત્ર કરાવીને જલદ ગંભીર સ્વરથી બોલી ઉઠયો:—"કાલીદુર્ગના અનુગત વીરપુરૂષો ! તમો તમારા પૂર્વ પુરૂષોથી લઇને આ દુર્ગમાં પોષાતા આવ્યા છો અને હજીપણ પોષાઓ છો, તમારા પિતૃ પુરૂષોના પ્રબળ પરાક્રમથી આ દુર્ગ શત શત શતાબ્દીઓથી રક્ષાયલો છે, અત્યારે આપણા પર જે વિપત્તિ આવી પડી છે, એ વિષય તો હું ધારૂં છું કે, તમારા સર્વના જાણવામાં આવીજ ગયો હશે. વિશ્વાસઘાતક વૃદ્ધ ભાટે જે કાર્ય કર્યું છે, તે પણ ઘણું કરીને તમારા જાણવામાં આવી ગયું હશે. રણધીરસિંહ રાયના પુત્રને આપણે બેકાયદાથી આપણા કાળા કિલ્લામાં કેદ કરી રાખ્યો હતો; રાજા ભૂપસિંહની સાથે સલાહ કરીને તેનો વિનાશ કરવાની તૈયારી પણ કરી રાખી હતી. આપણા દોષથી જ નિરપરાધી કિશોરસિંહને મૃત્યુની સજા થઇ છે, એ બધી વાતો હવે કદાપિ છૂપી રહી શકશે નહિ. સુરંગપૂરના રાજદરબારમાં એ વિષયમાં અવશ્ય કાંઇક ચર્ચા ચાલશે, અને એ ચર્ચાના પરિણામે આપણને બંદીવાન કરવા માટે રાજદરબાર તરફથી અવશ્ય એક વિપુલ સૈન્ય પણ મોકલવામાં આવશે. પરંતુ તમે સર્વ વીરો પોતપોતાનાં હથિયારનો સ્પર્શ કરીને મહાકાળીનું નામ લઇને પ્રતિજ્ઞા કરો કે, જીવ જતાં સૂધી પણ આપણે દુર્ગની રક્ષા કરવામાં કદાપિ પાછા પડીશું નહિ. આપણા અભયસ્થાનની રક્ષા કરવા માટે શરીરમાંથી શોણિતની ધારાઓ વહાવીશું તથા મહાકાળીના પવિત્ર ચરણોમાં સદાને માટે શાંતિ પામીશું. શરીરમાં જીવન હશે, ત્યાં સૂધી આપણી પૈતૃકસંપત્તિને પરહસ્તમાં જવા દઇશું નહિ. આ દુર્લંઘ દુર્ગમાં કોઇ પણ દુશ્મનને દાખલ થવા દઇશું નહિ."

દસ્યુમંડળે પોતપોતાની તલ્વારનો સ્પર્શ કરી માતા મહાકાળીના નામનો ઉચ્ચાર કરી ભીલ સરદાર મહાવીરના કહ્યા મુજબ એવી ભીષણ પ્રતિજ્ઞા કરી લીધી.

હવે ભીલદુર્ગનો પરિત્યાગ કરી, ચાલો વાંચક, એકવાર આપણે આપણી દીવાનીને જોઇ આવીએ. વિજયમણિના દારુણ આઘાતથી દીવાની એ વનપ્રદેશમાં મૃતાની માફક પડી હતી. બધી ગરબડ મટી ગયા પછી શુદ્ધિમાં આવીને રડતી રડતી તે એકદમ કિશોરસિંહની વધભૂમિ ભણી દોડી. પરંતુ ત્યાં આગળ કોઇને પણ ન જોઇ શકવાથી ભયંકર બરાડા પાડતી, સમસ્ત વનપ્રદેશને ગજાવતી ગજાવતી

ફરીવાર વનપ્રદેશમાં આવી પહોંચી. દીવાનીએ ધાર્યું હતું કે; બધો મામલો ખતમ થઇ ગયો છે, બિચારા નિરપરાધી કિશોરસિંહના જીવનની લીલા સમાપ્ત થઇ ચૂકી છે. લૂટારાઓ વરૂણસિંહ તથા બન્ને બ્રાહ્મણોને ફરીવાર કેદ કરીને પોતાના દુર્ગમાં લઇ ગયા છે અને તે સાથે તે જીવતા જાગતા નરરાક્ષસોએ તેમનું કાસળ પણ કઢાવી નાંખ્યું છે. હતભાગી કિશોરસિંહ પણ અવશ્ય જલ્લાદોના હાથથી મરણને શરણ થઇ ચૂકયો છે.

આ તરફ વરુણસિંહને જીવતો જોતાંની સાથેજ સમસ્ત દર્શકમંડળી કિશોરસિંહને નિરપરાધી ઠરાવીને એકી અવાજે ચીત્કાર કરી ઊઠી. રાય રમાપ્રસાદસિંહે પણ તે જ ક્ષણે ફાંસીના લાકડાને ભાંગીને ચૂર્ણવિચૂર્ણ કરવાની આજ્ઞા આપી દીધી. વૃદ્ધ બૌદ્ધાચાર્ય અશોક દેવ આનંદપૂર્વક કિશોરસિંહને ભેટી પડયા વધભૂમિની ચારે બાજૂએ આનંદ આનંદનો જયધ્વનિ સંભળાવા લાગ્યો. જે જલ્લાદ કિશોરસિંહના વધકાર્યને સમાપ્ત કરવા આવ્યો હતો, તે આ બધું નજરોનજર જોઇ તથા સાંભળીને ઘણો જ શરમાઇ ગયો અને એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એ સ્થાનનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો, બીજા બધા બૌદ્ધ પુરોહિતો પ્રેમાનંદથી ભગવાન બુદ્ધદેવના મહિમાનાં ગાનો ગાવા માંડયા અને એ સાથે સર્વત્ર સત્યનો જય, સત્યનો જય એવો ગગનભેદી ઘોર નિનાદ પણ સંભળાવવા લાગ્યો.

ત્યાર પછી સહુએ જ્યારે વૃદ્ધ સદાશિવ ભાટના મુખેથી સર્વ વૃત્તાંત શ્રવણ કર્યો, ત્યારે રાજા ભૂપસિંહના તરફ સર્વજનોના હૃદયમાં વિજાતીય ઘૃણા અને વિદ્વેષનો સંચાર થયો. રાય રમાપ્રસાદસિંહ તથા પુરોહિત અશોકાચાર્યે રાજાના નામ પર સુરંગપૂરના રાજદરબારમાં ફરિયાદ માંડવાનો ઉપદેશ આપ્યો. બ્રાહ્મણ શાંતિપ્રસાદ દ્વારાએ સર્વ ષડયંત્રો ખુલ્લાં થયાં હતાં, તેને લીધેજ બે નિરપરાધી બાળકોના જીવનની રક્ષા થઇ હતી, વૃદ્ધ સદાશિવ ભાટના બુદ્ધિબળથી એ બન્ને જણા આવી પડેલી આફતના મુખમાંથી બચી શકયા હતા, એથી એમને બન્નેને સર્વે લોકો અસંખ્ય ધન્યવાદ આપવા લાગ્યા. વરુણસિંહના મુખેથી સઘળી હકીકત સાંભળીને આંસુભરી આંખોથી રણધીરસિંહ રાય કિશોરસિંહને એકદમ ભેટી પડયો. તેણે આ પહેલાં આપણા નવીન યુવકના તરફ જે સર્વ અસભ્ય વ્યવહાર ચલાવ્યો હતો, તે માટે તે તેની પાસે સેંકડો વાર માફી માગવા લાગ્યો.

ત્યારપછી સર્વજનો તે ભીષણ વધભૂમિનો પરિત્યાગ કરી રાજમહાલય ભણી રવાના થયા. રસ્તે ચાલતાં ચાલતાં વરુણસિંહે કિશોરસિંહને કહ્યું કે:—" ભાઇ કિશોર ! વૃદ્ધ સદાશિવના મુખેથી મેં સમસ્ત વૃત્તાંત સાંભળ્યો છે. રાજા ભૂપસિંહ આવો નરપિશાચ હશે, એની મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. મારા પિતા પાછા એવા પાપિષ્ટના હાથમાં સુશીલા જેવું સુંદર રત્ન આપવાને તૈયાર થયા હતા ! ઉહ ! કેવો ભયાનક માણસ ! પરંતુ એનું ફળ હું હવે એને બરાબર ચખાડી આપીશ ! વળી ભીલ સરદારને પણ એકવાર જોઇ લઇશ. "

" પરંતુ પેલી દીવાનીની એકવાર ખબર લેવી પડશે ! " અત્યંત વ્યગ્રતા સહિત શાંતિપ્રસાદ બ્રાહ્મણ બોલી ઉઠયો:—" પરંતુ પેલી દીવાનીની એકવાર ખબર લેવી પડશે ! દુરન્ત દસ્યુઓએ ઘણું કરીને એ બિચારીને મારી નાખી હશે ! "

વરુણસિંહે કહ્યું:—" હમણાંને હમણાંજ તેની તપાસ માટે હું માણસ મોકલી આપું છું. પરંતુ મને જણાય છે કે, તે હવે જીવતી નહિ હોય. એ બિચારી દુરાત્મા લૂટારાઓના સખ્ત મારથી મરણને શરણ થઇ ગઇ હશે. અહા ! મારો બચાવ કરવા જતાં એ ભલી દીવાનીની દુર્દશા થઇ ગઇ ! દીવાનીના દેહમાં આટલા બધા સદ્‌ગુણો વસતા હશે, એ તો હું આ પહેલાં જાણતો પણ નહોતો. મેં તેને એક ભયંકર પ્રેતિની કે ડાકિણી જ ધારી લીધી હતી. પણ હવે જોઉં છું કે, મારી એ ધારણા કેવળ ભૂલ ભરેલી જ હતી. દીવાની ખરી રીતે દીવાની નથી, પણ પરમ પરોપકારિણી શાણી છે. "

આમ કહીને વરુણસિંહે દીવાનીએ જેવી રીતે તેનો ઉદ્ધાર કરવા માટે જે સર્વ યત્નો કર્યા હતા, એ સંબંધી સઘળી હકીકત એક પછી એક સર્વજનોને કહી સંભળાવી. ત્યાર પછી ચાર ઘોડેસ્વારોને દીવાનીનો પત્તો મેળવવા માટે મોકલી આપી કિશોરસિંહ તથા બીજાં બધાં માણસોની સાથે તે છેવટે રાજમહાલયના દરવાજા પાસે આવી પહોંચ્યો.

પરંતુ વરુણસિંહના મોકલેલા ચારે અશ્વારોહી સૈનિકોએ આખા વનમાં ફરી ઠેકઠેકાણે તપાસ ચલાવી, તો પણ દીવાનીનો કાંઈ પત્તો જ મળ્યો નહિ. દીવાની આ પહેલાં જ શુદ્ધિમાં આવીને ત્યાંથી બીજે કયાંક ચાલી ગઇ હતી; એથી એ વાત વળી પાછી વાંચકબંધુઓને

ફરીવાર જણાવવાની કાંઇ જરૂર જણાતી નથી.

આ તરફ કિશોરસિંહ અને વરુણસિંહ બીજાં કેટલાંક માણસોની સાથે આનંદપૂરના દુર્ગના દ્વાર પાસે આનંદપૂર્વક આવી પહોંચ્યાં. એ સમયે બૌદ્ધ પુરોહિત અશોકાચાર્યે કહ્યું કેઃ–" અમો હવે રાજા ભૂપસિંહના આવાસમાં આવીશું નહિ. કારણ કે, તેમણે અમારા ધર્મના નિયમોનો સર્વથા ભંગ કર્યો છે. ભગવાન બુદ્ધના **અહિંસા પરમો ધર્મ**ના સૂત્રનો ત્યાગ કરી નિર્દોષને દોષી ઠરાવી, પાપ માર્ગમાં પ્રવેશ કર્યો છે. પાપભવનમાં પ્રવેશ કરવાથી, પાપાચારીના સહવાસમાં આવવાથી તથા પાપનો પ્રશ્રય લેનારા પુરુષોનું મુખ જોવાથી પણ પ્રત્યેક મનુષ્યને પાતક લાગે છે, એવો અમારા મહામાન્ય ભગવાન બુદ્ધનો દૃઢ સિદ્ધાંત છે, માટે એ સિદ્ધાંતનો અમારા સંન્યાસીઓનાથી કદાપિ ત્યાગ કરી શકાય તેમ નથી. "

કિશોરસિંહે એ વાત સાંભળીને આચાર્યની સાથે તેમના મઠમાં તે રાત્રિ ગુજારવાનો અભિપ્રાય દર્શાવી વરુણસિંહને સંબોધીને કહ્યું કેઃ–" ભાઇ ! હું પણ હવે આ રાજમહાલયમાં પ્રવેશ કરીશ નહિ. મારા સદાના પ્રતિપાલક તારા માનનીય પિતાને મારો આ અનુરોધ જણાવજે, તથા મહાત્મા અશોકાચાર્યના મઠમાં પધારી તેમના પવિત્ર પાદપદ્મનાં દર્શન કરાવી મને કૃતાર્થ કરે, એવી મારી એક નમ્ર પ્રાર્થનાને પણ તેમની સેવામાં રજૂ કરજે. એ મઠમાંથી જ તેમની પરવાનગી લઇને હું સુરંગપૂર ભણી રવાના થઇશ. તેઓ જેવી આજ્ઞા કરશે, તેવી જ રીતે હું સુરંગપૂરના દરબારમાં જઇને રાજા ભૂપસિંહના ઉપર ફરિયાદ નોંધાવીશ. પરંતુ એ સાથે હું તને એક બીજી ખાસ મહત્વની વાત કહેવા ઇચ્છું છું, તે પણ સાંભળતો જા. બ્રાહ્મણ શાંતિપ્રસાદને કૃપા કરી મને આપવો પડશે. એ અનુરોધને પણ તું મારાવતી મારા પિતાતુલ્ય પ્રતિપાલકના પવિત્ર ચરણોમાં વિદિત કરજે. હું આ જીવનમાં કદાપિ તેમના એ મહત્ ઉપકારને વિસરી શકીશ નહિ. ભાઇ ! તારા પિતાના હું જેટલા ઉપકારો માનું, તેટલા ઓછા જ છે, તે ઉપકારોની કશી સીમાજ નથી. બાલ્યાવસ્થામાંથી ઉછેરીને મને તેમણે જ મોટો કર્યો છે, મારા હૃદયમાં વીરતા, ધીરતા, કૃતજ્ઞતા અને કર્ત્તવ્યપરાયણતાનો મહામંત્ર પણ તેમણે જ ગજાવી મૂક્યો છે ! માટે ભાઇ ! તું મારા વતી તેમને કહેજે કે, તમારો સદાનો તાબેદાર કિશોરસિંહ કદાપિ નિમકહરામ થયો નથી અને

થશે પણ નહિ. જગતમાં જ્યાં સુધી કિશોરના જીવનનું અસ્તિત્વ હશે, ત્યાં સુધી તે તેના અન્નદાતાનું કલ્યાણ કરવામાં જ પ્રવૃત્ત રહેશે; જીવ જતાં સુધી પણ તે કર્મભ્રષ્ટ નહિ થાય."

વરુણસિંહે કહ્યું કે:-"અવશ્ય હું તમારી સઘળી વાત પિતાજીને કહી સંભળાવીશ. વળી શાંતિપ્રસાદ મહારાજ જેથી તમારી સાથે આવી શકે. તેને માટે પણ બનતી કોશિશ કરીશ."

તેઓ બન્ને જ્યારે આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા, એવામાં ચાર અશ્વો લઇને ચાર અશ્વપાળો એ સ્થળે આવી પહોંચ્યા; એમાંના એક અશ્વપર બૌદ્ધાચાર્ય અશોકદેવે આરોહણ કર્યું, તથા બાકીના ત્રણ અશ્વોપર કિશોરસિંહ અને બીજા બે બૌદ્ધ પુરોહિતો આરુઢ થયા. ત્યાર પછી તેઓ ચારે જણા સાનંદ હૃદયે આનંદ મઠ ભણી રવાના થયા. વરુણસિંહે આંસૂભરેલી આંખોથી કિશોરસિંહને વિદાય આપી રાય રમાપ્રસાદસિંહ તથા અન્યાન્ય અનુચરોની સાથે રાજમહાલયમાં પ્રવેશ કર્યો.

---

## ત્રયોદશ પ્રસંગ

### મુક્તિના સમાચાર

અનેક વદનો અહીં જગતમાં સદા આથડે;
અનેક વદને સ્મિતે અમી તણાં ઝરણાં એ લહે,
સમાન મુખનાં વળી જગતમાં દિસે જોડલાં;
ન કાં વદન એ તણી જરાય છાંય કો ધારતાં?
અહો! વદન એ કંઇ વદનમાં કંઇ દેખતાં;
છતાંય સમતા જરી નયન આ ન જોઈ શક્યાં,
હજાર મુખડે ફરી નયન અન્ધ આજે બને;
હજાર મુખડે ફરી નયન તો નિરાશા ધરે?

**કલાપી**

---

એ દરમ્યાન રાજમહાલયના અનુચરોએ આ શુભ સંવાદ પુત્રશોકાતુર વૃદ્ધ રણધીરસિંહરાયને સંભળાવી દીધા હતા. વરુણસિંહ જીવતો પાછો આવ્યો છે, કિશોરસિંહ સર્વથા નિર્દોષ ઠર્યો છે, વૃદ્ધ સદાશિવ ભાટ તથા શાંતિપ્રસાદ બ્રાહ્મણે તેના પ્રિય પુત્રનો લૂટારા-

એોના પંઝામાંથી ઉદ્ધાર કર્યો છે, એ સઘળી હકીકત સાંભળીને વૃદ્ધનું હૃદય અનિર્વચનીય આનંદથી ઉભરાઇ આવ્યું હતું. તે પોતાના દેહની દુર્બળતાની કશી પણ દરકાર ન કરતાં તરત જ વધભૂમિ ભણી આવ્યો હતો; પરંતુ તેના પારિષદજનોએ તેને તેવી રીતે ન જવા દેતાં એવું કહીને જતો અટકાવી દીધો હતો કે, આવી અવસ્થામાં તે ઘરમાંથી બહાર નીકળશે, તો કદાચ આનંદના અધિક આવેગથી પાછો બેભાન થઇ જશે; માટે પોતાના ઓરડામાં બેસીને જ વરુણસિંહ વગેરેને માટે વાટ જોવાનું તેને માટે અત્યારે ખાસ કર્તવ્ય છે. આથી વૃદ્ધ રણધીરસિંહરાય પણ ઉત્સાહ અને ઉત્સુકતાને આધીન થઇ પોતાના ઓરડામાં ઉત્કંઠચિત્તે પ્રતિપળે વરુણસિંહ તથા કિશોરસિંહના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યો.

આ તરફ રાજા ભૂપસિંહ પણ કિશોરસિંહને વધભૂમિમાં મોકલાવી આપીને, એ રાત્રિના એ સર્વ અનૈસર્ગિક અને અદ્ભુત બનાવોનો વિચાર કરતો કરતો, દીવાન દોલતસિંહના એવા ભયાનક રોગના વિષયમાં ચિંતા કરતો કરતો દીવાનના ગૃહમાં આવી પહોંચ્યો. ઘણીવાર સૂધી દીવાનની સાથે ધીમા અવાજે તેની અનેક વાતોચીતો થઇ. તે રાત્રે તેના સ્વર્ગીય સહોદર તથા તેની મૃત પત્નીના પ્રેતાત્માનો કેમ આવિર્ભાવ થયો, કિશોરસિંહને તેમણે શા માટે આશીર્વાદ આપ્યો. કિશોરસિંહની સાથે એમનો એવો શો સંબંધ છે? એ સર્વ વાર્ત્તાઓના સંબંધમાં તેમની બન્નેની વચ્ચે ઘણી ઘણી ચર્ચા ચાલી. તેના ભ્રાતાનું કેટલા દિવસ થયાં મૃત્યુ થયું છે, કિશોરસિંહની ઉમ્મર કેટલી થવા આવી છે, કિશોરસિંહને ગમે ત્યાંથી મેળવીને રણધીરસિંહે તેનું પ્રતિપાલન કર્યું છે. એ સર્વ વાર્ત્તાઓનો ઉલ્લેખ વારંવાર થયો. દીવાન દોલતસિંહ ઉત્કંઠા, આશંકા અને સંશય પૂર્ણ દૃષ્ટિથી રાજા ભૂપસિંહને વારંવાર કહેવા લાગ્યો કે:–" કિશોરસિંહના ઉપર મને સંપૂર્ણ સંદેહ ઉપજે છે! એની ઉમ્મર, અને એ અદ્ભુત બનાવ, બન્નેનાં વરસો બરાબર મળતાં આવે છે. માનો ન માનો, પણ મને તો એમાં અવશ્ય કાંઇ ગુપ્ત ભેદ છુપાયલો હોય એમ લાગે છે. કિશોરસિંહના જીવનમાં કોઇ અદ્ભુત રહસ્ય સમાયલું છે, એમાં તો જાણે કાંઇ શકજ નથી, "

રાજા ભુપસિંહે અચકાતા અવાજે અને ધીમા કંઠે કહ્યું:–" ના, ના, હું બરાબર જાણું છું કે, તેઓ બન્નેમાંનું કોઇ પણ જીવતુંજ

નથી. એ બાબતમાં હું બરાબર જાણું છું–વળી, તમે જે વરસે વરસ મળતાં આવવાની વાત કહો છો, એમાં પણ કાંઇ અજાયબી જેવું નથી. આ દુનિયામાં ઘણાં માણસોની ઉમ્મર બરાબર એવી જ રીતે મળતી આવે છે.—"

"પરંતુ, આ સર્વ શું ?" કંપતા કંઠે ભયથી અચકાતા અવાજે, ધીરે ધીરે દીવાન દોલતસિંહ બોલ્યોઃ–"પરંતુ, આ સર્વ શું ? મૃત મહારાજાના પ્રેતાત્માનો આમ એકાએક આવિર્ભાવ શાથી થયો ? હું આજ સુધી તો વરસના છેલ્લા દિવસે એકવાર જ તેમની બન્નેની છાયામૂર્તિઓને જોતો આવું છું; પરંતુ કિશોરના આ બનાવ પછી લગભગ હમેશાં જ તેમનો આવિર્ભાવ થાય છે. એનું શું કાંઇ કારણ જ નથી ? ના, એમ થવાનાં અનેક કારણો છે. હું બરાબર સમજી શક્યો છું કે, એની અંદર અવશ્ય કાંઇકને કાંઇક ગૂઢ રહસ્ય રહેલું છે. કિશોરસિંહ કેવળ આપના પ્રેમનો જ પ્રતિયોગી નથી, આપ નિશ્ચય જાણજો કે, એ છોકરો આપના જીવનના માર્ગમાં એનાથી પણ વધારે ભયાનક કંટક સમાન છે. આપણા બન્નેના સર્વનાશનું મૂળ કેવળ એ કિશોરસિંહ જ થઇ—"

"બસ, બસ, દીવાન ! એ વાતને આટલેથી જ અટકાવી દો." દીવાનની વાતને અટકાવીને પોતાના હૃદયની સમસ્ત ઉત્કંઠા તથા વ્યગ્રતાની સાથે રાજા બોલી ઊઠયોઃ–"બસ, બસ, દીવાન ! એ વાતને છોડી દો, એ વાતને આટલેથી જ અટકાવી દો ! એ સર્વ વાતોને સંભારવામાં કશો સાર નથી, કેવળ વિના કારણ મનને કષ્ટ થયા વિના બીજું કાંઇ પણ વળનાર નથી. એ સર્વ ગમે તે હો, એથી આપણને શું નુકસાન થવાનું છે ? રાત્રિના બે પ્રહર વીતી ગયા છે, હજી પણ શું તે જીવતો હશે ? ના. કદાપિ નહિ. અત્યારે તો તે કદાચ મરણને શરણ થઇ ગયો હશે, તેનો મૃતદેહ ફાંસીના લાકડાંપર લટકી રહ્યો હશે—"

રાજા ભૂપસિંહનું વાક્ય પૂરૂં થતાં ન થતામાં તો એક અનુચર એકદમ એ ઓરડામાં આવી રાજાને પ્રણામ કરી આગ્રહ સહિત બોલી ઊઠયોઃ–"ગજબ થયો, મહારાજ ! ગજબ થયો ! બંદીવાન આબાદ છટકી ગયો ! કિશોરસિંહના મરણની સજા મુલ્તવી રહી છે, વરુણસિંહરાય જીવતો જાગતો આવી પહોંચ્યો છે—"

એ સમયે એ ઓરડામાં કદાચ વજ્રપાત થાત, તો રાજા ભૂપસિંહ કિંવા તેના દીવાનનું દિલ ચમકી ઉઠત નહિ, પરંતુ આવા સમાચાર સાંભળીને તેઓ તેનાથી પણ વિશેષ ચમકી ઊઠયા; તેમનાં બન્નેનાં હૃદય જડીભૂત થઇ ગયાં. ત્યારપછી આનંદરાજ થોડીવાર સુધી ભય અને વિસ્મયથી કંપતા હૃદયે બોલી ઊઠયો:

"નારે મૂર્ખ, તું આ સર્વ સર્વથા મિથ્યા જ કહે છે. રાય રામપ્રસાદસિંહ કિશોરને વધભૂમિમાં લઇ ગયા છે, અત્યારે તો તેને ક્યારનીય ફાંસી થઇ ચૂકી હશે !"

સંવાદવાહકે હાથ જોડીને કહ્યું:–"હજુર ! આપ પ્રતિપાલક અન્નદાતા રાજા છો. આપની પાસે જૂઠું બોલું, એટલું સાહસ મારામાં નથી. હું મારી નજરે જોઇ આવ્યો છું કે, વરુણસિંહ જીવતો પાછો આવ્યો છે; ફાંસીનો સ્તંભ ખોદી નાખવામાં આવ્યો છે. કિશોરને સાથે લઇને અશોકાચાર્ય તેમના મઠમાં ચાલ્યા ગયા છે. વરુણસિંહ તેમના પિતાની પાસે ગયો છે.: એક માત્ર વરુણસિંહની હત્યાના અપરાધથીજ કિશોરસિંહને ફાંસીની સજા થઇ હતી, પરંતુ વરુણસિંહના આવી ચઢવાથી કિશોરસિંહ નિર્દોષ ઠર્યો છે અને તેની ફાંસીની સજાને રદ કરવામાં આવી છે. રાજન્ ! અત્યારે હું આપને જે કાંઇ સમાચાર આપું છું, એમાંનો એક શબ્દ પણ અસત્ય કિંવા મિથ્યા નથી."

જ્યારે સંવાદવાહક તેની પાસે આ પ્રમાણે સઘળી હકીકત કહી સંભળાવતો હતો, એ દરમ્યાન રાજા ભૂપસિંહે ધીમે ધીમે પોતાના માનસિક ભાવમાં થયેલા પરિવર્તનને દબાવી દેવાનો બાહ્યિક આડંબર કરી પ્રશાંત ગંભીર ભાવ ધારણ કર્યો. વરુણસિંહ જીવતો છે, અત્યાર સુધી તે લૂટારાઓના કિલ્લામાં કેદ પૂરાયલો છે, એ બધી વાતો રાજા ભૂપસિંહે તેના દીવાનના મુખેથી આ પહેલાં જ સાંભળી લીધી હતી. એથી અત્યારે તેણે એવું અનુમાન કરી લીધું કે, કોઇ પણ પ્રકારની કુશળતા કરીને વરુણસિંહ કદાચ લૂટારાઓના પંજામાંથી છટકીને ન્હાસી આવ્યો હશે, એમાં હવે કાંઇ શંકા જ નથી. આવા આવા વિચારો કરતાં તેનું હૃદય પાછું કંપી ઊઠયું. તેને ત્યારે દૃઢ નિશ્ચય થઇ ગયો કે, તેના સુખ સૌભાગ્યની પડતીનો સમય છેક સમીપમાં આવી લાગ્યો છે. તે દિવ્યચક્ષુથી જોવા લાગ્યો કે, સેંકડો હજારો ભયંકર વિપદો મુખ ફાડી તેની સ્હામે આવી ઉભી રહી છે. આ દુનિ-

ચામાં હવે જાણે તેને માટે બચવાનો એક પણ માર્ગજ રહ્યો નથી. સમસ્ત સંસાર તેની આંખો આગળ શૂન્ય જણાવા લાગ્યો. તેનાથી પોતાની મુક્તિનો એક પણ માર્ગ ખોળી શકાયો નહિ.”

પરંતુ તેમ છતાં પણ તે છેક હિમ્મત હારી ન ગયો, ભયભીત ન થયો. પોતાના શિરપર આવી પડનાર આપત્તિ ગમે તેવી ભયાનક કેમ નથી હોતી, તો પણ તેણે જાણે તેને હસતાં હસતાં આલિંગન આપવા માટે :તેના હૃદયને દૃઢીભૂત કરી દીધું. લોકનિંદા, રાજદંડ અને મૃત્યુના ભયનો પણ અનાદર કરીને તે દંભપૂર્વક તેમના સર્વેના આવવાની વાટ જોવા લાગ્યો. દારુણ રાજદંડની પણ તેણે કશી દરકાર કરી નહિ. તેનું તે પાપકલુષિત કુટિલ અંતઃકરણ વિશ્વસંસારનેસામાન્ય અણુની પેઠે માનવા લાગ્યું. તેનાં તે દુરાશાનાં કુટિલ કટાક્ષ વરસાવનારાં બન્ને નયનો કેવળ ક્રોધ અને પ્રતિહિંસાની જ્વલન્ત જ્યોતિથી ક્રીડા કરવા માંડયાં. દારુણ દાવાનળથી તેની હૃદયગુહા સળગી ઊઠી.

રાજા ભૂપસિંહે સંવાદવાહકને તરતને તરત જ વિદાય આપીને દીવાન દોલતસિંહના તરફ કુટિલ–ભ્રભંગ નિક્ષેપ કરી ધીમે ધીમે કહ્યું કેઃ–“ ભય નહિ, દીવાન, દોલતસિંહ! આપણને કશો પણ ભય નથી. મારું કુટિલ સાહસ, કૂટ બુદ્ધિ અને કૂટ રાજનીતિજ આપણી રક્ષા કરશે. નિર્ભય હૃદયે આ પ્રબળ ઝંઝાવાતને સહન કરશે. આજથી રણધીરસિંહ મારો ભયાનક શત્રુ થઇ પડ્યો છે! કાયદા મૂજબ તે પોતાનાથી બને તેટલા કાવાદાવા કરી આપણા તરફના વૈરની વસુલાત કરવામાં કદાપિ પાછો પડશે નહિ. જૂઠી સાક્ષી આપવાના અપરાધથી થોડા વખતમાં જ રાજદરબારમાં મારા નામપર ફરિયાદ મંડાશે, લૂટારાઓનાં ટોળાં સાથે મળીને બબ્બે નિરપરાધી યુવકોની જાન લેવાની કોશિશ કરી છે, એ વાત પણ સર્વ સમક્ષ ખુલ્લી પડી જશે. પરંતુ ભલે, ગમે તેમ થાય, એથી મારું આ વીરહૃદય લેશ માત્ર પણ ડગનાર નથી, તિલભાર પણ ડરનાર નથી. ગમે તેટલી વિપત્તિઓ આવી પડે તો, ભલે આવી પડે, રાજા ભૂપસિંહ એથી જરા પણ ડરતો નથી. સેંકડો, હજારો, કે લાખો આપત્તિઓ આવી પડશે, તો તેથી રાજા ભૂપસિંહ-નો વાળ પણ વિકમ્પિત થશે નહિ. મારો આનંદદુર્ગ દુર્ભેદ્ય છે, દુશ્મ-નની તાકાત નથી કે તેને ભેદીને મારો સ્પર્શ પણ કરી શકે! વળી મારું સૈન્યબળ પણ સીમાહીન છે, હું ધારું તો આ ક્ષણે ને આ પળે જ સ્વાધીન થઇ શકું તેમ છું; પરતંત્રતાની બેડીને છિન્ન વિચ્છિન્ન

કરી શકું તેમ છું. હું કોના ભયથી ભયભીત થાઉં, દીવાન ? સુરંગપૂરની સામાન્ય મંત્રિસભાથી ? છટ્ છટ્! એ મંત્રિસભાના મામૂલી સભાસદો મને શું કરવાના છે ? તેઓ મારી વિરુદ્ધમાં ગમે તેટલું સૈન્ય ભલેને મોકલે, પરંતુ તેમનાથી મને કોઇ પણ રીતે પરાજિત કરી શકાય તેમ નથી. આ દુર્લંઘ દુર્ગપર અધિકાર કરીને મને કેદ કરવો, એ ઘણીજ દૂરની વાત છે ! મારી કુટિલકળાને પહોંચી શકે, એવો એક પણ માણસ મારી દૃષ્ટિમાં આવતો જ નથી. હું આવતી કાલે જ મારા સમસ્ત સૈન્યનો સંગ્રહ કરવાની સેનાધ્યક્ષને આજ્ઞા આપી દઇશ. તમને કશો ભય નથી, દીવાન! તમે સર્વથા નિર્ભય છો. રાજા ભૂપસિંહના દીવાનનો વાળ પણ કોઇનાથી વાંકો થાય તેમ નથી !

પરંતુ રાજા ભૂપસિંહ અને તેના દીવાનને આ પ્રમાણે વાતચીત કરતા મૂકીને ચાલો પાઠક, આપણે એકવાર, સપુત્ર વૃદ્ધ રણધીરસિંહ રાયના ઓરડા તરફ જઇ આવીએ.

વૃદ્ધ રણધીરસિંહ રાય એક દૂધના ફીણ જેવી સફેદ શય્યાપર બેઠેલો હતો. પુત્ર વરુણસિંહ તેની જમણી બાજૂએ બેસીને પોતાના કારાવાસના સમસ્ત વૃત્તાંતનું વર્ણન કરતો હતો; સ્હામે રાય રમાપ્રસાદસિંહ તથા બીજા કેટલાંક આજૂબાજૂના સંબંધવાળાં માણસો અને અનુચરો યથાયોગ્ય આસનપર બેસીને એકાગ્ર મનથી તે સમસ્ત વૃત્તાંતને સાંભળી રહ્યા હતા. અમો પણ વાર્તાનું અનુસંધાન સાચવવા માટે વરુણસિંહની તે વિસ્તૃત કથાનું આ સ્થળે વર્ણન કરીએ છીએ.

કિશોરસિંહ જ્યારે નદીના કિનારાપર જંગલી વરાહદ્વારા ઘેરાઇ ગયો, ત્યારે વરુણસિંહે કાંઇક વિચાર કરી તેને એ જ અવસ્થામાં એ સ્થળે એકલો મૂકીને પલાયન કર્યું. પરંતુ થોડેક દૂર આવ્યા પછી વરુણસિંહે વિચાર્યું કે, કિશોરસિંહને એવી નિરાધાર કિંવા નિઃસહાય અવસ્થામાં એવા દુર્દાંત હિંસ્ત્ર જાનવરની સ્હામો એકલો મૂકી આવવામાં તેણે ખરૂં મનુષ્યત્વનું કાર્ય કર્યું નથી, કિન્તુ કેવળ એક પ્રકારની કાયરતા જ દર્શાવી છે. આવો વિચાર કરીને તે ફરીવાર તે નદીના કિનારા તરફ ગયો. પરંતુ, ત્યાં આગળ પાછો આવીને તે ફરીવાર કિશોરસિંહને જોઇ શકયો નહિ. તેણે ફક્ત એટલું જ જોયું કે, જંગલી જાનવરનો લોહીલોહાણુ ભીષણ દેહ નદીના કિનારાપર પડેલો છે અને કિશોરસિંહની તલ્વારનો અરધો ભાગ તેના ગળામાં ખૂંચેલો છે; તલ્વારનો ઉપરનો ભાગ કાદવ કીચડ અને લોહીથી ઘણે ભાગે ખર-

ડાયલો છે અને એ જાનવરની આજૂબાજૂની જમીન પણ લોહીથી તરબોળ થઇ રહી છે; પરંતુ કિશોરસિંહ ત્યાં નથી.-વાંચકને કદાચ સ્મરણમાંજ હશે કે, કિશોરસિંહ પણ તે વન્યવરાહનો વધ કરીને વરુણસિંહની તપાસમાં કોઇ જૂદા જ રસ્તે ચાલી નીકળ્યો હતો. આ તરફ વરુણ જ્યારે નદીના કિનારપર આવી પહોંચ્યો કે તરતજ નજીકના જંગલમાંથી અનેક અશ્વોનાં પગલાંનો અવાજ તેના કાને સંભળાયો. અને થોડીવારમાં જ તે જોઇ શકયો કે, દશબાર અશ્વારોહી અનુચરોની સાથે દસ્યુપતિ મહાવીર અશ્વપર બેસી એ સ્થળે આવી હાજર થયો, ભીલ સરદાર મહાવીરે વરુણસિંહને જોતાંની સાથે જ ઓળખી જવાથી ક્રોધ તથા ગર્વની સાથે આવીને તેને ઘેરી લીધો. વરુણસિંહ એકલો હતો અને લૂટારાઓ દશબાર જણા હતા, એથી થોડીવારમાં જ હારીને તે લૂટારાઓના હાથનો બંદીવાન બની ગયો. જે સમયે લૂટારાઓ તેને કેદ કરીને લઇ ગયા, તે સમયે તેનો ફેંટો મસ્તકપરથી સરીને ઉડતો ઉડતો નદીના પાણીમાં જઇ પડ્યો. એથી જ એ ફેંટો પેલા માછીમારના હાથમાં આવ્યો, ત્યાર પછી તે તેને લઇને રાજમહાલયમાં આપી આવ્યો અને એ લોહીલોહાણુ તથા પાણીથી ભીંજાયલા ફેંટાને જોઇને સર્વ જનોએ એકી અવાજે કિશોરસિંહના શિરપર વરુણસિંહના ખૂનનો આરોપ ઓઢાડી દીધો હતો.

ત્યારપછી લૂટારાઓ વરુણસિંહને કેદ કરી કિશોરસિંહના હાથે મરાયલા વન્યવરાહને પીઠપર ઉપાડી કાલિદુર્ગ ભણી ચાલ્યા ગયા! કાલિદુર્ગમાં આવ્યા પછી રણવીર વરુણસિંહને બંદીવાન બનેલો જોઇ રાજમહાલયની નૃત્યશાળામાં તેના કરેલા અપમાનની વાતનું સ્મરણ કરાવી વિદ્રૂપતા ભરેલા તીક્ષ્ણ સ્વરથી તે બોલી ઊઠયો કેઃ-"હવે આ વખતે જોઇ લેવાશે કે, ફાંસીના લાકડાંપર કોને ઝૂલવું પડે છે! નાદાન અને મૂર્ખ છોકરા! તને એટલી પણ અક્કલ નહોતી કે, જે મહાવીર અને રણવીર સરદારના નામથી ખુદ દિલ્હીનો શાહેનશાહ પણ કંપી ઊઠે છે, તેની સાથે વૈમનસ્ય વધારવાથી અથવા તેનું એવું મહા ભયાનક અપમાન કરવાથી કેવું ભીષણ પરિણામ ભોગવવું પડશે! હવે તારા એ ગર્વના ચૂરા થશે, તારી આ કાયાનું અમારી કાલિકા માતાને બલિદાન અપાશે! પામર પશુ! સભ્યતાની સીમાને ઉલ્લંઘીને તેં અમારા પ્રતિ જે ઉદ્ધતાઇ દર્શાવી હતી, તે ઉદ્ધતાઇ જ આજે તારા કાળરૂપ થઇ પડી છે, એમ તું સંપૂર્ણ શ્રદ્ધાસહિત માની લે જે.

સરદાર રણવીરની કોપજ્વાળામાંથી કદાપિ કોઇનો નિસ્તાર જ થઇ શક્યો નથી અને થવાનો પણ નથી. વેરનો બદલો વેરથી જ વાળવો, એવી મારા મનની દૃઢ ટેક છે અને એ ટેક પાળવા માટેજ તને અત્યારે બંદીવાન બનાવીને અહીં લાવવામાં આવ્યો છે."

ત્યાર પછી સરદાર રણવીરની આજ્ઞાથી લૂટારા અનુચરોએ વરુણસિંહને પાછલા ગૃહ કિંવા ભયાનક ભોંયરાના ભેદી ગૃહમાં કેદ કરી પૂરી રાખ્યો હતો.

વરુણસિંહ સ્વાભાવિક જ દારુણ અભિમાની હતો. તેણે લૂટારા સરદાર રણવીરની આવી મશ્કરી ભરેલી વાતનો કાંઇ પણ જવાબ જ આપ્યો નહિ. તેઓ દિવસે દિવસે તેને નાના પ્રકારનું દુઃખ દેવા લાગ્યા, તેને અસહ્ય યંત્રણાઓ આપવા લાગ્યા અને તે સાથે તેનું અત્યંત અપમાન પણ કરવા લાગ્યા. નિરાધાર થઇ પડેલો વરુણસિંહ કેવળ એક માત્ર ઈશ્વરપર આધાર રાખી કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યા સિવાય ચૂપચાપ એ સઘળું સહન કરવા લાગ્યો. આ બધો મામલો દિવસના લગભગ બીજા પહોર પછી બન્યો હતો.

ત્યાર પછી જે સઘળા બનાવો બન્યા, દીવાનીએ જેવી રીતે વરુણસિંહરાયને છૂટો કરવાની કોશિશ કરી, વિજયમણિને ભૂલાવીને દીવાનીએ જે ચાલાકીથી ચાવી હસ્તગત કરી, પછી દીવાની સુદ્ધાં કારાગૃહની બંદિની થઇ પડી, એ સઘળી હકીકત આ પહેલાં જ જણાવી દેવામાં આવી છે અને ત્યાર પછી દીવાન દોલતસિંહની સાથે એ અંધારા ગભારાવાળા ગૃહમાં વરુણસિંહનો મેળાપ થયો, રાજા ભુપસિંહની સાથે મળીને લૂટારાઓ દ્વારા વરુણસિંહ તથા દીવાનીને મરણની સજાનો નિશ્ચય કરવો, સદાશિવ ભાટના બુદ્ધિ બળથી તેમને મુક્તિ મળવી, એ સમસ્ત વૃત્તાંત હવે ફરીવાર વાંચકને વિદિત કરવાની અમોને કાંઇ આવશ્યકતા જ જણાતી નથી.

વરુણસિંહના આ પ્રમાણે એક પછી એક સઘળા બનાવો બન્યા પોતાના પિતા તથા બીજા બધા માણસોની પાસે વિસ્તારપૂર્વક વર્ણવ્યા પછી, વૃદ્ધ સદાશિવ ભાટ શાંતિપ્રસાદ બ્રાહ્મણના મુખેથી રાજા ભુપસિંહની છુપી સલાહ તથા ભયંકર કારસ્થાનની વાત સાંભળીને એ બ્રાહ્મણની સહાયતાથી, પોતાના બુદ્ધિકૌશલ્ય તથા અસીમ સાહસિકતાથી જેવી રીતે વરુણસિંહ અને દીવાનીને લૂટારાના દુર્ગમાંથી છોડાવી આવ્યો હતો; જેવી રીતે રાજાના આપેલા કબૂલાતનામાનો

લૂટારાના સરદાર મહાવીરની પાસેથી તેણે સંગ્રહ કર્યો હતો, જેવી રીતે રસ્તામાં ફરીવાર લૂટારાઓ દ્વારા ઘેરાઇને પણ પુનઃ મુક્તિ મેળવી હતી એ સઘળા બનાવો એક પછી એક તેણે કહી સંભળાવ્યા. અને સર્વ સમક્ષ રાજા ભુપસિંહના પોતાના હાથનું લખેલું એ અંગીકાર પત્ર પણ બહાર કાઢીને બતાવી દીધું. એ જોઇને સર્વજનો એકાએક વજ્રહતની પેઠે સ્તંભિત થઇ ઉઠયા. પરંતુ તેણે ત્યારે તે વિષયમાં બીજી કોઇ પણ વાત ઉપસ્થિત કરી નહિ. એ ભયંકર અંગીકારપત્રને સદાશિવ ભાટે ફરીવાર પોતાની પાસે કાળજીપૂર્વક છુપાવી રાખ્યું. ત્યાર પછી સઘળા વૃદ્ધ સદાશિવને શતમુખે સાધુવાદ પ્રદાન કરવા લાગ્યા.

ત્યાર પછી રણધીરસિંહરાયે કહ્યું:–" મહાશય ! હવે તમારે આ વૃદ્ધ વયમાં બીજા કોઇની પણ સેવા ચાકરી કરીને તમારા ગુજરાનનો નિર્વાહ કરવો પડશે નહિ. તમોએ મારો જે ઉપકાર કર્યો છે, તેનો બદલો વાળી શકાય, એવી આ જગતની કોઇ પણ વસ્તુ મારા જોવામાં આવતી નથી. રાય પરિવાર અથવા મારૂં કુટુંબ આજથી તમારી પાસે સદાને માટે વિક્રીત થઇ ચૂક્યું છે, તમોએ તમારા જીવનની લેશ પાત્ર પણ સ્પૃહા ન કરતાં મારા એકના એક, આંધળીની લાકડી સમાન, પુત્રના તથા પ્રિયબાળક કિશોરસિંહના જીવનની રક્ષા કરી છે. બિચારા બિલ્કુલ નિરપરાધી બાળકને ફાંસીના લાકડાપરથી મરતો બચાવ્યો છે. મહારાજ ! મારાથી તમારા આ સર્વ ઉપકારોને જન્મ જન્માન્તરે પણ વિસરી શકાય તેમ નથી. હવે તમો મારા કુટુંબમાં કર્ત્તાહર્ત્તા થઇને રહો અને જેથી અમારૂં કલ્યાણ થાય, એવી શુભાશિષ અને સુસલાહ આપતા રહો. વળી શાંતિપ્રસાદ પંડિત આજથી ગુરુપુત્રની પેઠે મારા સંસારમાં વસશે. સમસ્ત દાસદાસી અને અનુજનો તેમને આધીન થઇને રહેશે તથા મારી સઘળી વિષય–સંપત્તિનો ચોથો ભાગ તેમને હું ભેટ કરીશ. તમો મારા પૂજ્ય પુરૂના સ્થાને વિરાજશો અને હું સદાસર્વદા તમારી સેવા ઉઠાવીશ. "

વરુણસિંહે કહ્યું કે:–" જે પાપાત્મા, દગાબાજ, દુરાચારી રાજા ભુપસિંહે અમારા કુટુંબની આવી પાયમાલી કરી છે, કિશોરસિંહ જેવા એક પવિત્ર પુરુષને અપરાધી ઠરાવી સર્વજન સમક્ષ કલંકિત ઠરાવ્યો છે, મારી ભગિની સુશીલાના મનમાં જે નરાધમે હલાહલનો સંચાર કર્યો છે, તેને હું આવતી કાલેજ દ્વંદ્ધ યુદ્ધ માટે આહ્વાન

કરીશ તથા તેના મગજમાં જે ગર્વ ભરાઇ બેઠો છે, તે ગર્વના ચૂરે-ચૂરા કરીશ, ”

આ સાંભળીને રણધીરસિંહરાયે કહ્યું કેઃ—“ ના, વત્સ ! એવા મહા પાપી અને એવા મહા ભયંકર મિથ્યાવાદી પુરુષની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાને તું યોગ્ય નથી. રાજદરબારના ઇન્સાફથી એ પાપિષ્ટ પોતાના કરેલાં દુષ્કર્મોનું ઘટતું ફળ અવશ્ય ભોગવશે. પાપીના પાપનું આપોઆપ પતન થશે અને ન્યાયમય પરમાત્મા સર્વદા સત્યનો જય-જયકાર કરશે. ભાઇ ! વિશ્વમાં પાપ કરનાર મનુષ્યને તેના પાપની સજા કરવાનો મનુષ્યનો કશો પણ અધિકાર જ નથી. હાય ! જે રાજાને હું સાક્ષાત્ સત્યસ્વરૂપ ધારતો હતો. જેનાં વચનોમાં મને અતૂટ શ્રદ્ધા હતી અને જેના વિના મને એક ક્ષણ પણ ચાલી શકતું નહોતું, તે જ રાજાએ મારો સર્વનાશ કરવાનું આવું વિરાટ કારસ્થાન રચ્યું ? મારા પંચપ્રાણથી પણ પ્રિય પુત્રની પણ હત્યા કરાવવાનું કપટ કર્યું ? શું સંસારમાં સત્યના પડદા પાછળ પણ આવા ભયંકર કાવાદાવા ચાલતા હશે ? સર્વ શક્તિમાન ઇશ્વરને પણ મનુષ્યો પ્રવંચિત કરવાનો પ્રયત્ન કરતા હશે ! ઉહ ! શું કહું ! કાંઇપણ સમજી શકાતું નથી—”

આમ કહેતાં કહેતાં રણધીરસિંહરાય અટકી પડયો. તેણે એક મર્મભેદક દીર્ઘ નિઃસાસો મૂકયો. અત્યંત ક્રોધ ઉભરાઇ આવવાથી તેના ગાલ અને આંખો લાલચોળ બની ગઇ. તેના આખા શરીરમાં, રોમે-રોમમાં કંપનો આવિર્ભાવ થઇ આવ્યો. તે થોડીવાર થોભ્યા પછી પાછો કહેવા લાગ્યો કેઃ—

“ ભાઇ ! શું કહું ! પાપિષ્ટનું નામ લેતાં અથવા તેનું સ્મરણ કરતાં પણ પવિત્ર હૃદયને પાપનો સંસ્પર્શ થાય છે ! ભૂપસિંહ રાજાના પાપની સીમાજ નથી ! એ દુરાત્માએ જ દેવ સમાન નિષ્કલંક કિશોરને અપરાધી ઠરાવ્યો હતો ! એનીજ સાક્ષીથી કિશોરની કાયાને ફાંસીના લાકડાંપર ઝૂલવાનો પ્રસંગ આવી લાગ્યો હતો ! એ દુષ્ટના કાવાદાવામાંથી જ ન્યાયાલયમાં ન્યાયાસનપર વિરાજેલા ન્યાયાધીશોને પણ ન્યાયદેવતાના પવિત્ર નામને પાપનો આઘાત કરવો પડયો હતો ! એ રાક્ષસી મહત્વાકાંક્ષાવાળા નરપતિના આકારમાં રહેલા જીવતા જાગતા પિશાચના કારસ્થાનથી જ આ બધા વિપરીત બનાવો બનવા પામ્યા હતા ! વળી જો, જ્યારે તેણે સાંભળ્યું કે તું

જીવતો છે, ભીલદસ્યુઓએ તને કેદ કરી રાખ્યો છે, ત્યારે તે પાપાત્માએ શી નીચતા નથી દર્શાવી ? વરુણ ! વરુણ ! જ્યારે રાજાને તારા જીવતા હોવાની ખબર મળી, ત્યારે તેણે પોતાની વિપત્તિને દૂર કરવા માટે અનાયાસે લુંટારાઓનાં ટોળાં સાથે મળીને, મારા હૃદયની સુશીલાને અનાયાસે તેમના હાથમાં સોંપી દેવાનો અંગીકાર કરીને, તને નષ્ટ કરવાની તેમને સલાહ સુદ્ધાં આપી દીધી હતી ! હાય ! જે મનુષ્યનું હૃદય આવા પાપમય કર્મોથી ભરેલું છે, જેના જીવનમાં કેવળ પાપરૂપિણી પિશાચિકાઓનો જ નિવાસ છે અને જે મનુષ્યે જગત્માં પૂજનનીય ગણાતી નીતિ, ન્યાય અને ધર્મનો સર્વથા ત્યાગ કરી દીધો છે, તે મનુષ્યને શું કદાપિ સ્વર્ગનું સુખ સંપાદન થઇ શકે ખરૂં કે ? ના, ના, કદાપિ નહિ. ઓહ ! કેવો ભયાનક માણસ ! એવા ખૂની હીચકારા, પાપાત્મા પુરુષો પણ શું હજી સુધી પૃથ્વીમાં પડયા છે ખરા કે ! રાજા ભૂપસિંહ કાલકૂટધારી ભુજંગના કરતાં પણ વિશેષ ભયાનક છે; નરમાંસ લોલુપ રાક્ષસથી પણ ભીષણ છે ! એ પાખંડી દુરાચારીના જીવનના સંબંધમાં મેં અનેક અવનવી ભેદભરેલી અનેક વાતો સાંભળી હતી, પરંતુ એ સમયે એના તરફની મારી અત્યંત અંધશ્રદ્ધાના યોગે હું એ સર્વ વાતોને અસત્ય માનતો હતો. પણ હવે મને પૂર્ણ શ્રદ્ધા બેસી ગઇ છે કે, તે એક સાક્ષાત્ શયતાનની જ પ્રતિમા છે."

રણધિરસિંહરાય પુનઃ થોભી ગયો. ભૂપસિંહના જીવનની સમાલોચના કરતાં કરતાં તેનું હૃદય અસ્થિર થઇ ઉઠયું:; મસ્તિક વિઘુર્ણિત થયું, ચતુર્દિશામાં કેવળ શૂન્યતા ને નિઃસ્તબ્ધતા જ તેને દૃષ્ટિગોચર થવા લાગી. તેની બન્ને આંખોમાંથી જાણે અગ્નિના અણુઓ બહાર નીકળી સમસ્ત વિશ્વ બ્રહ્માંડને બાળીને રાખ ખાખ કરવા માટે દશેદિશાઓમાં ઉડવા લાગ્યા. થોડીવાર પછી પુત્રને સંબોધીને તે ફરીવાર કહેવા લાગ્યો કેઃ—

"સુરંગપૂરમાં પ્રવેશ કરવાનો આપણને હવે અધિકાર નથી. રાજદરબાર તરફથી મળેલા દણ્ડનો અનાદર કરવાની મારી અભિલાષા નથી અને એમ કરવાથી પણ, કાંઇ લાભદાયક પરિણામ આવે એમ જણાતું નથી. કિશોરસિંહ તેને પોતાને માટે અને સદાશિવ ભાટ આપણે માટે આવતી કાલે પ્રભાતના પહોરમાં જ સુરંગપુર ભણી રવાના થશે. રાજા ભૂપસિંહના નામપર રાજદરબારમાં ઘટતી ફરિ-

યાદ માંડવી પડશે. એ મહા ભયંકર પાપાત્માને જેથી કરીને યોગ્ય સજા થાય, એવા ચાંપતા ઇલાજો લેવા પડશે. જો આપણે એ વિષયમાં જરા પણ બેદરકારી બતાવીશું તો, તેનું પરિણામ આપણે માટે કદાપિ હિતાવહ આવશે નહિ. વળી આપણે પણ કાલે સવારે કુલીનકુમાર ચૌધરીના આવાસભણી પ્રસ્થાન કરીશું. આ પાપપુરીમાં હવે એક પળને માટે પણ નિવાસ કરવો યોગ્ય નથી. ”

વરુણસિંહે કહ્યું:—“ કિશોરસિંહની ઇચ્છા શાંતિપ્રસાદ મહારાજને પોતાની સાથે લઇ જવાની છે, માટે આપે કૃપા કરીને તેના એ અનુરોધની રક્ષા કરવી પડશે. શાંતિ મહારાજની સાથે કિશોરનું મન મળેલું હોવાથી તે તેને અત્યંત ચાહે છે અને એ ચાહનાને લીધે જ તે તેને પોતાની સાથે લઇ જવા માગે છે. તેણે મારી મારફત આ કહેણ કહેવડાવ્યું છે, માટે કૃપા કરી આપ તેની એ ઇચ્છાને પૂર્ણ કરો. ”

“ કિશોરસિંહને હું ન આપી શકું એવી કોઇ પણ વસ્તુ જ નથી, તે જે માગે તે આપવાને તૈયાર છું.

“કિશોરસિંહે મારી પ્રાણપ્રિયા સુશીલાનો પાપાત્માઓના પંજામાંથી ત્રણ ત્રણ વાર ઉદ્ધાર કર્યો છે.”

“કિશોર ન હોત તો હું કદાપિ મારી સુશીલાને પાછી મેળવી શકત નહિ. મારાથી કિશોરના એ મહાન ઉપકારને કોઇ કાળે પણ વિસરી શકાય તેમ નથી. ”

આમ કહીને રણધીરસિંહરાયે લૂટારાઓ દ્વારા ત્રણ ત્રણ વાર સુશીલાનું હરણ થવા સંબંધીનો સર્વ વૃત્તાંત પુત્ર સમીપે કહી સંભળાવ્યો. ત્યાર પછી નાના પ્રકરની વાતોમાં એ રાત્રિને એ ઓરડામાંજ વીતાડીને બીજે દિવસે પ્રાતઃકાળે રણધીરસિંહરાય સમસ્ત દ્રવ્યાદિ સહિત બીજા બધા માણસોને દેવીપૂર ભણી મોકલી આપ્યાં તે પોતે પણ લેશ માત્ર પણ વિલંબ ન કરતાં પુત્ર વરુણસિંહ, સદાશિવ ભાટ અને શાંતિપ્રસાદ બ્રાહ્મણની સાથે પાપપૂરી આનંદ નગરનો પરિત્યાગ કરીને અશોકાચાર્યના આશ્રમમાં આવી પહોંચ્યો. રાય રમાપ્રસાદસિંહ પણ તે દિવસે પોતાનાં સર્વ માણસો સાથે પોતાની કચેરીમાં ચાલ્યો ગયો.

બરાબર દિવસના બીજા પ્રહરે પુત્ર સહિત રણધીરસિંહરાય બન્ને બ્રાહ્મણોને સાથે લઇને આનંદ મઠમાં આવી પહોંચ્યો. કિશોરસિંહ અશોકાચાર્યની સાથે એક આસનપર બેસીને નાના પ્રકારની

વાતો ચીતો કરતો હતો, એવામાં એક અનુચરે આવીને તેને રણધીરસિંહરાયના આગમનના સમાચાર આપ્યા,

થોડીવારમાં જ કિશોરસિંહ અને રણધીરસિંહરાયનો પરસ્પર સાક્ષાત્કાર થયો. ઉદાર–પ્રકૃતિ રણધીરસિંહરાય કિશોરસિંહને સ્નેહસહિત ભેટી પડયો. બન્નેની આંખોમાંથી થોડીવાર સુધી અનર્ગલ આનંદાશ્રુ પ્રવાહિત થવા લાગ્યાં. કેટલીકવાર સુધી બન્ને જણા ચૂપચાપ થઇ ઉભા રહ્યા. પછી રણધીરસિંહરાયે કિશોરસિંહનો હાથ ઝાલી સ્નેહપૂર્વક કહ્યું કેઃ—

" કિશોર ! મેં વિનાકારણ તારાપર શંકા લાવી તને વિનાકારણ દુઃખ દીધું છે, મારા દોષે જ તેં વિનાકારણ આટલો બધો ક્લેશ સહન કર્યો છે. માટે તું મને એ સમસ્ત વીતેલી વાતોની ક્ષમા કર. "

" એવી વાત કહેશો નહિ. " રણધીરસિંહરાયના અકૃત્રિમ સસ્નેહનું નિદર્શન પુનઃ પ્રાપ્ત થયેલું જોઇને સાર્દ્ર અંતઃકરણે ભક્તિ તથા મધુર સ્વરથી નમ્ર સ્વભાવવાળો કિશોરસિંહ ધીમે ધીમે કહેવા લાગ્યો કેઃ—" એવી વાત બોલશો નહિ. આપ મારા પ્રતિપાલક છો, અન્નદાતા છો, પ્રાણદાતા છો. આપ, મારા પ્રતિ બાલ્યાવસ્થાથી જ આવો અપૂર્વ અનુગ્રહ તથા કૃપા દર્શાવતા આવો છો, એ બદલ હું આપને અસંખ્ય ધન્યવાદ આપું છું. વળી વામનરૂપ હોવા છતાં ચંદ્રમાને ધારણ કરવાની આશા કરવા જતાં, હું મારી મર્યાદાને નષ્ટ કરીને આપનો વિરાગ–ભાજન થયો છું, એટલા માટે હું જ આપના ચરણોમાં ક્ષમાની પ્રાર્થના કરૂં છું. આપ મારા દંડમુંડના કર્ત્તા, પ્રભુ છો, હું આપની ક્ષમાને પાત્ર છું; આપ જ મને ક્ષમા કરો, આપજ, મને ક્ષમા કરો. "

છેવટની વાતો કિશોરસિંહે નીચું મુખ કરી જોતા જોતાં ઘણા જ ધીમા અવાજથી ઉચ્ચારી. એ સર્વ વાતો કહેતી વેળાયે શરમના માર્યા તેના ગાલ પણ લાલ થઇ ગયા.

" ભાઇ ! મારી ક્ષમાની કશી પણ આવશ્યકતા જ નથી. જ્યારે તું સર્વ સમક્ષ દૈવયોગે નિરપરાધી ઠર્યો છે, ત્યારે હવે મારી ક્ષમાની કશી પણ આવશ્યકતા જ નથી. "

આમ કહીને વૃદ્ધ રણધીરસિંહરાયે આપણા નવીન યુવકના મુખ તરફ એવા ભાવથી એકવાર સંશયચ્છેદક સ્નેહસહ કટાક્ષપાત કર્યો કે, જે જોઇને કિશોરસિંહનું આખું શરીર રોમાંચિત થઇ ઉઠયું.

તરત જ એક અભુતપૂર્વ આનંદનો પ્રવાહ તેના શરીરની શિરા એ-શિરામાં પ્રવાહિત થયો; તેના તે ધીર અને પ્રશાન્ત હ્રદયમાં સદાની ધારેલી આશાની સન્મોહિની મૂર્ત્તિ જાણે ક્ષણવારને માટે એકવાર પ્રકટ થઇ આવી; આનંદ સ્નેહસાથે તે મનમાં ને મનમાં જ ચમકી ઉઠયો.

રણધીરસિંહરાય ફરીવાર કહેવા લાગ્યો કેઃ—" મેં વિનાકારણ તને કષ્ટ દીધું છે, તેને માટે મારા મનમાં ઘણું દુઃખ થાય છે. જૂઠી શંકા લાવી વિનાપરાધે મેં તને રાજદરબારમાં ઇન્સાફ માટે સુપ્રત કર્યો હતો. પરંતુ, તું તારા પુણ્યબળે સન્માન સાથે એ ઇન્સાફમાં વિજયી નિવડયો છે. ભગવાન ચૈતન્યદેવે તારાપર કૃપાની દૃષ્ટિ વરસાવી તને અપરાધીમાંથી નિરપરાધી ઠરાવ્યો છે. તારી નિર્દોષતા હવે જન સાધારણ સમક્ષ સપ્રમાણ સાબીત થઇ ચૂકી છે. તારા મહત્ ચરિત્રને સર્વજનો ખુલ્લા અવાજથી નિર્મળ અને નિષ્કલંક કહેવા લાગ્યા છે. તેં લેશ માત્ર પણ દુઃખી થયા વિના સર્વ વિપત્તિઓપર વિજય મેળવ્યો છે. ધર્મનો જય થયો છે. જે સર્વ અદ્ભુત, અપાર્થિવ અને અભૂતપૂર્વ ઘટના તારા પક્ષમાં આ કેટલાક દિવસમાં અને તેમાંયે ખાસ કરીને ગઇ રાત્રે, ઘટી છે, જે સમસ્ત ભૌતિક ઘટના મેં મારી નજરોનજર જોઇ છે એ પરથી સ્પષ્ટ સમજાઇ આવે છે કે તારૂં જીવન અપૂર્વ રહસ્યથી ઢંકાયલું છે. આહા ! ગઇ રાત્રે જ્યારે મેં તારી સાથે કારાગૃહમાં મુલાકાત કરી ત્યારે મેં ધાર્યું. હતું કે, હું તને જાણે આખી ઝિન્દગીને માટે વિદાય આપવા આવ્યો છું, તે વખતે શું મેં તને નહોતું કહ્યું કે, મને ધ્રુવ સમાન અચલ વિશ્વાસ બંધાઇ ગયો છે કે અવસ્ય આજે રાત્રે કાંઇકને કાંઇક અદ્ભુત બનાવ બનશે ?" મારો એ વિશ્વાસ સર્વથા સત્ય જ નિવડયો છે. પરમ કૃપાળુ પરમાત્માએ તને મોતના મુખમાંથી બચાવી લીધો છે. એ બધું ગમે તેમ હો, પણ હું ખાત્રી સાથે કહું છું, કિશોર, કે, તું કોઇ સાધારણ વ્યક્તિ થવાની નથી. તારામાં મહાપુરુષનાં સઘળાં લક્ષણો વિદ્યમાન છે, તારા પ્રતિ સર્વ ગ્રહો સુપ્રસન્ન છે. તું થોડા વખતમાં જ કોઇ મોટી પદવીપર આરોહણ કરીશ. તારો તેટલા માટેજ જન્મ થયો છે."

પ્રતિપાલક રણધીસિંહરાય પ્રતિ આવેગ, ઉત્સાહ અને આગ્રહ પૂર્ણ સરલ સભક્તિ કટાક્ષ કરીને, પ્રફુલ્લ હ્રદયે આપણો નવીન યુવક કિશોરસિંહ બોલી ઉઠયોઃ—" આપ મારા પિતાથી પણ વિશેષ પૂજ-

નીય છો, આપનું અનુમાન ખરૂં છે. મારા અંતઃકરણમાં પણ હમેશાં એવા પ્રશ્નો ઉપસ્થિત થયા કરે છે. આપે જ્યારે આ વિષયને ઉપસ્થિત કર્યો છે, ત્યારે આપને કહેવામાં શી હરકત છે! પ્રભુ! જાણે કોઇ એક ગૂઢ સ્વર સર્વદા મારા અંતરાત્માને અસ્પષ્ટ ગુંજનથી તેવો આભાસ કરાવ્યા કરે છે. તે મૃદુ ગુંજનને હું જાણે બરાબર સાંભળી શકું છું, એ ગુંજનના અર્થને પણ હું કાંઇક કાંઇક સમજી શકું છું. પરંતુ સારી રીતે એ સર્વ પ્રકટ કરી શકાતો નથી. હું મારા મનમાં જાણી શકું છું, પરંતુ મુખેથી તે ભાવને ખુલ્લો કરી કહી શકતો નથી. અન્નદાતા! હું બરાબર સમજી શકયો છું કે, ભયાનક ભેદોના જાળે મને ચોમેરથી ઘેરી લીધો છે. વેળાસર હો અથવા વિલંબથી હો, પણ એ ભેદનો મર્મ અવશ્ય પ્રકટ થયા વિના રહેશે નહિ. એક દિવસે ને એક દિવસે એ ભેદનો ભંડો ફૂટી જશે. મારૂં હૃદય મને ખાત્રી પૂર્વક કહે છે કે, મારા સંબંધમાં અવશ્ય કોઇ અજાયબી ભરેલું ગુપ્ત રહસ્ય થોડા વખતમાં જ સર્વના જાણવામાં આવી જશે."

રણધીરસિંહરાયે કહ્યું કેઃ—"હું આજેજ તારી વાતને બરાબર સમજી શકયો છું. બેટા, તું જે કાંઇ કહે છે, તેમાંનું કાંઇકને કાંઇક રહસ્ય અવશ્ય અલ્પ સમયમાં જ સર્વના જાણવામાં આવી જશે. જો એમ ન હોય, તો તને અંધકારમાં, અજ્ઞાત ભાગ્યમાં આવી રીતે અજાણ્યા કુળમાં રાખીને કેવળ આ આવી પડેલા જીવનના સંકટમાંથી તારો ઉદ્ધાર કરવા માટે આવી અદ્ભુત અભૂતપૂર્વ દૈવઘટના કદાપિ સંઘટિત થાય જ નહિ. થોડા વખતમાં જ તું કોઇ ઉન્નત પદવીપર આરોહણ કરીશ; અવશ્ય તારે માટે મહત્ ભાગ્ય અપેક્ષા કરી રહ્યું છે, અને એટલા માટે જ કહું છું કે, તું હવે એક ક્ષણનો પણ વિલંબ ન કર; હમણાં ને હમણાંજ સુરંગપૂર ભણી રવાના થા. સુરંગપૂર જઇ નરાધમ નરપિશાચ રાજા ભૂપસિંહના નામપર ત્યાંના રાજદરબારમાં ફરિયાદ માંડ. એ દુરાચારીએ તારાપર જે સર્વ જ઼ઘન્ય અત્યાચાર ચલાવ્યા છે, તને સંપૂર્ણ નિર્દોષ જાણવા છતાં પણ જે પાપિષ્ટે વિના કારણ કેવળ ઇર્ષાને આધીન થઇ તને મરણની સજા કરાવવા માટે જૂઠી સાક્ષી આપી છે, તેને તેના પાપનું પૂરતું ફળ ચખાડી આપ. તેની દુષ્ટતાને સમસ્ત સભાજન સમક્ષ વિદિત કર. પછી ગમે તે રીતે સ્વદેશ અને સ્વજાતિના ઉપકાર માટે સુરંગપૂરના સેના વિભાગમાં દાખલ થા; ગમે તેવી રીતે પોતાની ઉન્નતિ

કરવાની ચેષ્ટા કર; સદાશિવ ભાટ અને શાંતિપ્રસાદ મહારાજ તારી સાથે અહીંથી રાજધાની સૂધી આવશે. તેમની બન્નેની સાક્ષીથી રાજા ભૂપસિંહનાં સઘળાં કારસ્થાનો, સઘળી ચાતુરી ખુલ્લી થઇ જશે. તેઓ જીવ જાનથી તારા પક્ષનું સમર્થન કરશે. પરંતુ કેવળ તારે પોતાને માટે જ પાપિષ્ટ રાજા ભૂપસિંહની વિરુદ્ધમાં ફરિયાદ માંડીશ નહિ; કેવળ એ એક જૂઠી સાક્ષી આપવાના અપરાધથી એ ધૂર્ત્ત આનંદરાજના વિપક્ષમાં રાજ સરકારના ઇન્સાફની માગણી કરીશ નહિ. મારી વિરુદ્ધમાં એ દુર્દાન્ત પિશાચ જે સર્વ દારુણ ષડયંત્રો કરવામાં પ્રવૃત્ત થયો હતો, મારી કન્યા સુશીલાનું છૂપી રીતે હરણ કરીને તેણે લૂટારાના હાથમાં સોંપવાની જે સલાહ કરી હતી, મારા પુત્ર વરુણસિંહને દસ્યુના હસ્તથી વિનષ્ટ કરાવવાની જે કલ્પના કરી હતી એ સર્વ વિષયોના વિચાર કિંવા ઇન્સાફને માટે પણ પ્રાર્થના કરજે. રાજધાનીમાં પેસતાંની સાથેજ રાજા ભૂપસિંહ, દીવાન દોલતસિંહ અને દસ્યુ સરદાર મહાવીરનાં આ સમસ્ત ગુપ્ત કારસ્થાનોની, તથા તેમના સર્વના એ મહા ભયંકર અત્યાચારની વાત સર્વ સાધારણ જનોમાં પ્રસરાવી દેજે અને જેમ બને તેમ જલ્દી મંત્રી સભાતરફથી એમના દરેકના નામપર સ્વતંત્ર ગિરફતારી પરવાનો જારી કરાવવાની કોશિશ કરજે. ”

પ્રતિપાલક રણધીરસિંહરાયના મુખેથી સુશીલાનું નામ સાંભળતાંની સાથેજ વીરવપુ કિશોરસિંહના પૂર્ણચંદ્રને લજ્જાવનારા મુખમંડળે સહસા એક પ્રકારના અલૌકિક જ્યોતિર્મય ભાવને ધારણ કરી લીધો; અનિર્વચનીય આનંદથી તેનું હૃદય નૃત્ય કરી ઉઠયું. તે મનમાં જ ઘણી સારી રીતે સમજી શકયો કે, રાયકુમારી પ્રતિ તેનો પ્રેમાનુરાગ, જો રણધીરસિંહ રાયને વિરક્તિકર અથવા અનુમોદિત ન હોત તો તેઓ કિશોરસિંહની પાસે સુશીલાનું નામ આવા સરલ અને સ્નેહ ભરેલા ભાવે કદાપિ ઉચ્ચારી શકતજ નહિ.

રણધીરસિંહરાય ફરીવાર કહેવા લાગ્યો કેઃ—“ ત્યારે હવે, તૈયાર થઇ જા, કિશોર! તારો આ આત્મા તને જે કાર્ય કરવાની વારંવાર પ્રેરણા કરે છે, તે કાર્ય કરવાને તું હવે સત્વર તૈયાર થઇ જા. તારા હૃદયનો યુક્તિયુક્ત ઉપદેશ તું હવે ક્ષણનો પણ વિલંબ કર્યા વિના ગ્રહણ કરી લે. તારી કર્ત્તવ્યાનુસારિણી બુદ્ધિવૃત્તિનું તું અનુસરણ કર. સુરંગપૂર ભણી તું સત્વર ચાલ્યો જા. તારૂં શુભાદષ્ટ તને જે માર્ગે

ચલાવે છે, તે માર્ગનુંજ તું ઉદ્યોગ, ઉદ્યમ, ઉત્સાહ અને અધ્યવસાયની સાથે અવલંબન કર. તારી ભાગ્યલિપિને સમ્પાદિત થવા દે. અતુલ યશોમાનની સાથે આ જગતમાં એક નામનો સંચય કર. કિશોર! પ્રિય કિશોર! મને મારૂં હૃદય વારંવાર કહ્યા કરે છે કે, ' કિશોર ! એ કોઇ સામાન્ય પુરુષ નથી. તેના દ્વારા આ જગતમાં અનેક મહાન કર્મો થવાનાં છે. તે એક મહા પુરુષ તરીકે આખી દુનિયામાં પુજનીય થઇ પડે તેમ છે. " માટે ભાઇ ! તું સત્વર તારા ભાગ્યની પરીક્ષા કર અને એ પરીક્ષામાં ફતેહમંદ થા. જ્યારે તું બરાબર ફતેહમંદ થાય અને તારૂં નામ આખા દેશમાં પ્રખ્યાત થઈ જાય, ત્યારે તું મારી પાસે આવી, અમારાપરની તારી જે પ્રીતિ, માયા–મમતા, સ્નેહ આદિ છે તે સર્વે દર્શાવી, તું મને તારા હૃદયની જે આશા વ્યક્ત કરીશ, તે આશાને પૂર્ણ કરવામાં હું અવશ્ય યથાર્થ યત્ન કરીશ. કદાચ તું એવો વિજયવીર થઇ, ગમે ત્યાંથી મારી પાસે પાછો આવી મારી જીવનકુમારી સુશીલાના લગ્નની પ્રાર્થના કરીશ, તો હું ત્યારે સાનંદે, સયત્ને, સમાદરે મારી કન્યારત્નને તારા હાથમાં સમર્પણ કરીશ, મારા આત્મીય કુટુંબી તરીકે હું તને પ્રેમપૂર્વક ગ્રહણ કરીશ."

આમ કહીને રણધીરસિંહરાયે સ્નેહસહિત કટાક્ષ કરી, આપણા નવીન યુવકના ઉદાર પ્રશાંત કમનીય મુખમંડળ પ્રતિ એકવાર દષ્ટિપાત કર્યો. કિશોરસિંહ પણ તરત જ તેના મહા પ્રતિપાલકના ચરણોમાં ઘુંટણ મંડીએ બેસી હાથ જોડી ઉંચી નજરથી વૃદ્ધ રણધીરસિંહ રાયના ઉદાર ગંભીર મુખભણી કૃતજ્ઞતાપૂર્ણ નિર્નિમેષ દષ્ટિપાત કરી આનંદાશ્રુથી ભીંજાયલાં નયને, અને ગદગદ વચને બોલી ઉઠયોઃ–"પિતઃ પ્રભો ! પ્રતિપાલક ! આપે મારી પાસે જેવી રીતે કબુલાત આપી છે, જે આશાની બહારના અમૂલ્ય પુરસ્કારનું પ્રલોભન મને બતાવ્યું છે, જે મહતી આશાનાં બીજ મારા હૃદયમાં રોપી દીધાં છે, તેથી આપ અવશ્ય જાણજો કે, એ સર્વેનું સ્મરણ કરી તથા આપના પરમપવિત્ર ચરણાર્શીવાદથી અલ્પ સમયમાં જ હું અતુલ સૌભાગ્યને સંપાદિત કરવાને સમર્થ થઇશ; હવે સત્વર જ હું કોઇ સુનામને સંસારમાં સ્થાપિત કરીશ. "

રણધીરસિંહરાયે કહ્યું:–" ત્યારે જા ! હવે વિલંબ ન કર. હમણાંને હમણાંજ સુરંગપૂર તરફ રવાના થા. જો કે, રાજનૈતિક વિષયમાં હસ્તક્ષેપ કરવાનો મને અત્યારે કાંઇ અધિકાર જ નથી, તથાપિ

મારું અતુલ ઐશ્વર્ય તારા અત્યારના કાર્યમાં અનેક પ્રકારે સહાયભુત થશે. સુરંગપૂરમાં મારા આત્મીય અનુગત ઘણા સત્તાવાન પુરુષો છે, તેઓ અંદરખાનેથી તને મદદ કરશે તથા તારા પક્ષમાં વિજયદેવીને લાવવાનો પ્રયત્ન કરવામાં કશી પણ ન્યૂનતા રહેવા દેશે નહિ. તેમના તરફથી તું ઘણી સહાયતા મેળવી શકીશ; માટે તું હવે બિલકુલ વિલંબ કરીશ નહિ. તું આ ક્ષણે જ અહીંથી રવાના થા. હવે તું બીજો કાંઇ પણ વિચાર કરીશ નહિ. અરે એટલું જ નહિ, પણ સુશીલાની સાથે સાક્ષાત્ કરવાની આકાંક્ષાનો પણ વિચાર કરીશ નહિ. વળી આજકાલ સુશીલાના મનની હાલત પણ જોઇએ તેવી સારી નથી. આવા સમયમાં જો તું તેની સાથે મુલાકાત કરીશ, તો તેનું પરિણામ સર્વથા વિપરીત આવશે અને કદાચ આનંદના આતરેકના યોગે કોઇનું જીવન પણ જોખમમાં આવી પડશે-"

રણધીરસિંહરાયની વાતને અટકાવીને કિશોરસિંહ વચ્ચમાં જ બોલી ઉઠયો:-" હું આપના કહેવા પ્રમાણે જ હું સર્વ કાર્ય કરીશ. આપની આજ્ઞાને હું સદા સર્વદા શિરોમાન્ય રાખું છું. પરંતુ આજે હું આનદમઠમાં રોકાઇને આવતી કાલે સવારમાં સુરંગપૂર ભણી જવા માટે નીકળી પડીશ."

ત્યાર પછી રણધીરસિંહરાય બીજી કેટલીકવાર સુધી અન્યાન્ય અનેક પ્રકારની વાતોચીતો કરી છેવટે આપણા નવીન યુવકને સ્નેહ સાથે ભેટી પડયો અને ત્યાર પછી તેણે આશીર્વાદ આપીને તેને આનંદમઠ ભણી જવાની રજા આપી. કિશોરસિંહ સદાશિવ ભાટ અને શાંતિપ્રસાદ મહારાજની સાથે પરમ આનંદથી તે દિવસે તે મઠમાં રહ્યો. રણધીરસિંહરાય અતિ વૃદ્ધ અશોકાચાર્ય તથા અન્યાન્ય બૌદ્ધ પુરોહિતોની પાસેથી વિદાય ગ્રહણ કરીને પુત્રસહિત દેવીપૂરના જાગીરદાર કુલીનકુમાર ચૌધરીના મહાલય તરફ ચાલ્યો ગયો.

## ચતુર્દશ પ્રસંગ

### દસ્યુદૌત્ય-કપાલ-સંધિ

**तोयत्यग्निरपि स्त्रजत्यहिरपि व्याघ्रोऽपि सारंगति—**
**व्यालोऽप्यश्वति पर्वतोप्युपलतिक्ष्यडोऽपि पीयूषति ।**
**विघ्नोऽप्युत्स्वति प्रियत्यरिरपि क्रीडातडागत्यपां—**
**नाथोऽपि स्वगृहव्यटव्यपि नृणां शीलप्रभावाद्ध्रुवम् ॥**

ભાવાર્થઃ—મનુષ્યોને શીલના પ્રભાવથી અગ્નિ પણ પાણી સમાન થાય છે, સાપ પણ ફૂલની માળા સમાન થાય છે, સિંહ પણ હરણ સમાન થાય છે, હાથી પણ ઘોડા સમાન થાય છે, શત્રુ પણ પ્રિયજન સમાન થાય છે, સમુદ્ર પણ રમવાના તળાવ સમાન થાય છે, વન પણ ઘર સમાન થાય છે, અર્થાત્ તમામ દુઃખ સુખરૂપ થાય છે.”

**સોમપ્રભાચાર્ય**

આનંદપૂરના સ્વામી રાજા ભૂપસિંહે જ્યારે સાંભળ્યું કે, રણધીરસિંહરાય પોતાના પુત્ર, કન્યા તથા દાસ દાસીજનો સહિત ઘૃણા અને ક્રોધથી આનંદદુર્ગનો આશ્રય ત્યાગીને ચાલ્યો ગયો છે, જ્યારે જાણ્યું કે, દેશ વિદેશથી આવેલા અન્યાય આમંત્રિત અતિથિ મહોદયો પણ તેની સાથે સાથે એક પછી એક તેનો મહાલય ત્યાગીને ચાલવા માંડયા છે, ત્યારે તે સમજી ગયો કે, તેનો બિછાવેલો ચાતુરીનો જાળ સર્વના જાણવામાં આવી ગયો છે, આથી તે તેના પરિણામની ચિંતાથી પીડાયલો ઉદ્વિગ્ન હૃદયે પોતાના સર્વ દુષ્કર્મના ઉત્તરસાધક દીવાન દોલતસિંહના એકાંતવાળા ઓરડામાં પાછો આવી પહોંચ્યો. ઘણીવાર સુધી તેમની બન્નેની વચ્ચે ઘણી ગૂઢ સલાહ મસલત ચાલી. સુરંગપૂરના રાજ દરબારમાં તેમના બન્નેનાં નામપર જૂઠી સાક્ષી પૂરવાના અપરાધનો થોડા વખતમાં જ એક જબરદસ્ત મુકર્દમો ચાલશે. એ અપરાધ સાબીત થવાથી તેમને બન્નેને સખ્ત રાજદંડથી દંડિત થવું પડશે. જો જનસમાજ સમક્ષ તેમના કારસ્થાનનો ભેદ જાહિર થઈ જશે, તો તેમની અપકીર્તિનો કાંઇ અવધિ જ નહિ રહે. હવે અત્યારે જે આપત્તિ આવી પડી છે, તેમાંથી ઉગરવાનો કોઇ સરળ રસ્તો સત્વર જ શોધી કાઢવાની ખાસ જરૂર છે. આ

પ્રમાણે અનેક પ્રકારના વિચારોમાં તેઓ બન્ને જણા નિમગ્ન થઇ ગયા હતા. બન્ને જણા આ ઘોર આપત્તિના સાગરમાંથી બચવાની ગૂઢ સલાહમસલત ચલાવી રહ્યા હતા, એવામાં એકાએક એક વિશ્વાસુ અનુચરે એ ઓરડામાં પ્રવેશ કરીને એવા સમાચાર આપ્યા કે, લૂટારાઓના કાલિદુર્ગમાંથી એક દૂત આવ્યો છે અને એ દૂત ગુપ્ત રીતે રાજા ભૂપસિંહ બહાદુરની મુલાકાત કરવાની પ્રાર્થના કરે છે."

એ લૂટારાના દૂતનું કામ કરનાર પુરુષ અન્ય કોઇ નહિ, પણ લૂટારા સરદાર મહાવીરનો પરમ પ્રીતિભાજન અનુચર દેવરાજ જ હતો અને એ દેવરાજ વાંચકોનાથી ઘણી સારી રીતે પરિચિત છે. અનુચરના મુખેથી ઉપર્યુક્ત સંવાદ સાંભળતાંની સાથે જ રાજા ભૂપસિંહે સત્વર એ દસ્યુ અનુચર દેવરાજને પોતાના મંત્રણાગૃહમાં લાવવા માટે આગંતુક અનુચરને આજ્ઞા ફરમાવી દીધી. ક્ષણવારમાં રાજાની આજ્ઞાનું પાલન થયું, અનુચર દેવરાજને લાવવામાટે બહાર ચાલ્યો ગયો.

દસ્યુદૂત દેવરાજે રાજાની સમીપમાં આવી વૃદ્ધ સદાશિવ ભાટ તથા શાંતિપ્રસાદ મહારાજની ચાલાકી અથવા કુશળતાથી કાલિદુર્ગના પાતાળગૃહમાંથી વરૂણસિંહરાય અને પેલી દીવાનીના પલાયન સંબંધી સમસ્ત ઘટના એક પછી એક કહી સંભળાવી. જે કબુલાતનામું રાજા ભૂપસિંહે લૂટારા સરદાર મહાવીરને સહી કરીને આપ્યું હતું, તેને પણ તે સદાશિવ ઉપાડીને નાસી આવ્યો છે એ બધી વાત પણ દસ્યુ દેવરાજે રાજાને વિદિત કરી દીધી. એ સઘળી વાતો સાંભળીને આનંદરાજનું હૃદય પ્રથમ તો એક મહાન આશંકામાં એકાએક અભીભૂત થઈ ગયું. એ કબુલાતનામું પણ તેના ભયાનક શત્રુના હાથમાં જઇ પડયું છે એવી ભાવનાથી પ્રથમ તો તેનું હૃદય વિષમ કંપે કંપિત થઇ ઉઠયું. પરંતુ તરતજ પાછી પોતાની ઉપસ્થિત બુદ્ધિનો સંગ્રહ કરી તે સર્વ ભાવોને દબાવી દઇ, તે દેવરાજને સંબોધીને ઉદાસિનતાથી બોલી ઉઠયોઃ–" રાજા ભૂપસિંહ કોઇનાથી પણ કદાપિ ભયભીત થયો નથી અને થવાનો પણ નથી. કોનો ભય ? કોને ભય ? શું સુરંગપુરની મંત્રિસભાનો ભય ? ઓહ ! સામાન્ય સુરંગપુર શી બિસાતમાં છે ! મારા જેવા રાજરાજેશ્વરને શો ભય છે ! મારો આનંદદુર્ગ અભય અને અભેદ્ય છે, મને શત્રુનો કશો ભય નથી, શત્રુથી મારો વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી. ચિંતા શાની ? હું ધારૂં તે સર્વ કરી શકું તેમ છું. તો પછી મને ચિંતા શાની ? લોક-

બળ, ધનબળ અને સર્વ પ્રકારનું બળ હું ધરાવી શકું છું. મારો ભંડાર ભરપૂર છે, મારૂં સૈન્ય અખૂટ છે, મારે શી ખોટ છે! મારે શો અભાવ છે ! હું ધારૂં તો હમણાંજ સ્વાધીન રાજતંત્ર ધારણ કરી શકું તેમ છું. વળી એમજ કરીશ. હવે પરાધીનતાની બેડીમાં ન પડયો રહેતાં એને છિન્ન વિચ્છિન્ન કરી નાખીશ ? હું કોણ ? કારસ્થાન વિદ્યાના પ્રચારક, ધૂર્તતાનો આધાર, કપટકળાનો ભંડાર, પાપ વિદ્યાને પ્રકાશમાં લાવનાર–મને શો ભય છે ? કોની તાકાત છે કે મારા તરફ કોઇનાથી આંગળી પણ ચીંધી શકાય ? કોનામાં શક્તિ છે કે, મારી રાજસત્તાને નષ્ટ કરી શકાય ? આજથી હું સ્વાધીન ભાવથીજ ચાલીશ. સુરંગપૂરના રાજદરબારની સાથે હવે મારો કશો પણ સંબંધ કે સંભવ રહેશે નહિ. એથી કદાચ મંત્રિ સભા ક્રૂદ્ધ થઇને મારા રાજ્યપર આક્રમણ કરે, તો ભલે કરે. તે સમયે હું જોઈ લઇશ કે, કોની કેવી સત્તા છે, કોના બાહુમાં કેટલું બળ છે. આ દુર્ગમ દુર્ગપર સહજમાંજ વિજય મેળવવો એ સુરંગપૂરના સામાન્ય સૈન્યબળનું કર્મ નથી, તેનાથી મને કશી પણ હાનિ કરી શકાય તેમ નથી. "

દેવરાજે કહ્યુઃ–" એટલા માટે જ અમારા સરદાર બહાદુરે મને રાજાધિરાજ સમીપે મોકલ્યો છે. "

રાજા ભૂપસિંહે આતુરતાથી પૂછ્યું કેઃ–"તમારા સરદારનો અભિપ્રાય શો છે ?"

દસ્યુદૂત દેવરાજે ઉત્તર આપ્યોઃ–" આપની સાથે કપાલ–સંધિનો પ્રસ્તાવ કરવાનો. આપની આપત્તિ વેળાયે અમો આપને સહાયભૂત થઇશું અને અમારી આપતિમાં આપને અમારા પ્રતિ સહાનુભૂતિ દર્શાવવી પડશે. આપણે પરસ્પર પરસ્પરની સહાયતા કરીશું. અમારા દલપતિનો પણ એવો જ અભિપ્રાય છે. પણ હવે આપ નામદારનો શો અભિપ્રાય છે એ જણાવો જોઇએ ?"

રાજા ભૂપસિંહે ધીમા કાને દેવરાજની વાત સાંભળી. એ સાંભળીને તેણે વિચાર્યું કે, અત્યારે આવી પડેલી આપત્તિમાં લૂટારા સરદારને કબ્જે કરી રાખવાથી, તેનાં અનેક કાર્યોની સિદ્ધિ થઇ શકશે.

આ પ્રમાણે વિચાર કરી તેણે ફરીવાર વિચાર્યું કે, સુરંગપૂરની મંત્રિસભા તરફથી થોડા વખતમાંજ તેના નામપર એક ગિરફતારી પરવાનો બહાર પડશે. અવશ્ય તેની રાજધાનીપર આક્રમણ કરવા

માટે સુરંગપુરથી સૈન્યવર્ગ પણ આવી ચઢશે. એટલા માટે તે સમયે જો તે લૂટારાઓના ટોળાની સહાયતા મેળવી શકશે તો આક્રમણ કરવા આવનાર રાજસૈન્યને અનાયાસે પરાજિત કરવાને સમર્થ થઇ શકશે. આનંદદુર્ગ અને કાલિદુર્ગની પરસ્પરની સહાય્ય બંધ કરવા માટે સુરંગપુરના સૈન્યવર્ગને અવશ્ય બન્ને દુર્ગોનો એકી સાથે અવરોધ કરવો પડશે; પરંતુ એ બન્ને પહાડી દુર્ગને એકી સાથે ઘેરી લેવા એ કાંઇ સાધારણ સૈન્યબળ અથવા દ્રવ્યબળનું કાર્ય નથી. આથી સહજમાંજ તે ઘણી સરળતાની સાથે શત્રુદળનું દમન કરી શકશે. આ પ્રમાણે વિચાર કરીને તેણે દેવરાજને જણાવ્યું કે, સરદાર મહાવીરના પ્રસ્તાવમાં તે સર્વથા સમ્મત છે. ઉભયપક્ષ સંધિ સૂત્રમાં બંધાઇને અરસ્પરસ સહાયભૂત થાય, એ તેને માટે ઇચ્છનીય છે.

રાજા ભૂપસિંહનો અભિપ્રાય જાણીને દસ્યુદૂત દેવરાજે તેની પાસેથી વિદાય ગ્રહણ કરીને કાલિ દુર્ગભણી પ્રસ્થાન કર્યું.

કુટિલ કારસ્થાની ભૂપસિંહ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે ન કરી શકે, એવું કોઇ પણ કાર્યજ નહોતું. લૂટારાઓની સાથે ખુલ્લી રીતે સંધિના બન્ધનમાં બંધાવાથી, તેનું માન સંભ્રમ અને પદમર્યાદાનું ગૌરવ કે જે એકી સાથે વિનષ્ટ થઇ જશે, એ વિષયમાં તેણે એકવાર પણ વિચાર કર્યો નહિ. સ્વાર્થની કુટિલ કામનાએ તેના હૃદયના સારાસારના વિચારને સર્વથા નષ્ટ કરી દીધો.

ગમે તેમ હો, પણ તે દિવસે સૂર્ય અસ્ત થયા પછી થોડીવારે રાજા ભૂપસિંહ કેટલીક અશ્વસેના અને શતાધિક પાયદળ સેનાની સાથે આનંદ અને કાલિદુર્ગની વચ્ચેના મેદાનમાં આવી પહોંચ્યો. લૂટારા સરદાર મહાવીર પોતાના સહોદર રણવીરની સાથે આ પહેલાં જ પોતાનાં ટોળાં સાથે આવીને રાજાના આવવાની વાટ જોતો હતો. ઉભય પક્ષ એકત્રિત થતાંની સાથેજ ઉભય દળમાંથી અનર્ગલ આનંદ–સૂચક જયધ્વનિ સંભળાવા લાગ્યો. રાજા ભૂપસિંહ અશ્વપરથી નીચે ઉતરી પડ્યો. સરદાર મહાવીર પણ અશ્વનો ત્યાગ કરી ભૂમિપર ઉભો રહ્યો. પરસ્પરનું આલિંગન થયું; અસ્ત્રશસ્ત્રનો વિનિમય થયો; પ્રતિજ્ઞાઓ કરવામાં આવી, સંધિ સંસ્થાપિત થઇ. ઉભયપક્ષની સમાગત સૈન્યમંડલીએ જાણ્યું કે, તે દિવસથી આનંદરાજ ભૂપસિંહ દેવ ભીલરાજ મહાવીરની સાથે કપાલ–સંધિથી બંધાયા છે, સંધિસૂત્રમાં કાલીદુર્ગ અને આનંદદુર્ગનો એકી સાથે મેળાપ થયો છે. આનંદદુર્ગની

વિપત્તિના સમયે કાલિદુર્ગના સૈનિકોએ જીવજાનથી મદદ કરવી પડશે, પોતાના શરીરનું લોહી વહાવવું પડશે અને તે સાથે કદાચ મરણને શરણ પણ થવું પડશે; તેમજ કાલિદુર્ગની વિપત્તિ વેળાયે આનંદરાજ મહારાજ ભૂપસિંહને સૈન્ય અને અર્થબળદ્વારા યથાસાધ્ય ઉપકાર કરવો પડશે. સરદાર મહાવીરની સાથે આનંદરાજનો હવે કાંઇ પણ વાદવિસંવાદ રહેશે નહિ. તે દિવસથી જ પરસ્પરને પરસ્પરની મિત્રાચારીમાં બંધાવું પડશે.

આ બધી શર્ત્તો મંજૂર થતાંની સાથે જ બન્ને પક્ષમાંથી 'જય આનંદરાજનો જય' 'જય ભીલરાજ મહાવીરનો જય' આદિ અનેક પ્રકારના જયનાદો થવા લાગ્યા. ઉભયપક્ષના સૈનિકોએ પોતપોતાનાં શસ્ત્રોનો સ્પર્શ કરી પોતપોતાના પ્રભુની પ્રતિજ્ઞાને અનુમોદન આપ્યું. રાજા ભૂપસિંહે ફરીવાર પોતાનાં અશ્વપર આરોહણ કર્યું. સરદાર મહાવીર પણ અશ્વની પીઠપર ચઢી બેઠો.

ત્યારપછી રાજા ભૂપસિંહ મહાવીરની આપેલી તલ્વારને આદરસહિત ચુંબન કરી ઇશ્વરને સાક્ષી રાખી ઉંચા અવાજથી બોલી ઊઠયોઃ—" હું, આનંદપૂરનો અધિપતિ રાજા ભૂપસિંહ નારાયણ દેવ, આ પવિત્ર અસિનો સ્પર્શ કરી ફરીવાર અંગીકાર કરૂં છું કે, અત્યારથી મહામાન્ય સરદાર મહાવીર અને રણવીરને મારા મિત્રરૂપે ગ્રહણ કરૂં છું, તેમની મિત્રતાનો હું સંપૂર્ણપણે સ્વીકાર કરૂં છું. તેમની જરૂરની વેળાએ હું સૈન્ય અને અર્થબળદ્વારા મારાથી બનતી સહાયતા કરીશ અને સર્વ જનસમક્ષ શપથપૂર્વક કહું છું કે, આ જીવનમાં કદાપિ એ સંધિનો ભંગ કરીશ નહિ. અત્યારે અમારી બન્નેની વચ્ચે જે સંધિ થઇ છે, તે સંધિ સદાસર્વદા સ્થાયી રહેશે. કદાચ સાક્ષાત્ વિધાતા પણ એ સંધિનો ભંગ કરવાનો યત્ન કરશે, તથાપિ એ સંધિનો લેશમાત્ર પણ ભંગ થશે નહિ."

ત્યારે સરદાર મહાવીરે પણ તેવાજ અંગીકારવાક્યો સર્વ સમક્ષ ઉચ્ચાર્યાં. બન્ને પક્ષનાં સૈન્યદળપણ શપથપૂર્વક સમસ્વરે ફરીવાર બોલી ઊઠયાં કે, તેઓ પણ જીવજાનથી જીંદગી સૂધી એ સંધિનું પ્રતિપાલન કરશે અને તેમાં લેશ માત્ર પણ શિથિલતા થવા દેશે નહિ.

બરાબર એ જ વખતે વન માર્ગની એક બાજૂએથી રાજા ભૂપસિંહની છેક સમીપના વિભાગમાંજ એક અદ્‌ભુત રમણીમૂર્ત્તિનો એકાએક આવિર્ભાવ થયો. આનદરાજ એ રમણીમૂર્ત્તિને જોતાંની સાથેજ ભય સહિત ચમકિત થઇ ઊઠયો; કારણ કે, એ રમણી આ-

પણી પૂર્વ પરિચિતા ઉન્માદિની વિના બીજી કોઇ જ નહોતી. ઉન્માદિનીને જોતાંની સાથે જ ઓળખી જવાથી રાજા ક્રોધ સહિત બોલી ઊઠયો કેઃ—"જા, જા, અહીંથી સત્વર દૂર થા, દુષ્ટા ડોસી ડાકિણી! આટલા દિવસ પછી હું તને બરાબર ઓળખી શકયો છું. તું જ મારો સર્વનાશ સાધનારી શયતાની છે. મનુષ્યના આકારમાં રહેલી રાક્ષસી છે! પાપિણી! જો તને જીવનની કાંઇ પણ સ્પૃહા હોય, તો તું સત્વર અહીંથી પલાયન કર, નહિ તો જીવજાનથી મારી જશે, કોઇ શૂરવીર સૈનિકના શસ્ત્રથી ઠાર થશે."

આમ કહીને આનંદદુર્ગના ભૂપતિ ભૂપસિંહે એકદમ વેગપૂર્વક તેના તરફ પોતાનો અશ્વ દોડાવ્યો. દીવાની પણ જોતજોતામાં વનાન્તરાલમાં અંતર્હિત થઇ ગઇ. રાજા પણ તેની પાછળ એ ઘટાદાર ઘોર જંગલના એક વિભાગમાં અશ્વસહિત દોડી નીકળ્યો.

થોડીવારમાં જ સમગ્ર કાનન પ્રદેશ વિકટ સ્વરે પ્રતિધ્વનિત થઇ ઊઠયોઃ—"ભૂપસિંહ! ભૂપસિંહ! આનંદરાજ ભૂપસિંહ!"

એ સ્વર સાંભળીને મહાવીર અજાયબીની સાથે બોલી ઊઠયોઃ—"અરે, આ અવાજ તો આપણી પેલી શયતાની દીવાનીનો જ લાગે છે, પણ એ પાપિણી અહીં કયાંથી? વિજયમણિએ તો તેને મરણુને શરણુ કરી દીધી હતી ને? આ શું? શું એ કોઇ ચાલાક જાદૂગર છે કે પાપિણી પિશાચિકા છે?"

રણુવીરે કહ્યું કેઃ—"હા, હા, એ એ દીવાનીજ છે. વિજયમણિના આઘાતથી પણ એ દુષ્ટા હજી સુધી મરી નથી. મને તો એ ડાકિણીનું મ્હોં જોતાંની સાથેજ જણાઇ આવ્યું હતું કે, એના દ્વારા કોઇ એક મહા અનર્થ ઉપજ્યા વિના રહેશે નહિ. ખરેખર! આપણી બધી બાજીને ધૂળમાં મેળવનાર એ ચાંડાલિની જ છે. હું ધારૂં છું કે, એનો નાશ કર્યા વિના આપણે આપણા કામમાં કદાપિ ફતેહ પામીશું નહિ. તેણે આપણાં એક બે નહિ, પણ અનેક કામોપર પાણી ફેરવી દીધું છે. સુશીલા જેવી સુંદરીને પણ આપણે એ હરામજાદીના કારસ્થાનથીજ ગુમાવી છે. પણ ચિંતા નહિ. આ વખતે ખુદ રાજા બહાદુર પોતે તેની પાછળ ગયા છે, એટલે તેને પકડી પાડયા વિના રહેશે નહિ."

આ સાંભળીને લૂટારા અનુચર વિજયમણિ બોલી ઊઠયો કેઃ—"સરદાર બહાદુર! આપની આ ધારણા મને યુક્તિયુક્ત ભાસતી

નથી. મને પૂરતી ખાત્રી છે કે, રાજા ભૂપસિંહ એ શયતાનની બચ્ચીને કોઇ પણ રીતે પકડી શકશે નહિ. મારાથી કે તમારાથી પણ તેને કશી ઇજા કરી શકાશે નહિ. એ દુષ્ટા ડાકિણી—અમર છે. પરંતુ જો કદાચ રાજા સદ્‌ભાગ્ય યોગે તેને પકડી પાડશે, તો આ વખતે તેમના સપાટામાંથી તેનો કોઇ પણ રીતે છૂટકો થશે નહિ. રાજા એક આઘાતથીજ તેને જમીન દોસ્ત કરી દેશે અને એથી આપણો રસ્તો પણ બિલ્કુલ સાફ થઇ જશે. મને પણ એ સત્યાનાશીએ મરણને શરણ કરવાની કોશિશ કરી, પણ હું મારા નસીબના જોરે બચી ગયો છું. પરંતુ મારા એ વેરને હજીસૂધી હું ભૂલી શક્યો નથી. સરદાર નામદાર! આ દુનિયામાં એવાં પાપ જેટલાં ન હોય તેટલાં જ સારાં છે."

પરંતુ એ વિષયમાં ત્યારે બીજા કોઇએ કાંઇ પણ વાત ઉત્થાપન કરી નહિ. રાજાના પાછા આવવાની પ્રતીક્ષામાં સર્વજનો ત્યારે તે સ્થળે ચૂપચાપ ઉભા રહ્યા. મહાવીરના આદેશથી તેના અનુચરોએ અંધકારની અસુવિધાને દૂર કરવા માટે વન પ્રદેશના એક વિભાગમાં અગ્નિ સળગાવી દીધો. ભડભડ શબ્દે તરુલતાઓ સળગી ઉઠી. જોતજોતામાં ચારે દિશાઓ ઉજ્જવલ આલોકે આલોકિત થઇ ઉઠી.

લગભગ દશેક મિનિટ વીત્યા પછી રાજા ભૂપસિંહ એ વન પ્રદેશમાંથી બહાર નીકળી પોતાના સૈન્યદળની પાસે આવી પહોંચ્યો. ભીષણ વનાગ્નિના પ્રખર પ્રકાશથી સ્પષ્ટ દેખાવા લાગ્યું કે, તેનું મુખમંડળ કુતર્ક, કુચિંતા, ક્રોધ અને શોકથી ઢંકાઇ ગયું છે અને તેની બન્ને આંખોમાંથી જાણે આગની ચિનગારીઓ બહાર નીકળી રહી છે. એ જોઇને બન્ને લુટારા સરદારોએ એકી અવાજે આગ્રહ સહિત પૂછ્યું કે:—"રાજાધિરાજ! શું કોઇ પણ અપ્રિય બનાવ બન્યો છે?"

સુચતુર ભૂપસિંહે તરત જ ઉપસ્થિત મનોભાવને દબાવી દઇને એક પ્રકારનું મલિન તથા શુષ્ક હાસ્ય કરીને ધીર ગંભીર સ્વરે કહ્યું કે:—"ના, ના! એવો અપ્રિય બનાવ બન્યો નથી."

લૂટારા સરદાર મહાવીરે કૌતુહલ સહિત ફરીવાર રાજાને પૂછ્યું કે:—"તે હરામજાદી દીવાનીનું શું થયું? એ પાપિણી પિશાચિની ક્યાં ગઇ?"

કનિષ્ટ રણવીર પણ અધિકતર આગ્રહની સાથે મહાવીરની સાથે સાથે બોલી ઉઠયો:—"જવા દો, જવા દો, એ રાક્ષસી બુઢ્ઢીના નામને જવા દો. એ હરામજાદીની વાતની આપણને કશી પણ આવશ્યક્તા

નથી. આપણે આપણા કામની વાત કરો. એવી ફોકટની વાતોથી કશું પણ વળવાનું નથી.”

ત્યારપછી રાજા ભૂપસિંહ નારાયણ દેવે અત્યંત મધુર સ્વરથી દસ્યુ સરદારને સંબોધીને કહ્યું કેઃ–“ જૂઓ, મહાવીર ! આપણી એક બીજાની મુલાકાતનો ઉદ્દેશ સિદ્ધ થયો છે. આજથી આપણે એક બીજા એક બીજાના મિત્ર થયા છીએ. આપણી એ મિત્રાચારી યુગોના યુગો સુધી સ્થાયી રહે અને એમાં કોઇપણ પ્રકારનું વિઘ્ન ન આવે, એ હવે આપણે ઉભય પક્ષને ખાસ સંભાળપૂર્વક સાચવવાનું છે. તમોને જરૂર પડશે, ત્યારે મારૂં સૈન્ય તનમનથી તમોને સહાયતા કરશે તથા મને જરૂર પડે ત્યારે, તમારા સૈન્યે તેવી જ સહાયતા કરવી પડશે. આપણે બન્ને હવે એક બીજાના સુખ દુઃખના ખરા મિત્રો થઇ ચૂકયા છીએ. બસ આ સર્વ શર્તો હવે સિદ્ધ થઇ ચૂકી છે. જો કે પહેલાં તમારી સાથે અમારો કાંઇક વિરોધ–ભાવ હતો, પરંતુ આજથી અમારો એ વિરોધ ભાવ દૂર થયો છે. આજથી આપણે પરસ્પર પરસ્પરને સહાયતા કરીશું. એ વાત અમોને કબુલ છે. અમો એવી દૃઢ પ્રતિજ્ઞા કરીએ છીએ. તમોએ પણ અમારી પેઠે એવુંજ કબુલ કર્યું છે. એવી જ પ્રતિજ્ઞા કરી છે. કેવળ એટલું જ નહિ. પણ જો કદાચ એવો પ્રસંગ આવી લાગશે તો આનંદ દુર્ગ અને કાલિદુર્ગ ઉભય પક્ષના સૈન્ય બળને એક પાતાકાને આધીન થઇ યુદ્ધ કરવું પડશે. મને આશા છે કે, જો આપણા બન્ને પક્ષનાં મહા બળવાન પહાડી સૈન્યો એકી સાથે મળીને યુદ્ધ કરશે, તો શત્રુ પક્ષનો કદાપિ આપણા પર વિજય થઇ શકશે નહિ. આપણા સૈન્યોની સહાયતાથી આપણે ધારીશું તો ગમે તેવા મહાન રાષ્ટ્રપર પણ આપણો વિજય સ્થાપિત કરી શકીશું; બિચારા સુરંગપૂરના સૈન્યની શી તાકાત છે કે, તે આપણા અજિત સૈન્યપર વિજય મેળવી શકે! સરદાર ! આપણે હવે સર્વથા નિર્ભય થયા છીએ. આપણે હવે ડરવાનું કશું પણ કારણ નથી.”

“ અવસ્ય એમ જ થશે. ” સંભ્રમસહિત સમસ્વરે આવી વાત કહીને બન્ને દસ્યુ સરદારોએ એક પછી એક રાજા ભૂપસિંહના સાથે હાથ મિલાવ્યા.

ત્યારપછી બન્ને પક્ષે એક બીજાની પાસેથી વિદાયગીરી લીધી. એક પક્ષે કાલિદુર્ગ ભણી પ્રયાણ કર્યું. અને બીજો પક્ષ આનંદદુર્ગ ભણી ચાલ્યો.

આનંદદુર્ગમાં પ્રવેશ કરતાંની સાથે જ રાજા ભૂપસિંહે સર્વથી પ્રથમ એકદમ ઉતાવળા પગલે પોતાના પરમ પ્રિય દીવાન દોલતસિંહના ઓરડામાં પ્રવેશ કર્યો. રાજાને એવા ગભરાટની સાથે ઓરડામાં આવેલો જોઇને અને તેના મુખના ભાવોનું સંપૂર્ણ રીતે અવલોકન કરીને દીવાન દોલતસિંહ સમજી ગયો કે, ફરીવાર કોઈ નવીન દુર્ઘટના સંઘટિત થઇ છે. પરંતુ તેમ છતાં પણ તેનાથી રાજાને કોઇ પણ વાત પૂછવાનું સાહસ કરી શકાયું નહિ. તે એકીટસે રાજાના મ્હોં સ્હામું જોઈ રહ્યો.

રાજા ભૂપસિંહ ઓરડામાં પ્રવેશ કરી દીવાનની નજીકના બીજા એક આસનપર બેસી અચકાતા અવાજથી કહેવા લાગ્યો કેઃ—"દીવાન! ઉપરાસાપરી આપત્તિપર આપત્તિ આવવા માંડી છે, અને એ સર્વ આપત્તિઓથી મારૂં મન બિલ્કુલ મુંઝાઇ ગયું છે. હું ધારૂં છું, દીવાન કે, હવે આપણો બચાવ કોઇ પણ પ્રકારે થઇ શકે તેમ—"

"શું કહો છો?" રાજા ભૂપસિંહની વાતમાં વિઘ્ન નાખી અધિકતર ભય, ઉત્કંઠા અને આગ્રહ સહિત કંપતા દેહે તથા કંપતા અવાજે દીવાન દોલતસિંહ બોલી ઉઠયોઃ—"શું કહો છો, સરદાર? વળી પાછી એવી તે શી મહાન આપત્તિ આવી પડી છે કે, જેથી આપ આટલા બધા અધીરા બની જાઓ છો? કહો-કહો, નામદાર, સત્વર કહો, મારી ઉત્સુકતાને વધારે ન વધારો."

યંત્રણાથી વિંધાયલા હૃદયે તથા રૂંધાયલા અવાજે રાજા ભૂપસિંહે કહ્યુંઃ—"શું કહું દીવાન! શું કહું? એ દુષ્ટા ડાકિની દીવાની હજી સૂધી જીવતી છે. અરે જીવતી છે, એટલું જ નહિ, પણ આપણો સર્વ નાશ કરવાની ખટપટ પણ કરી રહી છે."

"હેં! હજી પણ એ રાક્ષસી જીવતી છે! આપે તેને જોઇ છે! ક્યારે જોઇ છે! આપ આ સઘળું શું સત્ય જ કહો છો?" કંપિત કંઠે સવિસ્મયે દીવાન દોલતસિંહે રાજાને આ વાત ફરીવાર પૂછી.

" રાજાએ દીવાનના પ્રશ્નના પ્રત્યુત્તરમાં ઘણા જ ગંભીર સ્વરથી જણાવ્યું કેઃ—

"હું જ્યારે લૂટારા સરદાર મહાવીરની સાથે વાતચીત કરતો હતો, બરાબર એ જ સમયે સહસા સમીપના વનમાં મારી દૃષ્ટિએ એ દુષ્ટા ડાકિણી દીવાની પડી હતી. એ પાપિણીને જોતાંની સાથે જ વિષમ ક્રોધ અને કુતૂહલને આધીન થઇને હું તેની પાછળ પાછળ

એ વનમાં દાખલ થયો હતો. પરંતુ એ વિકરાળ ચહેરાવાળી રાક્ષસી વિકટહાસ્ય કરી મોટા મોટા બરાડા તથા તાબોડા પાડતી મારી આગળ આગળ દોડવા માંડી હતી. શું કહું દીવાન ! એ સ્વર સાંભળીને મારૂં હૃદય કંપી ઉઠયું હતું. મસ્તકમાં જાણે અગ્નિ સળગી ઉઠયો હતો. મનમાં નાના પ્રકારની વિપત્તિઓની ચિંતા જન્મી હતી. મેં દીવાનીની પેઠે તેની પાછળ પાછળ મારો ઘોડો દોડાવ્યો હતો. હું દીવાનાની પેઠે તેની પાછળ પાછળ દોડી નીકળ્યો હતો. મેં થોડી વારમાં જ તે દીવાનીને પકડી પાડી હતી. પકડીને મેં તેને પૂછ્યું હતું કેઃ–" હે ડાકિણી ડોસી ! તું કોણ છે ? તારે મારાં સર્વ કાર્યોમાં વિઘ્ન નાખવાનું શું પ્રયોજન છે ? મેં તારૂં શું બગાડયું છે કે, તું અહર્નિશ મારૂં અહિત કરવાની ચેષ્ટા કરી રહી છે ? વારંવાર તું મારી પાસે આવીને મારો અસહ્ય ઉપહાસ તથા અપમાન શા કારણથી કરે છે ? કહે, કહે, ડોસી, કે તું કોણ છે ? શું તું કોઇ મનુષ્યલોકની માનવી છે કે દૈત્યયોનિની ડાકિણી છે ?"

આથી તેણે તેના તે ઉન્માદભાવનો પરિત્યાગ કરી ઘણા જ ગંભીર સ્વરથી, મારા તરફ તીવ્ર કટાક્ષપાત કરીને કહ્યું કેઃ–" હું કોણ છું, એ શું તું નથી જાણતો, ભૂપેન્દ્ર ! મારે તારૂં અપમાન શા માટે કરવું પડે છે, તારા અહિતના યત્નોમાં શા કારણથી પ્રવૃત્ત થવું પડયું છે, એ સર્વ વાર્તાઓથી તું શું સર્વથા અનભિજ્ઞ છે ?" આથી મારા કુતૂહલની અધિક વૃદ્ધિ થઇ. મેં અજાયબીની સાથે તેને પૂછ્યું કેઃ–" વારૂ, કહે જોઇએ કે, તું કોણ છે અને શા કારણથી મારૂં અહિત કરવાના યત્નો કરી રહી છે ?" ત્યારે તેણે મને જે વાત કહી, જે નામ સંભળાવ્યું, તેથી તે જ સ્થળે હું તરત જ જડ પદાર્થની પેઠે નિશ્ચેષ્ટ થઇ પડયો. મેં તેનો હાથ છોડી દીધો. ત્યાર પછી મારાથી તેને કાંઇ પણ પ્રશ્ન પૂછી શકાયો નહિ. તે પણ તે સુયોગથી મારો હાથ છોડીને વનની અંદર કોણ જાણે કયાં ચાલી ગઈ. કાળો નાગ જેવી રીતે પોતાની ધારેલી વ્યક્તિને દંશન કરીને ફરીવાર પોતાના રાફડામાં પ્રવેશ કરે છે, બરાબર તેવીજ રીતે દંશન કરીને એ કાળી નાગિણી વનના ઓથમાં છૂપાઇ ગઇ."

" શું નામ ? કયું નામ ? એ દીવાનીએ આપને કયું નામ કહી સંભળાવ્યું વારૂ ?"

સંદેહ, આશંકા અને ઉત્કંઠામિશ્રિત સ્વરે કંપતા કલેવરે દીવાન દોલતસિંહે ફરીવાર પૂછ્યું.

આનંદરાજે ભયચકિત નેત્રે ધીરે ધીરે એ ઓરડાની ચારે બાજૂએ એકવાર દૃષ્ટિ સંચાલન કરી; દૃષ્ટિ સંચાલન કરી તેણે જોયું કે, બીજી કોઇ પણ વ્યક્તિ ત્યાં આગળ છે કે નહિ; અથવા તેને એ સમયે એવું જણાવા લાગ્યું કે, જાણે ઓરડાના દીવાલોને પણ કાન છે, સાન છે, શ્રવણશક્તિનું જ્ઞાન છે. આવી રીતે તેણે કંપતા કંઠે ઘણા જ ધીમા સ્વરે દીવાનના કાનમાં એક નામ, તેમના એક સુપરિચિત નામનો ઉલ્લેખ કર્યો. એ નામ સાંભળીને દીવાન પગથી માથા સુધી કંપી ઊઠ્યો. એ નામ સાંભળીને વૃદ્ધ દોલતસિંહ ક્ષણવાર સુધી લાકડાંની પૂતળી પેઠે અનિમેષ નયને રાજા ભૂપસિંહ નારાયણના મુખ તરફ જોઇ રહ્યો. ત્યાર પછી ઘણી વારે તે બરાબર કંઠશ્વાસ રોગીની પેઠે ભાંગ્યા તૂટ્યા અવાજથી બોલી ઊઠ્યો:–"હું પણ એ જ દહેશત રાખતો હતો, મહારાજ ! હું પણ એવી જ દહેશત રાખતો હતો. પરંતુ તેમ છતાં પણ મને બીજી એક આશા હતી—"

રાજા ભૂપસિંહે વિષાદ–ગંભીર સ્વરે કહ્યું:–"આપણે તો હવે ડૂબવાજ બેઠા છીએ ? વૃથા ભય કરવાથી આપણને હવે પરિણામ પણ શું મળી શકે તેમ છે ? તમે આમ ગભરાઓ છો શા માટે ! હવે ગભરાવાથી શું વળવાનું છે ? જે થવાનું હતું તે થઇ ગયું છે અને ભવિષ્યમાં પણ જે કાંઇ થવાનું હોય, તે ભલે થાય. આપણે હવે આપણા હૃદયને વજ્રથી પણ કઠિન કરવાનું છે."

ત્યાર પછી રાજા અને દીવાન બન્ને જણા એક બીજાના મુખ તરફ જોતા ઘણી વાર સુધી ચુપચાપ ઉભા રહ્યા. કેટલીક વાર સુધી કોઇના મુખમાંથી કાંઇ પણ શબ્દ નીકળી શક્યો નહિ. તેમને બન્નેને એ વખતે એમ જ જણાવા લાગ્યું કે; બન્નેનાં હૃદય જાણે એક પ્રકારની ભારી વિપત્તિની ચિંતામાં ગુંથાઇ ગયાં છે અને બન્ને જણા જાણે એકદમ બાહ્યજ્ઞાન–ચૈતન્ય–શૂન્ય થઇ પડયા છે.

છેવટે કેટલીક વાર પછી ફરીવાર તેમની બન્નેની વચ્ચે વાતચીત થવા માંડી. ધીમા અને અસ્પષ્ટ સ્વરથી તેમની બન્નેની વચ્ચે અનેક ક્ષણ સુધી અનેક પ્રકારની વાતોચીતો ચાલી. તેઓ બન્ને છેવટે એવા નિશ્ચયપર આવી ગયા કે, નિયતિ કિંવા ભાવિએ તેના વજ્રહસ્તમાં જાણે તે જ ક્ષણે તેમને દૃઢતાથી પકડી રાખ્યા છે. બન્નેનો મૃત્યુકાળ જાણે

છેક સમીપમાં આવી લાગ્યો છે. એ બધું ગમે તેમ હો, પણ તેમની સલાહ-મસલત છેવટે આવી રીતે નિશ્ચિત થઇ કે, હવે તેમણે બન્નેએ કર્તવ્યના માર્ગમાં કૂદી પડવાનું છે, ગમે તે રીતે તેમને તેમનું કામ પાર પાડવાનું છે.

રાજા ભૂપસિંહ અંતે સાહસથી કમર કસી મરણીયો થઇ ઉભો રહ્યો. આ પ્રમાણે રાત્રિના પ્રથમ પ્રહર સુધી દીવાનની સાથે સલાહ મસલત કરી આખરે આનંદરાજ ભૂપસિંહે દુશ્ચિંતાના ભારથી જડાયલા હૃદયે ધીરે ધીરે પોતાના શયનગૃહ ભણી પ્રસ્થાન કર્યું. પરંતુ તે રાત્રે રાજા ભૂપસિંહ કે દીવાન દોલતસિંહ કોઇની પણ આંખોમાં એક પળને માટે પણ નિદ્રાદેવીનો સંચાર થયો નહિ. તેઓ બન્નેએ આખી રાત કેવળ ઉજાગરામાં જ વીતાડી.

તે દિવસે સાંઝે આનંદદુર્ગના મોરચા ઉપર અગ્નિ પ્રજ્વલિત કરી દેવામાં આવ્યો. તેને બીજે દિવસે પ્રભાતમાં જ ઠેક ઠેકાણેથી આનંદરાજના તાબાના ફોજદારો અને સર્વ જાગીરદારો પોતપોતાના મુકરર કરી રાખેલા ઘોડેસ્વારો તથા પાયદળ સૈનિકોની સાથે આનંદદુર્ગમાં આવી પહોંચ્યા અને ત્યાર પછી પણ ધીમે ધીમે કેટલાક સૈનિકો આનંદરાજના આશ્રય તળે યુદ્ધાર્થે આવીને એકત્ર થવા લાગ્યા. આનંદદુર્ગના સર્વથી ઉંચા શિખરપર યુદ્ધનો વાવટો ચઢી ગયો. જોતજોતામાં ત્રણ દિવસની અંદર આનંદદુર્ગ ત્રણ હજાર અશ્વારોહી અને પાંચ હજાર પાયદળ સૈન્યથી પરિપૂર્ણ થઇ ઊઠ્યો. રાજમહાલયના સુવિશાળ ચૉકમાં રાજા ભૂપસિંહના દર્શનાર્થે હમેશાં એ સમસ્ત સૈનિકો કૃત્રિમ રણપોશાક ધારીને આવવા લાગ્યા અને તે સાથે તેએ સર્વ શત્રુઓની સાથે લડવાને સંપૂર્ણ તૈયાર છે, એવો ભાવ પણ દર્શાવવા લાગ્યા.

આ તરફ ભીલ સરદાર મહાવીર પણ પોતા કાલિદુર્ગમાં રહીને તેની સમગ્ર દસ્યુસેનાને યથાયુક્ત રણકૌશલ્યનું શિક્ષણ આપવા લાગ્યો.

## પંચદશ પરિચ્છેદ

### નગર-પ્રવેશ

ભવિષ્યનું પરિણામ વિચારી કરવું કામ;
પગ દેવો જોઇ ઠામ, આગે દૃષ્ટિ રાખવી;
પ્રજા સુખે પાળવાને શત્રુને સંહારવાને;
ફોજ સદા બચવાને, રાજા રાખે જાળવી;
કોઇ સમે ઘરમાંહે ગાનતાન બહુ થાય;
કોઇ સમે હાય હાય શબ્દો ઉચ્ચારાય છે;
ભિક્ષા લેવી પડે કદી 'આપોઆપ' મુખે વદી;
કદાપિ દાતાર બની દાન તો દેવાય છે;
છાયા કદી વૃક્ષ તળે રહે નવ એક સ્થળે;
સદા કાળ પળ પળે જુઓ બદલાય છે.

પૂર્વે વર્ણવેલી ઘટના બન્યા પછી આજે છઠ્ઠે દિવસે આપણે ઉપોદ્‌ઘાતમાં વર્ણવેલા સુરંગપૂર નગરમાં પ્રવેશ કરવો પડશે. જે સમયે કિશોરસિંહે એ શહેરમાં પ્રવેશ કર્યો તે સમયે, સંધ્યાકાળ થવા આવ્યો હતો. અખિલ સૃષ્ટિને સૌભાગ્ય સમર્પણ કરનાર સૂર્યનારાયણ છેક અસ્તાચલમાં જઇ પહોંચ્યા હતા, જાણે તેમના વિયોગના દુઃખથી જ; આકાશમાંની આરક્ત મેઘમાળાએ પોતાની સૌભાગ્યદાયિની રક્ત કાન્તિનો પરિત્યાગ કરીને કૃષ્ણવર્ણ ધારણ કરી લીધો હતો.

સૂર્યદેવ પણ આરક્તવર્ણ ધારણ કરી ગિરિનાં શિખરોપર, તરુવરની ટોચોપર અને મોટી મોટી આકાશ સ્પર્શી ઇમારતોનાં શૃંગોપર સોનેરી રંગના લાલ કિરણો છવરાવીને અસ્તાચલમાં વિશ્રામ મેળવવા માટે જઇ પહોંચ્યા હતા. કિશોરસિંહ, સદાશિવ અને શાંતિપ્રસાદ ત્રણે જણાએ ત્રણ પરમ સુંદર અશ્વોપર આરોહણ કરી બરાબર એજ સમયે સુરંગપૂર નગરમાં પ્રવેશ કર્યો. તેઓ ત્રણે જણાની આંખોથી એ શોભામયી નગરીનાં શોભામય દૃશ્યો સુપરિચિત હતાં; તેઓ મનના આનંદથી ચારે તરફ અવલોકન કરતા અશ્વપર બેસી આગળ ચાલ્યા જતા હતા.

નગરીની નજીકમાં ઉત્તર વિભાગમાં ઉંચા પર્વતોની હારોની હારો આવેલી હતી. સંધ્યાના સમીરણથી એ સુવિસ્તૃત નગર સુશીતળ થઇ

જવા આવ્યું હતું. પાર્વતીય શાંતિપ્રદ સુખસ્પર્શ વાયુહિલ્લોલોથી અને અને ઘણીવાર સુધી અશ્વપર બેસી ભ્રમણ કરવાથી કિશોરસિંહનું સુંદર મુખમંડળ આરક્ત આભાથી સુરંજિત થઇ ગયું હતું. કારાગૃહનાં કષ્ટો, માનસિક યંત્રણા, ઘોરતમ પીડન અને નાના પ્રકારની પ્રતિકૂળ ઘટનાઓમાંથી બચીને સ્વાધીનતાનું સુખ સંપાદન થવાથી, તથા આનંદદાયિની શુભ આશાનો અભ્યુદય થવાથી, તેની વિશુષ્ક વદનકાંતિ અત્યારે નવીન રંગે રંગાઇ ગઇ હતી; પૂર્ણચંદ્રની પેઠે પ્રફુલ્લિત બની ગઇ હતી. કિશોરસિંહને એ સર્વ કાંતિ આજે જાણે ઘણો જ સુંદર દેખાડી રહી હતી, તેણે તેના અતુલ રૂપને ઘણું જ વધારી દીધું હતું. સર્વજનો અનન્ય મનથી એ અતુલ રૂપમાધુરીનું નિરીક્ષણ કરતા હતા, સુન્દરી કામિનીઓ એ કામિનીરંજન નવીન રુપનાં દર્શન કરીને વિમુગ્ધ થઈ જતી હતી. અશ્વવારોહીઓ ધીમે ધીમે ધીમે પગલે અશ્વ ચલાવતા હતા.

સંધ્યા થઇ ગઇ પાર્વતીય સાયંસમીરણ, સાયંપુષ્પના સૌરભ સાથે મળી જાણે નાચીને પ્રવાહિત થવા લાગ્યો. અનંત નીલ આકાશમાં લક્ષ લક્ષ નક્ષત્રરૂપી રૂપેરી પુષ્પ વિકસિત થયાં. રૂપેરી દીપક સળગી ઉઠયા; નદીના જળમાં; સરોવરના જળમાં એ રત્નજડિત સુનીલ મનોહર ચંદ્રાતપની ચમત્કારિક છાયા પડી; ખરેખર એ સમયે સર્વ શોભા અત્યંત અપરૂપ થઈ પડી! નગરીમાં ઘેરે ઘેરે દુકાને દુકાને, હવેલીઓના દ્વારે દ્વારે, ગવાક્ષે ગવાક્ષે અને સુવિશાળ રાજમાર્ગની બન્ને બાજૂએ શત શત સહસ્ત્ર સહસ્ત્ર દીપમાળા પ્રજ્વલિત થઇને સંધ્યાવધૂને આલોકાલંકારે સજાવી દીધી. નગરી જાણે મણિના હારને ગળામાં ધારણ કરી, મણિમુકુટને મસ્તકપર મૂકી, મનોમોહિનીના રૂપથી સુસજ્જિત થઇ. દેવાલયે દેવાલયમાં શંખઘંટા વાગવા માંડયા. અભિનવ નયને સુરંગપૂરનો રંગભંગ અત્યંત રમણીય ભાસવા લાગ્યો. કિશોરસિંહે જોયું કે, સંધ્યાના સમાગમથી થયેલી આવી શોભાસમૃદ્ધિ અને દીપમાળાઓની રોશની હોવા છતાં પણ સુરંગપૂર જાણે કાંઇક કાંઇક અંધકાર મિશ્રિત જણાય છે. જાણે કોઇ એક પ્રકારના મહા ભયાનક અંધકારના આવરણથી એ શહેર આચ્છાદિત થયું હોય, એવો ભાસ થાય છે. પહેલવહેલાં એ નગરી સદા સર્વદા હસતા મુખે પથિક જનોને પ્રેમાનંદથી આહ્વાન કરતી હતી. આજે એજ સુરંગપૂર તેવી રીતે મનના ઉલ્લાસથી શા માટે

નહિ હસતું હોય? રંગવિલસિત સુરંગપુરનો આવો સ્તંભિત ભાસ મને શા કારણથી થઇ રહ્યો હશે ? જે સુરંગપુર શોભામાં અમરાપુરી સમાન સુંદર, વૈભવમાં ઇંદ્રના ઇંદ્રાસન સમાન અનુપમ અને ગૌરવમાં ગૌલોક સમાન આદર્શ ગણાતું હતું, તેજ સુરંગપુરની અનિર્વચનીય શોભા આવી મલિન શાથી ભાસે છે ? અશ્વારોહીઓ આવો સ્તંભિત ભાવ જોઇને મનમાં ને મનમાંજ વિસ્મય પામ્યા. ઉત્સાહપૂર્ણ માનસમાં અકસ્માત્ સંશયના વાદળાંનો આવિર્ભાવ થયો. ત્રણે અશ્વો શાંત ભાવે ધીમી ચાલે ચાલવા લાગ્યા.

તેઓ ક્યાં જઇ રહ્યા છે ? સુરંગપુરનગરમાં વૃદ્ધ રણધીરસિંહ રાયનું સુરમ્ય નિકેતન–ગૃહ છે. કિશોરસિંહે ધાર્યું હોત તો તે, સ્વચ્છંદે એ મહાલય તુલ્ય રમણીય નિકેતનમાં નિવાસ કરી શકત, પણ તેણે તેમ કર્યું નહિ. નગરના પૂર્વ વિભાગમાં એક એકાંતવાળા મહોલ્લામાં એક દેવાલય હતું. ગંગાધર ગાંગુલી નામનો એક ભદ્રપુરુષ એ દેવાલયની દેખરેખ રાખનાર મુખ્ય પૂજારી હતો. કિશોરસિંહ બાલ્યાવસ્થાથીજ સુરંગપુરમાં પ્રતિપાલિત થયો હતો, ગંગાધરના સાથે તેનો ઘણોજ ગાઢ સંબંધ હતો. સદાશિવ તથા શાંતિપ્રસાદના સાથે પણ ગંગાપ્રસાદની પહેલાંની ઓળખાણ પિછાણ હતી. ખાસ કરીને દેવાલયમાં અનેક ખાલી ઓરડા પણ હમેશાં પડ્યા રહેતા, મુસાફર માણસો કે જેઓ સારી સ્થિતિના તથા આબરૂદાર હોય, તેઓ અનાયાસે ત્યાં આગળ પરમ સુખે વાસ કરી શકતા. રણધીરસિંહ રાયના મહાલયમાં પ્રવેશ ન કરતાં બુદ્ધિમાન કિશોરસિંહ પોતાના બન્ને સોબતીઓની સાથે એ દેવાલયમાંજ આવી પહોંચ્યો.

વાર્તાના સૂત્રને ધારણ કરતાં પહેલાં આ સ્થળે એ દેવાલય અને તેના પૂજારીનો સંક્ષિપ્ત પરિચય પ્રદાન કરવાની આવશ્યક્તા છે. એ દેવાલય પ્રશસ્ત હતું; તેની ચારે બાજૂએ ઉંચી ઉંચી દીવાલો આવેલી હતી. સ્હામેના ઓરડાઓની હારમાં અનેક મંદિરો હતાં, મધ્ય ભાગમાં ચૉક હતો. ચૉકની દક્ષિણ દિશામાં નોકર ચાકરોને રહેવાનું સ્થાન હતું અને પશ્ચિમ દિશામાં વિદેશી તથા સંન્યાસી લોકોને રહેવા લાયક અતિથિશાળા આવેલી હતી. મંદિરોમાંનાં ઘણાં ખરાં પત્થરનાં બંધાવેલાં મંદિરોજ હતાં. સર્વથી ઉંચા મંદિરનું બંધારણ નવરત્નના જેવું હતું. તેનાં નવ શિખરોપર લાલરંગની નવ પતાકા શોભી રહી હતી; એ મંદિરની અંદરનો ભાગ સફેદ સંગેમરમરના પત્થરોથી બાંધવામાં

આવ્યો હતો. મુખ્ય મંદિરમાં એક ગૌરવર્ણની મનુષ્યમૂર્ત્તિ જ ભક્તજનોની ઉપાસ્ય પાષાણમૂર્ત્તિ હતી. એ મૂર્ત્તિનો રાજવેશ નહોતો, એ મૂર્ત્તિનો સંન્યાસીવેશ હતો. બીજી એક સખામૂર્ત્તિ નજીકમાં હોત તો નિત્યાનંદ–ચૈતન્યરૂપે જ એ બન્ને મૂર્ત્તિઓને માની લેવી પડત, પરંતુ યુગલમૂર્ત્તિનો અભાવ હતો, નિત્યાનંદ નહોતા, તથાપિ જો એ મૂર્ત્તિને ચૈતન્ય મૂર્ત્તિ કહેવામાં આવે તો તેથી ભક્તનું મન પ્રફુલ્લિત થઇ આવે તેમ હતું; ત્યારે તેને હવે આપણે ચૈતન્યનીજ મૂર્ત્તિ માની લઇશું.

સેવાને માટે પૂજારી બ્રાહ્મણ, પાચકપાચકા અને દાસદાસી, નિયુક્ત કરવામાં આવ્યાં હતાં. તત્વાવધાયક ગંગાધર ગંગોપાધ્યાય એ સહુના ઉપર દેખરેખ રાખતો હતો. મંદિરના ઉત્તર વિભાગમાં આવેલા બીજા ખણ્ડમાં અનેક ઓરડાઓ હતા અને એ વિભાગને અંદર મહેલ તરીકે ઓળખાવવામાં આવતો હતો. ગંગાધર પોતે એ વિભાગમાં વસતો હતો. દેવાલયનો કાર્યભાર ગ્રહણ કર્યા પછી ગંગાધરનું નવું નામ ભંડારી મહારાજ પડ્યું હતું. સ્ત્રી પુરુષ આદિ સર્વે તેને ભંડારી મહારાજ કહીને બોલાવતાં હતાં. કોઇ કોઇ દીવાન મહારાજ પણ કહેતાં હતાં. અમો પણ આ સ્થળે ગંગાધરને ભંડારી મહારાજ તરીકે ઓળખાવીશું. ગંગાધરને સ્ત્રી નહોતી; લગભગ દશ વર્ષ થયાં, સ્ત્રીનો વિયોગ થયો હતો. ત્યારપછી તેણે બીજી વાર લગ્ન કર્યાં નહોતાં. અત્યારે તેની ઉમ્મર લગભગ પચાસેક વર્ષની થવા આવી હતી. તેનું શરીર ઘણું જ હષ્ટપુષ્ટ હતું અને શારીરિક શક્તિ પણ છેક નબળી નહોતી. પ્રકૃતિ ગંભીર, વ્યવહાર અમાયિક, ભાષા સરળ અને સુમિષ્ટ હતી, સ્વભાવગુણે સર્વજનો તેના પ્રતિ સંતુષ્ટ રહેતાં હતાં. ગંગાધરને એક સુંદરી કન્યા હતી અને એ માતૃહીના કન્યા પણ પિતાની સાથે એ દેવાલયમાંજ વસતી હતી. ગંગાધર મહારાજ કન્યાને પોતાના પ્રાણથી પણ વિશેષ સ્નેહ કરતો હતો, કન્યા પણ રૂપમાં, ગુણમાં અને શીલતામાં સર્વની પ્રિયપાત્રી થઇ પડી હતી. કન્યાનું નામ લલિતપ્રભા હતું. તેની ઉમ્મર લગભગ તેરેક વર્ષની હતી અને હજીસુધી તે અવિવાહિતા હતી.

કિશોરસિંહ બન્ને સહચરો સહિત એ દેવાલયનો અતિથિ થયો. ઘણા દિવસ પછી કિશોરસિંહનાં દર્શન કરીને ભંડારી મહારાજે પરમ આદરયત્ને તેમની અભ્યર્થના કિંવા સત્કાર કર્યો. તેમના ત્રણે

જણાના ત્રણે અશ્વોને બહારના મકાનમાં બાંધવામાં આવ્યા. અતિથિ અભ્યાગતનો સમાગમ થવાથી કુમારી લલિતપ્રભા પરમ ઉલ્લાસે, પરમ પ્રેમે સેવાસુશ્રૂષા કર્યા કરતી. અત્યારે પણ નવા આવેલા ત્રણે અતિથિઓની સુશ્રૂષાનો ભાર એ હાસ્યમુખી સુશ્રૂષાકારણી લલિતપ્રભાએજ પોતાના શિરપર વ્હોરી લીધો, એ બાલિકા કદાપિ મલિન કિંવા દિલગીર રહેવાનું જાણતી નહોતી, સર્વદા આમોદ આલ્હાદે પ્રમોદિનીજ રહેતી હતી. તેનું મુખ હમેશાં હસતું ને હસતુંજ રહેતું. તેનાં ઘોરકૃષ્ણ તારકાયુક્ત બન્ને નયનોમાં નિરંતર કોમળતા નૃત્ય કર્યા કરતી. તેના હૃદયમાં ચતુરતાનો રંચ માત્ર પણ નહોતો. તેનાં બાલિકાસુલભ માધુરીભરેલાં નયનોમાં વિકારનો સંચાર પણ થયો નહોતો. તેટલી નાની ઉમ્મર હોવા છતાં પણ તેની આંખોમાં લજ્જાનો ભાવ સદૈવ વિરાજમાન રહેતો. ઉંચી નજરે કોઇ પણ પુરુષનું મુખ જોવાનો લલિતપ્રભાને અભ્યાસજ નહોતો. બાલિકા પ્રફુલ્લવદને ત્રણે અતિથિઓના આહારાદિની તૈયારીમાં ગુંથાઇ ગઇ. પરિચારિકા અને પાચિકા (રસોઇણ) એ બધું તૈયાર કરી દીધું. લલિત પોતાના હાથે કાળજીથી ભોજનની સામગ્રી તૈયાર કરી આપવા લાગી. કુમારી, નાની ઉમ્મરની અવિવાહિતા કુમારી હતી; મનમાં કોઇપણ પ્રકારનો સંકોચ અથવા ભાવાન્તર નહોતો. વળી વિશેષે કરીને અત્યારે આવેલા અતિથિઓ નવીન લોકો નહોતા; બાલ્યાવસ્થાથી જ લલિતપ્રભા તેમને જોતી આવતી હતી, હસતા મુખે તેમની સાથે વાતચીત કરવાનો તેને અભ્યાસ પડી ગયો હતો, ગાઢ સંબંધ બંધાઇ ગયો હતો, આ સર્વ કારણોથી તેના મનમાં સંકોચ પણ શી રીતે સંચાર કરી શકે ? એ બાલિકાના હૃદયમાં લજ્જાનો ભાવ પણ શી રીતે આવિર્ભૂત થાય ? તેના હૃદયમાં લેશ માત્ર પણ લજ્જા ઉત્પન્ન થઇ નહિ. બાલિકા પોતાની મેળે જ તેમની ત્રણે જણાની પાસે આવવા જવા લાગી; પરંતુ તેમ છતાં પણ લલિતપ્રભાનાં નયનો હમેશના મ્હાવરા મૂજબ સ્થિર, અચંચળ અને અવનતજ રહેવા લાગ્યાં, કોઇ પણ પ્રકારનો કુવિકાર તેનાપર પોતાનો અધિકાર સ્થાપવાને સમર્થ થઇ શક્યો નહિ. અવનતવદને, અવનતનયને લલિતપ્રભા—આલ્હાદિની લલિતપ્રભા દોડી દોડીને અતિથિઓની સેવા કરવા લાગી. કહેવાની જરૂર નથી કે, એ ત્રણે અતિથિઓને મંદિરના અંદર મહેલમાં જ રહેવાનું સ્થાન પ્રાપ્ત થયું હતું.

અતિથિઓ પોષાક પરિવર્તન કરી ભોજન કરવા બેઠા. સમૃદ્ધિ-સંપન્ન દેવાલયમાં કોઇ પણ વસ્તુનો અભાવ જ નહોતો. બાલિકા લલિત-પ્રભાએ વિવિધ પ્રકારની સામગ્રી લાવીને ઢગલાને ઢગલા પીરસી દીધા. ત્રણે અતિથિઓએ મરજી મૂજબ ધરાઇને ભોજન કર્યું.

વાંચક બંધુઓએ સાંભળ્યું છે કે, શાંતિપ્રસાદ મહારાજ અત્યારે હવે સાધારણ રસોઇયો બ્રાહ્મણ નહોતો, રણધીરસિંહ રાયે તેને ગુરુ પુત્રની પેઠે સંભાળથી રાખવાનું વચન આપ્યું હતું. શાંતિપ્રસાદ અત્યારે એ વિષયમાં કિશોરસિંહ સમાન થઇ પડયો હતો, ઇતર વિશેષતામાં પણ તેની પદવી ચઢિયાતી થઇ ગઇ હતી, એથી તેઓ બન્ને એકી સાથે જ ભોજન કરવા બેઠા, એકી સાથે જ તેમણે બન્નેએ આહાર કર્યો. ભોજન કરતી વેળાયે સુરંગપૂરની ચાલૂ સ્થિતિના સંબંધમાં પણ અનેક પ્રકારની વાતોચીતો થઇ. સુંદરી લલિતપ્રભાએ એ સમસ્ત વાર્ત્તાઓને એકાગ્રમનથી શ્રવણ કરી. એ સર્વ સાંભળતાં, સાંભળતાં વચ્ચે વચ્ચે બાલિકાસુલભ ચાંચલ્ય ભંગીથી વક્રકટાક્ષથી કિશોરસિંહ તથા શાંતિપ્રસાદના સુંદર વદન મંડળપર સુધાવૃષ્ટિ વરસા-વવાનું ભુલી નહિ. બાલિકા જ્યારે બીજી બાજૂએ મુખ ફેરવવાની ઇચ્છાથી, ઇચ્છાથી શું અનિચ્છાથી, નજર વાંકી કરતી, એ અવ-સરમાં કિશોરસિંહ અને શાંતિપ્રસાદ બાલિકાની સુકોમળ ભાવભંગી જોઇને પુલકિત થતા. તેઓ ત્રણે જણાંનો ભાવ તે ત્રણ જણાંજ સમજી શકયાં, ત્રણ જણાંજ જાણી શકયાં. બીજા કોઇના જાણવા કે સમ-જવામાં એ ગુપ્ત ભાવ આવ્યો જ નહિ.

ભોજનવિધિ સમાપ્ત થયો, બાલિકાએ પોતાના હાથે તાંબુલ લાવી આપ્યાં. ભોજનગૃહમાંથી તેઓ પાંચે જણા બીજા એક સુસજ્જિત ઓરડામાં આવી બેઠા. તે પાંચે જણાંમાંના ત્રણ અતિથિઓ હતા, ચોથો ભંડારી મહારાજ અને પાંચમી ભંડારી મહારાજની કન્યા લલિતપ્રભા હતી.

વૃદ્ધ સદાશિવની ચિરસંગિની વીણા સર્વત્ર તેની સાથે ને સાથેજ રહેતી. દેશમાં વિદેશમાં શહેરમાં અથવા ગમે ત્યાં તે રહેતો, તો પણ તે પોતાની વીણાને કદાપિ છોડતો નહિ. વીણાયંત્રે સુર મિલાવીને, વીણા સ્વરે કંઠસ્વર મેળવીને, પ્રખ્યાત ગવૈયા સદાશિવ ભાટે પ્રફુલ્લ માનસે કૃષ્ણ સ્તુતિના સંગીતનો પ્રારંભ કર્યો;—

**વાંકું માં જોશો વરણાગિયા,**

જોતાં કાળજામાં કાંઇ કાંઇ થાય છે, જીરે, વાંકું.
અણિયાળી આંખે વાલમ પ્રાણ મારો પ્રેયો છે,
મોહન મુખડું જોઈ મનડું મોહાય છે જીરે. વાંકું.
મંદ મીઠી હંસણી તે તો મોહનીનો ફંદ છે,
તેમાં પડયા પછી કેણે નીકળાય છે જીરે. વાંકું.
નખશીખ લગી રૂપરસિક મધુર મનોહર,
જયાંહાં જોઇયે ત્યાં આંખ ઠરી જાય છે જીરે, વાંકું.
નાસિકાનું મોતી ઝૂમી રહ્યું છે અધરપર,
તે તે મનડામારામાં ઝોકાં ખાય છે જીરે. વાંકું.
અબળા જન મ્હોય તો કૌતક કહેવાય નહીં;
તેમાં કામ જેવા ફૂટડા વ્હેવાય છે જીરે, વાંકું.
નટવર નાગર રસિક મુગટ મણી;
જગમોહન રૂપ શાસ્ત્રમાં ગાય છે જીરે. વાંકું.
દયાના પ્રીતમ મીઠી મોરલી સુણીને હવે;
વણ મૂલે સરવે વેચાય છે જીરે. વાંકું.

ગીતવાદ્યની સુરલહરી વાયુસ્વરે હિલ્લોલિત થઇને શૂન્યપથે સમુત્થિત થવા લાગી. ગીતવાદ્યથી લલિતપ્રભાને ઘણો આનંદ થતો. ગીતવાદ્ય સાંભળવામાં, સંગીતના ભક્ત રસમાં ડૂબવામાં, લલિતપ્રભા અહર્નિશ આનંદ માનતી. સદાશિવના સુમધુર સ્તુતિસંગીતથી બાલિકા આલ્હાદિની થઇને વિમોહિત થઇ પડી. કેવળ બાલિકાજ નહિ, સર્વજનો વિમોહિત થયા.

સંગીતની સુરલહરી અટકી પડી. અમો પણ થોડીવાર અહીં અટકી પડીશું. હવે અમારે અહીંથી નવીન વાર્ત્તાની સૂચના કરવી પડશે. જે સમયની આ વાર્ત્તા લખવામાં આવે છે, તે સમયે કોઇ દૂર દેશના સમાચાર સત્વર મેળવવાનો કાંઇ ઉપાય જ નહોતો. બાષ્પદૂત અથવા ચપળાદૂતી તે સમયે આ દેશમાં વાર્ત્તાવાહકનું કાર્ય કરતાં નહોતાં. અત્યાર સૂધીમાં આનંદપૂરના રાજદુર્ગમાં જે સર્વ ભયંકર કાંડ ઘટી ગયા હતા, તે સર્વ અત્યાર સૂધી દેશના સર્વત્ર વિભાગોમાં વિશેષ રૂપે પ્રચારિત થયા નહોતા. સુરંગપૂર જો કે આનંદપુરથી બહુ દૂર નહોતું અથવા આનંદપૂરથી સુરંગપૂર આવવાનો

રસ્તો કાંઈ ઝાઝા દિવસનો નહોતો, કિશોરસિંહના સંબંધમાં બનેલા બનાવોની બીના ઘણુાજ થોડા વખતમાં ત્યાં આવી પહોંચે એવો સંભવ હતો, તથાપિ સુરંગપૂરના કોઇ પણુ માણસને હજી સુધી એ સકળ દારુણુ ઘટનાઓનું સત્યસ્વરૂપ જાણુવામાં આવ્યું નહોતું, સુરંપૂરના કાનો હજી સુધી કિશોર–હતભાગી કિશોરપર રાક્ષસના આકારમાં રહેલા રાજાભૂપસિંહે જે જે ભયાનક જુલ્મો ગુજાર્યા હતા, એ જુલ્મની હૃદયવિદારક વાર્તાનો ગ્રાસ કરી શક્યા નહોતા. સદાશિવે સંગીત સમાપ્ત કર્યા પછી થોડીવાર કંઇક વિચાર કરી ઉત્સુકતાવાળા ભંડારી મહારાજે સમુત્સુક સ્વરે એ પ્રસંગનેજ ઉપસ્થિત કર્યો. આનંદદુર્ગમાં ખરેખરા શા શા બનાવો બન્યા છે, એવોજ પ્રશ્ન તેણે સદાશિવ ભાટને પૂછયો.

લલિતપ્રભા ઉઠી ઉભી થઇ. તે એ ઘરમાંથી બહાર નીકળવાનો ડૉળ કરી ચાલવા લાગી, પરંતુ એકાદ બે પગલાં આગળ ચાલીને પાછી થોભી ગઇ, વળી પાછી કાંઇક વિચાર કરી ચાલવા માંડી, ચાલતી વેળાયે, પાછું વાળી જોવા લાગી, બીજી બાજૂએ મુખ ફેરવી આને, તેને, પેલાને, ચંચળ નયને તાકી તાકીને તે નિરખવા લાગી; પણુ જરા આગળ ચાલીને તેણે તે ઓરડાની એક છબિને પોતાના હાથમાં ઝાલી, તે છબિની રજ ખંખેરવાનો આડંબર કરી તે ફરીવાર પાછું વાળી જોવા લાગી. એ કાર્યમાંથી નિવૃત્ત થઇ તે તે ઘરના દરવાજા પાસે જઈ પહોંચી, દરવાજામાંથી બહાર નીકળતી વેળાયે પણુ તેનાં નયનોને તૃપ્તિ ન થઇ, તે પાછી પાછું વાળીને જોવા લાગી. તેને જવાની ઇચ્છા નહોતી, છતાં પરાણે જઈ રહી છે, એવો ભાવ સહજમાં પ્રકટ થઇ ગયો. બુદ્ધિમાન અનુભવી વૃદ્ધ સદાશિવ એ ભાવને ઘણી સારી રીતે જાણી ગયો. ભંડારી મહારાજને સંબોધીને તેણે કહ્યું કે:–

"મહાશય ! જે સર્વ વાર્તાઓ તમે મને પૂછો છો એ સર્વ ઘણી જ ભયંકર વાર્તાઓ છે. એ વાર્તાઓ સાંભળીને કદાચ તમારૂં હૈયું પીગળી જશે, તમારા દિલમાં કમકમાટી છૂટશે. એમાંની દરેકે દરેક વાત અજાયબી ભરેલી અને મહા ભયંકર છે. મારી માન્યતા પ્રમાણે એ સર્વ વાર્ત્તાઓ સાંભળવાથી કે સંભળાવવાથી સર્વના હૃદયમાં ખિન્નતા થયા વિના બીજો કશો પણુ સાર નીકળે તેમ નથી. જે વાર્ત્તા હજી સુધી મારા હૃદયને વ્યથિત કરી રહી છે, તે તમારા

હૃદયને અવશ્ય ખિન્ન જ કરશે. એ વાર્તાના શ્રવણથી પાષાણ પણ પીગળી ને પાણીના પ્રવાહના રૂપમાં વહી ચાલે તેમ છે, કઠોરમાં કઠોર હૃદયમાં પણ કોમળતા ઉપજી આવે તેમ છે."

આમ કહી વક્રનયને લલિતના પ્રતિ કૌતુકસહિત દૃષ્ટિ સંકેત કરી ઇષિત્ હાસ્ય રેખાંકિત વદને, વૃદ્ધ ભાટે ફ્રીવાર કહ્યું કે:–"એ બધી ઘણી જ ભયંકર વાતો છે! હું ધારૂં છું કે, તેમ છતાં પણ આપની કન્યા લલિતપ્રભાની એ સર્વ વાતો સાંભળવાની ઇચ્છા છે. જો એવી ઇચ્છા કદાચ એના અંતરમાં ઉદ્ભવી હોય, તો એમાં કાંઇ અચંબા જેવું પણ નથી. દુનિયામાં બનતા એવા અદ્ભુત અવનવા બનાવોની વાતો સાંભળવાની આકાંક્ષા એક સામાન્યમાં સામાન્ય શિશુને પણ ઉપજી આવે છે. વળી જુઓને, તે કેટલી બધી ઉત્સુક બની ગઇ છે, ઘરમાંથી બહાર નીકળતાં તેનો પગ પણ ઉપડતો નથી."

આ સાંભળી એક પ્રકારનું મૃદુહાસ્ય કરી, અવનતમુખી લલિતપ્રભા અવનત મુખે પાછું વાળી જોઇ ચૂપચાપ ઉભી રહી.

એ જોઇ હસીને ભંડારી મહારાજ બોલી ઉઠયો:–"આવ બહેન, ત્યારે આવ, બેસ! કેમ, તું એ બધી અજાયબી ભરેલી વાતો સાંભળીશ ને? સાંભળ! આવ, સાંભળ!"

એ ઓરડામાં એક વિશાળ ગાલિચો બિછાવેલો હતો. ભંડારી, સદાશિવ, કિશોરસિંહ અને શાંતિપ્રસાદ એ ચારે જણા એ ગલિચાપર અર્ધ મંડલાકારમાં બેઠા હતા. પિતાની પાસે બેસવાની જગા નહોતી, એટલે જ્યાં આગળ શાન્તિપ્રસાદ બેઠો હતો ત્યાં આગળ તેની પાસે આવી બાલિકા નિશ્ચલ થઈ ઉભી રહી! લજ્જાનું માર્યું તેણે એ વખતે પોતાનું મ્હોં નીચું કરી લીધું.

"ત્યારે હવે ત્યાંજ બેસી જા."

પિતાની આવી આજ્ઞા થવાથી લલિતપ્રભા તરતજ શાંતિપ્રસાદ મહારાજની ડાબી બાજૂપર જઇ બેઠી; બેઠી ખરી, પણ અવશ્ય તેનાથી કાંઇક દૂર બેઠી, સાંકડ વાળી, કાંઇક સંકોઇચાને બેઠી. બેઠી બેઠી તે છાની છાની ચારે મુખ પ્રતિ કૌતુક સહિત દૃષ્ટિ સુધા વરસાવવા લાગી. શ્રવણ લાલસા અતિ અધિક બલવતી હતી, તેના કરતાં પણ બાલિકાની દૃષ્ટિમાં કાંઇક વિશેષ લાલસા સમાયલી હોય એવું તેનો આગ્રહભરેલો દૃષ્ટિપાત જ અત્યારે સ્પષ્ટ સમજાવી દેવા લાગ્યો.

કિશોરસિંહે વાર્તાના કથક–કહેનારનું પદ પરિગ્રહ કર્યું. આનંદ-

દુર્ગમાં પ્રવેશ કર્યાના દિવસથી માંડીને પોતાને ફાંસીની સજા મળી, ત્યાં સુધીનો સર્વ વૃત્તાંત તેણે એક પછી એક ઘટનાઓ દ્વારા વર્ણવીને સાંગોપાંગ કહી સંભળાવ્યો. શા માટે ફાંસીની સજા મળી, શી રીતે મુક્તિ મળી, સદાશિવ તથા શાંતિપ્રસાદે શી રીતે મહાવીરત્વ દર્શાવી મહાદસ્યુ મહાવીરના દુર્ગમાં પોતે વિપદ્ગ્રસ્ત થઇને પણ કેવી ચમત્કારીક કુશળતાથી તેને મુક્તિ અપાવી, કેવી રીતે તેઓ બન્ને તેના શુભગ્રહના હેતુભુત થયા, કેવી રીતે તેમની પદોન્નતિ થઈ, ઠરાવેલી ફાંસીની રાત્રે ભૌતિક વ્યાપારોથી કેવા કેવા અદ્ભુત અભિનયો થયા, એ સર્વ ઘટનાઓનું સાંગોપાંગ કિશોરસિંહે એક પછી એક સંક્ષેપમાં વર્ણન કરી બતાવ્યું, કેવળ જ્યાં સુશીલાની સાથેના પ્રેમનો આભાસ પ્રકટ થઇ જાય એવા વિભાગને અને ભૌતિક નાટકના છેક અનાવશ્યક અત્યુક્તિસૂચક ભાગને છોડી દીધો. એ બધી વાતો સંક્ષેપમાં કહેવામાં આવી ખરી, પરંતુ જૂદા જૂદા બનાવોની જૂદી જૂદી વિચિત્રતાઓ, ભયાનક કરુણા ઉપજાવનારી ભાવનાઓ અને ઘૃણા, ક્રોધ, વૈર તથા વિસ્મયના તરંગો ઉછળાવનારા વિષયનો કોઈ પણ વિભાગ સંક્ષિપ્ત થયો નહિ. એ સર્વ સંક્ષેપ વાર્તાઓના શ્રવણથી પણ ભંડારી મહારાજનું આખું શરીર પગથી છેક માથા સૂધી કંપી ઉઠયું, તેના સર્વ શરીરમાં રોમાંચ થઇ આવ્યો. વિસ્મય વિસ્ફારિત નયને ભંડારી મહારાજ કિંશોરસિંહના વદનનું નિરીક્ષણ કરવા લાગ્યો. લલિતપ્રભા પહેલેથીજ કમકમી ઉઠી હતી, દસ્યુદુર્ગમાં સદાશિવ અને શાંતિપ્રસાદના વીરત્વનો પ્રસંગ સાંભળીને જ તે અવિશ્રાંત અનિમેષ નયને શાંતિપ્રસાદના મુખ ભણી પ્રતિમાની પેઠે જોઇ રહી. બાલિકાની તે સરલ સુમધુર દૃષ્ટિએ શાંતિપ્રસાદના હૃદયતલને પણ ભેદી નાખ્યું.

રાત્રિનો એક પ્રહર થઇ ગયો; છતાં પણ વાતોનો પ્રવાહ તો ચાલૂજ રહ્યો. એ અવસરમાં લલિતપ્રભા એકાએક એ સ્થળેથી ઉઠી જઈ, પિતાના કાનમાં ને કાનમાંજ કોઇ એક વાત કહી આવી.

" ઓહો-હો ! " કહીને ભંડારી મહારાજ ચંચળતા સાથે ઉઠી બેઠો થયો અને કિંશોરસિંહ ભણી નજર ફેરવી બોલ્યો કેઃ-"લલિતે મને એક ઘણી જ કામની વાત યાદ કરાવી આપી છે, ઘણું જ જરૂરી કામ છે. હમણાં ને હમણા જ મારે જવું પડશે. રાજા મંગળસિંહને એક દેવમૂર્તિની આવશ્યક્તા છે. એ મૂર્તિ આ સ્થળે જ

છે. આજે સાંઝે એ આપી આપવાનો વાયદો છે. કાલે એ મૂર્તિની પ્રતિષ્ઠા કરવાની છે, એ પ્રતિષ્ઠાનિમિત્તે રાજા મંગળસિંહના મહાલયમાં એક મોટો મહોત્સવ થવાનો છે. માટે આજે ને આજે જ એ મૂર્તિ આપવી પડશે. વાતોચીતોમાં ગુંથાઇ જવાથી એ વાતને હું બિલ્કુલ ભૂલી જ ગયોછું. મૂર્તિના અંગપર બહુ મૂલ્ય હીરા મોતીના અલંકારો પણ છે, સામાન્ય પૂજારી બ્રાહ્મણપર વિશ્વાસ મૂકી શકાય તેમ નથી; એટલા માટે મારાપરજ એ મૂર્તિ પહોંચાડવાનો ભાર આવી પડ્યો છે. મારે પોતાનેજ રાજા મંગળસિંહની પાસે એ મૂર્તિ આપવા માટે જવું પડશે. અત્યારે આમ એકાએક કાર્ય પ્રસંગે મારે બહાર જવાની ફરજ પડી છે, એટલા માટે હું તમારી સર્વની ક્ષમા માગું છું. કૃપા કરી તમો સર્વ મને મારા આ અવિનયની અવશ્ય ક્ષમા આપશો એવી મને સંપૂર્ણ આશા છે. ”

આ સાંભળીને સદાશીવ ભાટે કહ્યું કે:–“ જો એટલું બધું અગત્યનું કામ હતું, તો સાયંકાળ પહેલાં જ જવાથી ઠીક થાત. અત્યારે આવી ઘોર અંધારી રાત્રે એ મૂલ્યવાન સામગ્રી લઇને રસ્તામાં બહાર નીકળી પડવું, એ મને તો કોઈ પણ રીતે હિતાવહ જણાતું નથી. આજકાલ આખા દેશમાં લૂટારાનો કાળો કેર ચાલી રહ્યો છે. અને એ ઉપરાંત દુર્દાન્ત દસ્યુ મહાવીરે પણ સુરંગપૂરની સાથે ભયાનક શત્રુતા ધારણ કરી લીધી છે. માટે અત્યારે જવાનું બંધ રાખો. આવતી કાલે સવારમાં વહેલા ઉઠીને જજો. ”

સ્નેહસહિત પિતાના મ્હોં સ્હામું જોઇ, લલિતપ્રભા ગભરાટથી બોલી ઉઠી:–“ ખરૂં છે, પિતાજી વૃદ્ધ ભાટજી ખરૂં કહે છે. મને પણ એ બાબતમાં પૂરતી દહેશત રહે છે. અત્યારે કિશોરભાઇએ લુંટારાના સંબંધમાં જે વાતો કહી સંભળાવી છે, એથી મારૂં કાળજું કંપી ઉઠે છે. પિતાજી ! ત્યારે આજ જવાની કશી જરૂર નથી, આવતી કાલે પ્રભાતમાં જજો. અત્યારે રાત્રિ ઘણી જ વીતી ગઇ છે અને અંધારૂં પણ તેવાજ ભયંકર પ્રમાણમાં વધી પડયું છે. કાલે સવારમાં ખૂબ વહેલા ઉઠીને જ એ મૂર્તિ આપ આપી આવજો. વૃદ્ધ જનોની વાત હમેશાં સાચી જ ઠરે છે. ન કરે નારાયણને કદાચ એ દુરાચારી દાનવ તુલ્ય દસ્યુઓ આપનું કાંઇ પણ અહિત કરે, તો પછી મારી શી દશા થાય ? આ સંસારમાં મારી રક્ષા કરે તેવું કોણ રહે ? ના ના, પિતાજી ! હું તો આપને અત્યારે નહિ જ જવા

દઉં જો અત્યારે જાઓ, તો આપને મારા સોગન છે.”

“ના, બેટા, એમ થઇ શકે તેમ નથી. રાજા મંગળસિંહના મિજાજને તું જાણતી નથી. તે ઘણોજ ક્રોધી અને ચીડિયા સ્વભાવનો માણસ છે. જો હું મારા ઠરાવેલા વાયદામાં જૂઠો પડીશ, તો અવશ્ય તેના કોપાનલનમાં પડયા વિના રહીશ નહિ. તે, અહીંના એક પ્રબળ પક્ષનો એક ઘણોજ મોટો માણસ છે અને તે સાથે તે ધારે તેમ કરવાને શક્તિમાન છે. કદાચ બાળરાજા યુવરાજ પુખ્ત ઉમરના થાય, ત્યાં સૂધીમાં તો તેના હાથથી નવી મંત્રિસભાની સર્વસત્તા નષ્ટ થઇ જાય, એવો સંભવ છે, મંત્રિસભાના સભાસદો તેનાથી ડરે છે અને તેની ‘હા’માં ‘હા’ મિલાવી તેને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરે છે. એટલા માટે આપણે જેમ બને તેમ અત્યારે તેની મહેરબાની મેળવવાની જ અગત્ય છે. જો કદાચ મારા વાયદામાં મને જૂઠો થયેલો ધારીને તે મારાપર કોપાન્વિત થશે, તો અવશ્ય મારે હેરાન થવું પડશે. બહેન ! એવા મોટા માણસને તો હાથ કરી રાખવામાંજ આપણું કલ્યાણ સમાયલું છે. માટે ગમે તે રીતે, ગમે તે જોખમે અને ગમે તે સાહસે મારે આજે અને અત્યારે જ તેની પાસે જવું પડશે. બસ, હવે હું વધારે વખત ગાળી શકું તેમ નથી. હમણાં ને હમણાંજ તેમને તેમની મૂર્ત્તિ આપી આવું છું.”

આ વાત સાંભળીને લલિતની આંખોમાં આંસૂ આવ્યાં. આંસૂ ભરી આંખોથી તથા કરુણાભર્યા કંઠથી બાલિકા બોલી ઉઠી:–“પિતા ! પિતા ! એક મોટા માણસની સહાયતા ખોવાના ભયથી શું આપઆપનો જીવ ખોવાને તૈયાર થયા છો ? જીવન હશે, તો અનેક સહાયતાઓ આવી મળશે. ના, પિતા ! હું અત્યારે આપને જવા દઇશ નહિ. આપ કાલે સવારે ઘણીજ ખુશીની સાથે જજો, જો અત્યારેજ આપનો જવાનો વિચાર હતો, તો પછી આપે એક પૂજારી બ્રાહ્મણને સાથે લઇ જવા માટે કેમ ન રોકી રાખ્યો ? શું આવી અંધારી રાત્રે, લૂટારા અને ચોરોના પૂરતા ભય ભયેલા વખતે, આવું જોખમ લઇને એકલા જવાય ખરૂં કે ? ના–ના, પિતાજી ! હું તો આપને નહિજ જવા દઉં.”

“તું આમ ડરે છે શા માટે ? તને શો ભય છે ? એ બહુમૂલ્ય મૂર્ત્તિને હું એક મોટા કપડામાં વીંટાળીને લઇ જઇશ કે જેથી કોઇ પણ વ્યક્તિ તેને જોઇ શકશે નહિ.” ભંડારી મહારાજે કહ્યું.

"તો પણ આપત્તિ આવવાની સંપૂર્ણ આશંકા રહે છે. એવી કીમતી વસ્તુ લઇને રાત્રે એકલા જવું એ શું ભીતિજનક નથી ? પિતાજી ! આપ મારૂં કહેવું માનો અને અત્યારે જવાનો વિચાર માંડી વાળો."

"ચિંતા નહિ, લલિતપ્રભા ! ચિંતા નહિ ! જ્યારે તમારી ઇચ્છા તમારા પિતાને એકલા જવા દેવાની નથી અને એથી તમારૂં મન દુઃખાય છે, ત્યારે હું તેમની સાથે જઇશ. તેમની સહાયતા કરીશ."

બાલિકાના કરૂણભાવનો અનુભવ કરી કિશોરસિંહ તરતજ બોલી ઊઠયો:—

"ચિંતા નહિ, લલિતપ્રભા ! ચિંતા નહિ ! તમારા પિતાની સાથે જઇશ, તેમની રક્ષા કરીશ. ઘણીજ ખુશીની સાથે તમારા પિતાનો અનુગામી થઇશ અને એ સાથે કદાચ તમારા પિતાની રક્ષા કરવા જતાં માથું આપવાનો પ્રસંગ આવી લાગશે, તો તેમ કરવામાં પણ પાછો પડીશ નહિ."

"હું પણ" પ્રથમથીજ એવો અંગીકાર કરવો ઉચિત્ત હતો, પરંતુ એમ થયું નથી, એવું ધારીને કુંઠિતભાવે આત્મભર્ત્સના કરી શાંતિપ્રસાદ મહારાજે ગભરાટથી તેની સાથે સાથ પૂરાવીને કહી દીધું કે:—"હું પણ સાથેજ આવીશ. હું પણ સાથેજ આવીશ."

બાલિકાનાં સ્નેહથી તથા કૃતજ્ઞતાથી આકર્ષાયલાં બન્ને કોમળ-નયનો એ બન્ને જણાના વદન મંડળ ભણી સમાનભાવે તરંગિત થઇને ફરવા લાગ્યાં. તેના મુખમાંથી કાંઇ પણ શબ્દ બહાર નીકળતાં ન નીકળતામાં તો બન્ને યુવકોને સંબોધીને, કૃતજ્ઞતાપૂર્વક સસ્નેહ મધુરવચને તેનો પિતા બોલ્યો કે:–"તમો બન્ને જણાને હું અનેકાનેક વાર સાધુવાદ આપુંછું. ખરેખર તમો આ પાપમયી પૃથ્વીના પાપ–તાપ–કલુષિત અમધ જીવો નથી, પરંતુ સંસારને સુખમય, સુધામય કરનાર સાક્ષાત્ પરોપકારની પ્રતિમાઓ છો. ઇશ્વરે તમોને જેવી સુંદરતા આપી છે, તેવાજ ઉચ્ચ મહત્વ અને ઉદારતાથી પણ વિભૂષિત કર્યા છે. તમો બન્ને દેવબાળકોનો હું હૃદયપૂર્વક ઉપકાર માનું છું. તમોએ મને અત્યંત ઉપકૃત કર્યો છે. તમારા પરોપકારનો અવધિજ નથી. પરંતુ સજ્જનો ! આપણે ત્રણેને એકી સાથે જવાનું નથી, ત્રણે જણાથી એકી સાથે જવાય તેમ નથી. કિશોરસિંહે પ્રથમથીજ અંગીકાર કર્યો છે, માટે તેમનેજ સાથે લઇ જવાની મારી ઇચ્છા છે. કિશોરસિંહ તમે

જ મારી સાથે ચાલો. તમારા આવવાથી તમને મંત્રિસભાના એક મોટા માણસની મુલાકાત કરવાની તક પણ મળી શકશે. શાંતિપ્રસાદ ! તમે માઠું લગાડતા નહિ. હું ઇરાદાપૂર્વક જ તમને લઇ જતો નથી એમ નથી, પરંતુ અહિંના મંત્રિસભાના કાયદા મૂજબ જ મારે એમ કરવાને લાચાર થવું પડયું છે. અહીંની મંત્રિસભાનો કાયદો એવો સખ્ત છે કે, સાંઝ પછી એકી સાથે બે માણસ ઉપરાંત ત્રીજા માણસે કદાપિ રસ્તાપર ચાલવું નહિ. આ સખ્ત નિષેધને લીધે જ હું સન્માન અમે ઉપકાર સહિત આપના આગ્રહનો અસ્વીકાર કરવાને નિરુપાયે થયો છું, તો તમે તેની મને ક્ષમા આપશો."

શાંતિપ્રસાદને જવું પડયું નહિ. કપડાંથી ઢંકાયલી અલંકૃત મૂર્તિને ગોદમાં લઇ ભંડારી મહારાજ આગળ ચાલ્યો, ફરીવાર સ્વારનો વેષ ધારણ કરી, કમરપર તલ્વાર લટકાવી, કિશોરસિંહ તેની સાથે ચાલ્યો. તેઓ દેવાલયમાંથી બહાર નીકળી પડયા, બાલિકા લલિતપ્રભા શાંતિપ્રસાદ મહારાજની સમીપમાં બેસી, અત્યારના ચાલૂ બનાવ સંબંધી વાતોચીતો કરવા લાગી. વૃદ્ધ સદાશિવ ભાટ એજ સ્થળે બેઠો બેઠો શ્રમહારિણી તન્દ્રાના અનુગ્રહથી ધીમે ધીમે ઝોકાં ખાવા લાગ્યો.

---

## ષોડષ પ્રસંગ

## નવીન સાહસ

And if that life is life,
This is but a breath,
The passage of a dream
And the shadow of death
But a vain shadow
If one considereth;
Vanity of vanities
As the preacher saith.

---

સુરંગપૂરના રાજમાર્ગપર આગળ આગળ ભંડારી મહારાજ અને તેની પાછળ પાછળ કિશોરસિંહ ચાલવા લાગ્યો. એ સમયે અંધારી

રાત્રિ હતી, ઘોર અંધકાર છવાઇ ગયો હતો, સંધ્યા સમયે આકાશમાં વાદળાં નહોતાં, અત્યારે ઘોરતમ કૃષ્ણ વાદળાંથી આકાશ ઢંકાઇ ગયું હતું. સંધ્યા સમયે ચંદ્રનો ઉદય થયો નહોતો, નક્ષત્રોનો ઉદય થયો હતો, અત્યારે એ નક્ષત્રો પણ વાદળાંની ગોદમાં ઢંકાઇ ગયાં હતાં. પ્રકૃતિ ઘોર અંધકારથી ઘેરાઇ ગઇ હતી. એ અંધકાર ભેદીને ભંડારી મહારાજ તથા કિશોરસિંહ નિર્ભય પગલે ચાલ્યા જતા હતા. રાજા મંગળસિંહના મકાનના દરવાજા પાસે આવી ભંડારી મહારાજે ચૂપ-ચાપ ઘણી જ છાની રીતે કિશોરસિંહના કાનમાં કહી દીધું કેઃ—

" તમે આ સ્થળે થોડીવાર ઉભા રહો, હું હમણાં જ પાછો આવી પહોંચીશ. તમારી મુલાકાત માટે હું રાજા મંગળસિંહને વાત કરીશ, જો તેઓ મુલાકાત કરવાની ઇચ્છા દર્શાવશે, તો તરત જ તમને તેમની પાસે બોલાવી જઇશ. મને આવવામાં વિશેષ વિલંબ લાગશે નહિ. જેમ બને તેમ જલ્દી હું પાછો તમારી પાસે આવી પહોંચીશ. "

આમ કહીને ભંડારી મહારાજે મૂર્તિને ગોદમાં લઇને એ મકાનમાં પ્રવેશ કર્યો. કિશોરસિંહ બહાર ઉભો ઉભો આમ તેમ નજર દોડા-વવા લાગ્યો.

નજીકમાં બંગરાજનો રાજમહાલય નામક એક અતિ સુંદર સુરમ્ય અને સુવિખ્યાત નિકેતન હતું. રાજકુટુંબ એ મહાલયમાં જ નિવાસ કરતું હતું, વર્તમાન રાજપ્રતિનિધિઓ મંત્રિસભાના મુખ્ય મુખ્ય નાયક પુરુષો પણ એજ સ્થળે વસતા હતા. રાજનિકેતનના દક્ષિણ વિભાગમાં અતિ સમીપમાં જ, ઉત્તર દિશાના દ્વારા વાળા એક મનોહર મકાનમાં રાજા મંગળસિંહ વસતો હતો. એ મકાનના ઉત્તર ભાગની સ્હામેના રસ્તાપર કિશોરસિંહ અત્યારે પરિભ્રમણ કરતો હતો. રાજમહાલયની સઘળી બારીઓ ઉઘાડી હતી, કિશોરસિંહે એ ભયાનક અંધકારમાં એકાએક જોયું કે, એ સઘળી બારીઓમાંથી ચંચળ ચંચળ આલોકનાં કિરણો દોડા દોડી કરતાં આમ તેમ ફેલાઇ રહ્યાં છે, વચ્ચે વચ્ચે બારીઓનો માર્ગ પ્રકાશિત થઈ ઉઠે છે, વળી પાછો ચંચળગતિથી એ પ્રકાશ ત્યાંથી સરી જાય છે, અંધકાર થાય છે અને તરત જ પાછો વિદ્યુત્ ગતિથી નવીન પ્રકાશ ચાલ્યો આવે છે. ગવાક્ષ પંથમાં વારંવાર એવી રીતે પ્રકાશની ક્રીડા ચાલી રહી છે. કિશોરસિંહ ચમકિત ભાવે, સંદિગ્ધ ચિત્તે એકીટસે એ સકળ

આલોકક્રીડાના તરફ જોઇ રહ્યો છે. અનેક દીપકો, અનેક મનુષ્યો એ મહાલયમાં અત્યારે વિદ્યમાન છે. સર્વ મનુષ્યો ચંચળ થયેલા જોવામાં આવે છે અને તેમના સર્વના હાથમાં એ સર્વ દીપકો શોભી રહ્યા છે, પરંતુ એ સર્વ મનુષ્યો ચંચળ પગલે આ ઘરમાંથી પેલા ઘરમાં દોડાદોડી કરી રહ્યાં છે. કિશોરસિંહે આ સર્વ જોઇને પોતાના મનમાં જ વિચાર્યું કે, આમ થવાનું શું કારણ હશે ? મહાલયમાંના સર્વ માણસો આવી રીતે દોડાદોડી શા માટે કરી રહ્યાં હશે ! અકસ્માત્ રાત્રિ સમયે મહાલયમાં એવી તે શી કોઇ એક અદ્દ્ભુત ઘટના ઘટી હશે, આવો ખળભળાટ શા કારણથી મચી ગયો હશે ? વળી આટલી બધી દોડા દોડી થવા છતાં કોઇનો અવાજ પણ કેમ નહિ સંભળાતો હોય ?" આવી રીતે અનેક ચિંતાઓ કરી કિશોરસિંહ ફરીવાર એ મહાલયની બારીઓ તરફ એકીટશે જોવા લાગ્યો. એવામાં એકાએક રાજમહાલયનાં સર્વ દ્વારો ઝણ ઝણ શબ્દથી ઉઘડી ગયાં. હાથમાં સળગતી મશાલો ઝાલી કેટલાંક માણસો એકદમ દોડતાં દોડતાં મહાલયમાંથી બહાર નીકળી પડયાં. તેમની સાથે સાથે ખુલ્લી તલવારવાળા બાર વીર પુરુષો પણ એકદમ ઉતાવળા ઉતાવળા બહાર નીકળી આવ્યા. બરાબર એજ સમયે મહાલયની દક્ષિણ દિશામાં આવેલું એક ગુપ્તદ્વાર અંધકારમાં ધીરે ધીરે, ચૂપચાપ ઉઘડી ગયું. કિશોરસિંહ જે સ્થળે ઉભો હતો, તેની છેક નજીકમાંજ એ ગુપ્તદ્વાર આવેલું હતું. તે તરફ એક પણ મશાલ અથવા બીજો કોઇ પણ પ્રકાશ દષ્ટિગોચર થયો નહિ, ઘોર અંધારામાં ને અંધારામાંજ એક દીર્ઘાકાર–કદાવર મૂર્ત્તિ એકદમ ઉતાવળી ઉતાવળી બહાર નીકળી આવી. તેની બગલમાં કાળાં વસ્ત્રથી ઢાંકેલી કોઇ એક પોટલી હતી. કિશોરસિંહ અંધારામાં એ મૂર્ત્તિને જોઇ શકયો. એ કદાવર વ્યક્તિ બહાર આવતાંની સાથેજ એકાએક ઉત્તર તરફ જોઇને તીવ્રઆતંકવ્યંજક સ્વરે આપોઆપ બોલી ઊઠી:–"ગજબ થયો ! શું તું જાણી શકતો નથી? ચિંતા નહિ. હું પણ એનું ઔષધ ઘણી સારી રીતે જાણું છું."

એ વ્યક્તિની છેક નજીકમાંજ કિશોરસિંહ ઉભો હતો. એકાએક કિશોરસિંહના તરફ એ મૂર્તિની નજર પડી; એથી તે વ્યક્તિએ તરતજ ઘણાજ ગભરાટ, ભય અને સંશયની સાથે કિશોરસિંહને સંબોધીને રૂંધાયલા સ્વરે પૂછયું કે:–" અરે ! કોણ છે તું ? તું કોણ છે ?"

અજાયબી સહિત કિશોરસિંહે તત્ક્ષણાત ઉત્તર આપ્યોઃ–" મારૂં નામ કિશોર છે–હું—"

" ચૂપ. " કિશોરસિંહની વાતને અટકાવી વચ્ચમાંજ એ વ્યક્તિએ સ્તંભિત કંઠે કહ્યું કેઃ–" ચૂપ ! હું તારૂં નામ જાણવા માગતો નથી. તું કોના કુટુંબમાં વસે છે, એજ જાણવા માગું છું."

" રાય રણધીરસિંહ રાય બહાદુરના કુટુંબમાં હું વસું છું અને—"

" અહા ! " આનંદથી એ વ્યક્તિ બોલી ઊઠીઃ–" અહા ! રણધીરસિંહ ! ઠીક–ઠીક. એ અમારી આજની રાત્રિનો સંકેત શબ્દ છે, એ અમારા પુનર્મિલનનો જયધ્વનિ છે ! બરાબર સીધો દક્ષિણ દિશામાં ચાલવા માંડ. પણ તે–તે, આ લે. આ પોટલી પણ તારી સાથે લેતો જા. તું હવે અહીંથી તીરવેગે દોડી જા; અહીંથી ક્યાંય પણ ન અટકતાં બરાબર સીધેસીધો દક્ષિણ દિશાના માર્ગે ભણી દોડયો જા. પણ જોજે, રસ્તામાં ક્યાંયપણ થોભીશ નહિ, ક્યાંય પણ ઉભો રહીશ નહિ–રસ્તો જ્યાં આગળ પૂરો થાય, ત્યાં આગળ જઇનેજ ઉભો રહેજે. પણ–હા, હવે વિલંબ ન કર, સત્વર પલાયન કર. આમ જો, એ લોકો પણ હવે છેક નજીકમાં આવી પહોંચ્યા છે."

કિશોરસિંહની ગોદમાં એક પોટલી ફેંકીને એ અંધકાર મૂર્ત્તિ એકદમ કૂદતી કૂદતી ઉત્તર દિશામાં દોડી ગઇ, જે દિશામાં મશાલચીને આગળ રાખી હથિયારબંધ વીર પુરુષો બહાર નીકળીને માણસો એકઠાં કરી રહ્યા હતા, તે દિશામાં તે અંધકાર આકૃતિ દોડી ગઇ. મોટા મોટા બરાડા પાડતી ગભરાટની સાથે ઉંચા અવાજે આવી વાત બોલતી બોલતી એ વ્યક્તિ એકદમ એ ટોળાંના અગ્રેસર પાસે આવી પહોંચીઃ " પકડાશે, અવશ્ય પકડાશે. આ દિશામાંજ એ હરામી ન્હાસી ગયો છે, હજી વધારે દૂર જવા પામ્યો નથી, જો તમે ધારશો તો હમણાં ને હમણાંજ તેને પકડી શકશો."

આવી રીતે બરાડા પાડતી પાડતી હથિયારબંધ વીર પુરુષોનાં ટોળાં ભેગી મળી એ વ્યક્તિ વાયવ્ય કોણમાં ઉત્તર દિશામાં આગળ ચાલવા લાગી. મશાલચીઓ મશાલો ઝાલી તેમની સાથે ચાલ્યા.

કિશોરસિંહ હવે શું કરવું, એના મહા ઊંડા વિચારમાં પડી ગયો. અકસ્માત્ અંધારામાં કોની પોટલી તેની ગોદમાં સોંપવામાં આવી છે, સોંપનાર માણસ કોણ છે ? એ સર્વે વિષયોનો થોડીવાર

વિચાર કરી, પછી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં એ અજાયબી પામેલો નવયુવક પેલી અજાણી અંધકાર આકૃતિના બતાવેલા દક્ષિણ માર્ગ ભણી એકદમ શ્વાસભેર દોડવા લાગ્યો. તે માર્ગે ચાલવાથી છેવટે ક્યાં જઇ પડવું પડશે, એનું પરિણામ શું આવશે, એ સર્વ વિષયોથી બિલ્કુલ અજાણ્યો હોવા છતાં પણ કિશોરસિંહ એ માર્ગે દોડવા લાગ્યો. તેને બિચારાને એ બધા વિચારો કરવાનો અવસર પણ ન મળ્યો. તે તો લેશ માત્ર પણ વિશ્રાંતિ લીધા વિના, શ્વાસ ભેર દોડવાજ માંડયો. રાત્રિ અંધારી હતી, આકાશ વાદળાંથી ઢંકાયલું હતું, રસ્તામાં મનુષ્યનું નામ નિશાન પણ જોવામાં આવતું નહોતું. આથી એક પ્રકારની સગવડ મળી છે, એમ ધારીને, અંધારી રાત્રિના અંધારા રસ્તે કિશોરસિંહ જોત જોતામાં અંધકારની અંદર મળી ગયો, ગાયબ થયો.

ચોવીસ વર્ષ પહેલાં સુરંગપુરના જે વિશાળ મેદાનમાંથી એક દીન વેશવાળી દુઃખિણી રમણી રતિગંજ ભણી દોડી ગઇ હતી, એજ મેદાનનો રસ્તો પકડીને અત્યારે કિશોરસિંહ દોડયો જતો હતો. એ રસ્તો પૂરો થતાંજ એ વિશાળ જનશૂન્ય મેદાન આવતું હતું. અર્ધે માર્ગે આવ્યા પછી કિશોરસિંહના હૃદયમાં ભય અને વિસ્મયનો આ-વિર્ભાવ થયો; જતાં જતાં અચાનક એ અજાયબીની સાથે ચમકીને થોભી ગયો. જે પોટલી ઉંચકીને તે લઇ જતો હતો, એ વસ્ત્રથી ઢંકાયલી પોટલીમાંથી એકાએક એક બાળક રડી ઉઠયો. "આ શું?" કિશોરસિંહે કંપી ઉઠીને દારુણ સંશયથી અસ્પષ્ટ ધ્વનિ કર્યોઃ...

"આ શું ? પોટલીની અંદર બાળકના રડવાનો અવાજ ક્યાંથી ? શું એ પુરુષ મારા હાથમાં છોકરો આપી ગયો છે ! કેવો અજાયબ વ્યાપાર ! પણ આ છોકરો કોનો હશે ? આને અત્યારે આવી રીતે છૂપાવીને શા માટે બહાર કાઢવામાં આવ્યો હશે, રાત્રિના ભયાનક અંધકારમાં બાળકને આવી રીતે લઇને મને ન્હાસી જવાનું કહેનાર વ્યક્તિ કોણ હશે ? વળી મારા હાથમાં શા કારણથી આ બાળક સોંપવામાં આવ્યો હશે ? હાય ! મારાથી તો કશું પણ સમજી શકાતું નથી. પરમાત્મન્ ! તેં મને વળી પાછો આવી આપત્તિમાં શા માટે નાખ્યો ? હવે આ બાળકની શી દશા થશે ? મારે આનું શું કરવું ? કોને સોંપવો ?"

શિશુનો રોદનધ્વનિ સાંભળતાંની સાથેજ કિશોરસિંહ થોભી ગયો

હતો, આગળ વધતો અટકી પડયો હતો, અને પોતાના મનમાંને મનમાંજ આવા અજાયબી ભરેલા શબ્દો ઉચ્ચારી રહ્યો હતો. અંધકાર આકૃતિએ જયારે એકદમ એ પોટલીને તેની ગોદમાં સોંપી, ત્યારે કિશોરસિંહે માત્ર એમજ ધાર્યું હતું કે, એ કાંઇ ભારી અથવા વજનદાર છે. સ્પર્શ કરતી વેળાયે તેને જણાયું હતું કે, એ કાંઇક નરમ છે, બસ તે માત્ર એટલુંજ જાણી શકયો હતો, બીજું કાંઇ પણ જાણી શકયો નહોતો. એકદમ ન્હાસી છૂટવાની આજ્ઞા થવાથી, તથા એકદમ દોડી નીકળવાથી, વાસ્તવિક કિંવા સત્ય શું છે, એમાં શું રહસ્ય સમાયલું છે, એનો શો વૃત્તાંત છે, એ સર્વે વિષયોનો વિશેષ નિર્ણય કરવાનો કિશોરસિંહને અવસર પણ મળ્યો નહોતો. અત્યારે તે સમજી ગયો કે, એ એક નાનો બાળક છે, વસ્ત્રપર હાથ ફેરવવાથી તેને એમ પણ માલૂમ પડી ગયું કે, તેને જે વસ્ત્રમાં વીંટવામાં આવ્યો છે, તે વસ્ત્ર ઘણીજ ઉમદા અને ઉંચી કીમતની મખમલનું છે.

દિવસના બીજા પ્રહરને સમયે પ્રશસ્ત આકાશમાર્ગમાં પક્ષીઓનું ટોળું એકી સાથે મળી ઉડી જવાથી નીચેના ભાગમાં જેવી રીતે ઘણોજ જડપવાળો પડછાયો પડે છે, તેવીજ રીતે આ અસંભવ અદ્‌ભુત આકસ્મિક ઘટનાથી કિશોરસિંહના માનસક્ષેત્રપર ત્યારે ભિન્ન ભિન્ન અનેક–અસંખ્ય કલ્પનાઓનો ઉદય થયો. “ આ અદ્‌ભુત ઘટનાનું તાત્પર્ય શું છે ? એ દીર્ઘાકાર કૃષ્ણમૂર્ત્તિ પણ કોણ છે ? મને જ એ અદ્‌ભુત વ્યક્તિએ આ ઘટનાનો અગ્રસર કેમ કર્યો ? આ છોકરો કોનો હશે ? આ છોકરાનાં માતા પિતા કોણ હશે ? “ રણધિરસિંહ ” એ નામ આજે રાત્રે તેમના સંકેત શબ્દરૂપ શાથી થઇ પડયું હશે, એમાં શો ગુપ્ત હેતુ સમાયલો હશે ? ” કિશોરસિંહે આવો વિચાર કરી પાછું વિચાર્યું કે:–“ રણધીરસિંહરાય ” એજ તેમના પુનર્મિલનનો જયધ્વનિ છે એવું તે વ્યક્તિએ શા માટે કહ્યું હશે ? એમનું મિલન કયાં થવાનું હશે ? અજ્ઞાત આકૃતિએ મને આ સર્વ વાતો શા કારણથી કહી હશે ? એમાં એનો શો ઉદ્દેશ સમાયલો હશે ? ” ઝંઝાવાતની પ્રબળ ગતિથી કિશોરસિંહે આપોઆપજ આ સર્વ પ્રશ્નો કર્યા, પરંતુ તેનાથી કશી પણ મીમાંસા થઇ શકી નહિ. અનેક કલ્પનાઓ કરવા છતાં પણ તે એનો કાંઇ પણ સિદ્ધાંત સ્થિર કરી શકયો નહિ, તો પણ, કેવળ એટલુંજ માત્ર સ્વાભાવિક રીતે તેને જણાઇ આવ્યું કે, એની અંદર અવશ્ય કોઇ પણ પ્રકારનું ઘોરમાં

ઘોર ઘોરતમ ગહન અંધકારમય ષડયંત્ર કિંવા કારસ્થાન છૂપાયલું છે."

તેણે ફરીવાર વિચાર્યું કે, "હવે શું કરવું? હવે ક્યા કર્ત્તવ્યને કરમાં ગ્રહણ કરવું?" તેણે એકવાર ધાર્યું કે, હું પાછો ચાલ્યો જાઉં, છોકરાને પાછો પહોંચાડી આવું. જે મહાલયમાંથી આ છોકરાને લાવવામાં આવ્યો છે, તેજ રાજમહાલયના દ્વારપર એને પાછો મૂકી આવું. જે કાંઇ બન્યું છે, તે બધું તે મહાલયનાં માણસોને કહી સંભળાવું."

પરંતુ તરતજ પાછું વિચાર્યું કે:–" પણ એ બધું મારાથી શી રીતે કરી શકાય? જે માણસ, તે ગમે તે હો, પણ મને સ્પષ્ટજ કહી ગયો છે કે, રણધીરસિંહરાય તેમનો સંકેત શબ્દ છે, મેં પણ સત્ય પરિચય વ્યક્ત કર્યો છે. રાય રણધીરસિંહરાયનો હું આશ્રિત છું, એથી અત્યારે આ કાર્યમાં હું એ વ્યક્તિની આજ્ઞા અથવા આ દૌત્યનો અસ્વીકાર કરી શકીશ નહિ. મને અત્યારે સ્પષ્ટ સમજાઇ આવે છે કે, આ સર્વ કાર્યમાં કાંઇક ને કાંઇક છૂપો ભેદ સમાયલો છે. જે વ્યક્તિએ મને આ બાળક સોંપ્યો છે, તેમાં પણ કાંઇક ગુપ્ત ઉદ્દેશજ હોવો જોઇએ. એવા કોઇ મહાન ઉદ્દેશ વિના એ અદ્ભુત વ્યક્તિ આવું સાહસ કરવાને કદાપિ તત્પર થાયજ નહિ. ગમે તેમ હો, પણ મારે તો એ વ્યક્તિની આજ્ઞાનું પાલન કરવુંજ જોઇએ. એજ મારૂં કર્ત્તવ્ય છે, મારો ધર્મ છે."

"વળી ખાસ કરીને આજે એક સપ્તાહ થયાં હું મારા સદાશય આશ્રયદાતા રણધીરસિંહરાય મહાશયને વિદેશમાં મૂકી આવ્યો છું. આ અણધાર્યા અનિશ્ચિત ભયંકર ષડયંત્રની અંદર તેમનું નામ જોડાયું છે, તેઓ આ અજાયબ મામલાની સાથે ક્યાં સૂધી જોડાયલા છે, એ પણ મારાથી કોઇ પણ પ્રકારે જાણી શકાતું નથી. વળી મારા કૃપાળુ પ્રભુ આવા ઘોરતમ કૃષ્ણ કારસ્થાનમાં ભાગ લે, એ પણ મને તો કોઇ પણ રીતે સંભવિત લાગતું નથી; માટે એ બધું બરાબર જાણવાની મને ખાસ જરૂર છે. અહા! કેવો અજાયબી ભરેલો બનાવ અત્યારે મારા હૃદય સમક્ષ આવી ઉભો છે કે, જેની મારાથી કશી કલ્પના પણ કરી શકાતી નથી. એ બનાવમાં કોણ જાણે શો ભેદ હશે, એ પણ કોનાથી કહી શકાય તેમ છે?"

આ બધી વાતોનો વિચાર કરી ચિંતાતુર કિશોરસિંહ એ બાળકને ગોદમાં લઇ ફરીવાર પોતાના ગન્તવ્ય સ્થાન પ્રતિ પ્રધાવત થયો.

બાળકની વાચા ખુલી હતી. બાળક રડતો હતો, ક્રંદન કરતો હતો, ક્રંદનની સાથે એક સ્ત્રીનું નામ લઇને તેને પોકારતો હતો. કોને બોલાવતો હતો? એ બાળક કોને બોલાવતો હતો ? કિશોરસિંહે એ વિષયમાં ઘણા વિચારો કરીને છેવટે એવું અનુમાન કર્યું કે, કદાચ એ પોતાની ધાત્રીને બોલાવતો હશે. જે સર્વદા પાસે રહે છે, જે તેનુ હમેશાં પ્રતિપાલન કરે છે, બાળક તેનેજ બોલાવતો હશે. દરેક બાળકને હમેશાં 'મા' કહીને રડવાનોજ અભ્યાસ હોય છે, પરંતુ આ અજ્ઞાત બાળક 'મા' નું નામ લઇને રડતો નહોતો. કિશોરસિંહ આ મામલામાં ગુંથાયા પછી હતબુદ્ધિ થઈ જવા આવ્યો હતો, ધીમે ધીમે તે તેનાથી પણ વિશેષ હતબુદ્ધિ થવા લાગ્યો. જો રણધીરસિંહરાયનું નામ તેનું તે સમયનું રક્ષાકવચ ન હોત, તે અજ્ઞાત કૃષ્ણ મૂર્ત્તિએ જો એ નામને પોતાના સંકેત શબ્દરૂપ કહીને આનંદ પ્રકટ કર્યો ન હોત, તો તેથી કિશોરસિંહ અવશ્ય એ બાળકને રાજમહાલયમાં પાછો મૂકી આવત, પરંતુ અનિશ્ચિત પરિણામનો વિચાર કરીનેજ તેણે તેમ કર્યું નહિ; તે તે કપડાંથી ઢંકાયલા બાળકને પોતાની ગોદમાં લઇ વેગપૂર્વક બરાબર સીધે સીધો એ અંધારા માર્ગે આગળ ચાલવા માંડયો. જ્યારે એ રસ્તો ખૂટી જવા આવ્યો, ત્યારે કિશોરસિંહ અચાનક સાંભળી શકયો કે, પોતાની સ્હામેના થોડેક દૂર આવેલા સ્થાનમાંથી કોઇ એક વ્યક્તિ તેને સંબોધીને આગ્રહસહિત પૂછી રહી છે કે, "એ કોણ આવે છે!"

બરાબર એજ સમયે એક અદ્‌ભુત આકૃતિ ત્વરિતવેગે જાણે અંધકારના ગર્ભમાંથી કૂદી બહાર આવી, કિશોરસિંહની સ્હામે ઉભી, ત્વરિત સ્વરે તે બોલી ઉઠીઃ-"આજનો સંકેત શબ્દ શો છે?"

કિશોરસિંહે તત્ક્ષણાત્ ઉત્તર આપ્યોઃ-"રણધીરસિંહ!" ઉત્તર સાંભળતાંની સાથેજ નજીકમાંથી અનેક કંઠોમાંથી અસ્પષ્ટ આનંદધ્વનિ નીકળી પડયો અને એ પણ કિશોરસિંહને સંભળાયો.

ત્યાર પછી બીજા કોઇના પણ મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળ્યો નહિ; સઘળા ગભરાટથી પોત પોતાના કામમાં ગુંથાઇ ગયા. એક વ્યક્તિએ એકદમ આવીને કિશોરસિંહની ગોદમાંથી એ વસ્ત્રાવૃત્ત શિશુને ગ્રહણ કર્યો; બીજી એક વ્યક્તિ તેને તરતજ પોતાના ટોળાંના માણસો પાસે લઈ ગઇ. ત્યાં આગળ તે સમયે અનેક અશ્વો સુસજ્જિત હતા. એથી સર્વજનો કૂદી કૂદીને પોતપોતાના અશ્વપર

ચઢી બેઠા. લાચારીથી પાછળના છેલ્લા અશ્વપર કિશોરસિંહે આરોહણ કર્યું. સુશિક્ષિત અશ્વો સ્વારોને પીઠપર લઇને હણહણાટ કરતા કરતા દોડી નીકળ્યા, વાયુવેગે ટપાટપ પમલે દોડી નીકળ્યા. જોતજોતામાં અશ્વો અદૃશ્ય ગતિથી સુરંગપૂરની સીમાને ઓળંગી આવ્યા.

જે વિશાળ મેદાનની વાર્તા પ્રથમજ કહી દેવામાં આવી છે, એજ મેદાનમાં સઘળા અશ્વારોહીઓ આવી પહોંચ્યા. આકાશમાં એ સમયે જે વાદળાં છવાયલાં હતાં, એકાએક તે દૂર સરી ગયાં, આકાશ સ્વચ્છ થયું, ચંદ્રમાનો ઉદય થયો. ચંદ્રની ચાંદનીમાં કિશોરસિંહે જોયું કે, દૈવયોગે તે જેમનાં ટોળાંમાં આવી પહોંચ્યો હતો, અંધારામાં અત્યાર સુધી જેમને જોઇ શક્યો નહોતો, તે લોકોની સંખ્યા લગભગ બારેક જણની હતી. તેઓ સર્વ જનો મહા મૂલ્યવાન રજવાડી પોશાકથી સુસજ્જિત હતા, તેમના અશ્વો પણ અતિ સુંદર હતા, મૂલ્યવાન સાજથી અલંકૃત હતા; વિશેષે કરીને જે અશ્વપર તે પોતે સ્વાર થયો હતો, તે અશ્વનીજ સાજસજ્જા સર્વના કરતાં વિશેષ ઉજ્જવલ અને બહુમૂલ્ય હતી. આ સર્વ જોતાંની સાથેજ કિશોરસિંહ મનમાં ને મનમાંજ બોલી ઉઠયોઃ—" જે વ્યક્તિ રાજમહાલયના ગુપ્ત દ્વારપર આ બાળકને મારી ગોદમાં નાખી ગઇ હતી, એ વ્યક્તિનોજ અવશ્ય આ અશ્વ હોવો જોઇએ. તેના વિના બીજા કોઇનો પણ આવો સુંદર અશ્વ હોઇ શકે નહિ."

એ સર્વ ગમે તેમ હો, પરંતુ સઘળા અશ્વારોહીઓ અવિરામ ગતિથી પોતાના અશ્વોને દોડાવ્યે જતા હતા, કિશોરસિંહનો અશ્વ પણ તીરવેગે દોડ્યો જતો હતો; ચાંદની ધીમે ધીમે વિશેષ ખીલવા માંડી હતી. કિશોરસિંહે વિસ્ફારિત નયને એ સર્વ રાજવેશધારી સવારોનો પોશાક તથા અસ્ત્રશસ્ત્ર ઇત્યાદિ જોઇને ધારી લીધું કે, તેઓ સર્વ કોઇ મોટા માણસો છે. સવારો અશ્વપર બેઠા બેઠા વારંવાર આમતેમ નજર ફેરવ્યા કરતા હતા. કિશોરસિંહે જોયું કે, એમાંના ઘણાખરા માણસો તેના ઓળખીતા છે અને તેઓ સર્વે સુરંગપૂરના મોટા મોટા માનવંતા પુરુષો છે. રાજ્યને લગતા—ધર્મને લગતા મતભેદથી રાય રણધીરસિંહરાય જે સંપ્રદાયના મસ્તક સ્વરૂપ છે, એ સંપ્રદાયનાજ આ સઘળા માણસો છે. સુરંગપૂરના રણધીરસિંહના મહાલયમાં તેણે એ સર્વે જનોને ઘણીવાર જોયા છે; આવા આવા અનેક પ્રમાણો પરથી કિશોરસિંહ ચંદ્રમાની ચાંદનીમાં તેમને ઘણી

સારી રીતે ઓળખી શક્યો. તેણે પોતાના મનમાંજ ધારી લીધું કે; એટલા માટેજ આ અસીમ સાહસિક કાર્યમાં આજ રાત્રે "રણધીર-સિંહ"ના નામને આ લોકોએ સંકેત શબ્દ ઠરાવ્યું છે.

બાદશાહી તખ્તના પ્રસાદે નવાબ સરકાર તરફથી આ સમયે, તથા આ પહેલાં, બંગાળાના મોટા મોટા નામજાદા બુનિયાદી લોકો "રાજા, રાય, ખાનખાના, સિકદાર" ઇત્યાદિ મોટા મોટા માનવંતા ઇલકાબો મેળવી શક્યા હતા; મોટી મોટી બહાદુરીના કામોમાં ઘણા-ઓએ 'બહાદુર'નો ઇલ્કાબ પણ મેળવ્યો હતો. કોઇનો પિતામહ, કોઇનો પિતા, કોઇનો ભ્રાતા, કોઇ કોઇ ખુદ પોતે એ સઘળા ઇલ્કાબ અથવા ખિતાબના અધિકારી હતા. કિશોરસિંહે તે રાત્રે જેમને હથિયાર બંધ થઇ અશ્વપર બેસી આગળ વધતા જોયા હતા, તેઓ સર્વે એકેએક રાજા હતા. આ સર્વ જોઇને, મનમાં ને મનમાંજ એ સર્વ બાબતોની આલોચના કરીને, કિશોરસિંહના સંશયથી ડોલતા વ્યાકુળ ચિત્તને કાંઇક અંશે શાંતિ મળી.

ત્યાર પછી તે, તે બાળક કોની ગોદમાં છે, તેનો નિર્ણય કર-વાનો સુયોગ શોધવા લાગ્યો. અશ્વપર બેસી ચંચળતાની સાથે જોતાં જોતાં તેણે જોયું. જોઇને વિચાર્યું કે, જેની ગોદમાં બાળકને સમ-ર્પિત કરવામાં આવ્યો છે, તે હંસાનગરીનો અધીશ્વર રાજા દીનવલ્લભ-સિંહ છે. રાજા દીનવલ્લભસિંહ સર્વ વિષયમાં રણધીરસિંહ રાય બહા-દુરનો અકૃત્રિમ પરમ મિત્ર હતો.

અશ્વોની ગતિ અવિશ્રાંત હતી. આરોહીઓના કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળતો નહોતો. જોતજોતામાં તેઓ ઘણેજ દૂર આગળ નીકળી પડ્યા—અત્યારના આ ચાલૂ મામલાની બરાબર તપાસ કરવા જતાં અથવા એ વિષયની ખરી ચર્ચા ચલાવવા જતાં કિશોરસિંહના હૃદય સાગરમાં શતશત પ્રકારની સામયિક ઉત્તેજનાના તરંગો ઉછળવા લાગ્યા. મેદાનનો માર્ગ ખતમ થઇ ગયો. જે દિશામાં તેઓ જતા હતા, તેની ઉત્તર તથા પશ્ચિમ દિશામાં એક સાંકડો રસ્તો આવેલો હતો. અશ્વારોહીઓ એજ રસ્તે ચાલવા માંડયા. જે અગ્રેસર થઇને ચાલતો હતો, તે તે માર્ગમાં દાખલ થતાંની સાથેજ પોતાના અશ્વની લગામ ઝાલી થોભી ગયો, તેની દેખાદેખીથી તેની સાથેના અશ્વારોહીઓએ પણ પોત પોતાના અશ્વની લગામ ખેંચી પકડી. અશ્વો થોડીવાર થોભી ગયા. ઘણે દૂરથી દોડી દોડીને અશ્વો લગ-

ભગ થાકી જવા આવ્યા હતા, તેમના પગ નરમ પડી ગયા હતા, સવારોના શ્વાસ પણ રૂંધાઇ જવા આવ્યા હતા, તેઓ સર્વે હાંફી રહ્યા હતા. અત્યારે તેમને શ્વાસોશ્વાસ લેવાનો અવકાશ મળ્યો. અશ્વો ધીમે પગલે ચાલવા લાગ્યા. અત્યાર સુધીની લાંબી ચૂપકીને ભેદીને એ ટોળાંમાંનો એક જણ સહુથી પ્રથમ બોલી ઉઠયો: "રાજા દીનવલ્લભસિંહને સંબોધીને તેણે કહ્યું કેઃ–" બાજી મ્હાત ! રાજા દીનવલ્લભ ! હવે ચિંતા શાની ! કામ તો આટલે સુધી હાંસલ કરી આવ્યા છીએ ! બંગેશ્વર અત્યારે તમારી ગોદમાં નિદ્રાધીન છે ! બસ, આપણી ધારેલી ધારણા પાર પડી ચૂકી છે ! ઇશ્વરે આપણને આપણા કામમાં જય આપ્યો છે."

એકાએક કિશોરસિંહની શંકાનો ભંગ થયો, હૃદયમાં ભરાઇ બેઠેલા સંદેહનું નિવારણ થયું. એ બાળક કોણ છે, એ સંબંધમાં તે અત્યાર સુધી કશો પણ અનુભવ કિંવા અનુમાન કરી શકયો નહોતો. આટલીવાર પછી તે સમજી શકયો કે, ભયંકર ષડયંત્ર, ભયંકર કારસ્થાન ઉપસ્થિત થયું છે. બાળક બંગેશ્વર છે–રાજકુમાર ચોરાયો છે ! કુટિલ ઘટનાચક્રે તેના હાથથીજ રાજપુત્ર અન્યના હાથમાં અપાયો છે ! તે પોતે પણ અણધારી રીતે એ ભેદી કારસ્થાનમાં ગુંથાયો છે ! રણધીરસિંહ રાયનું નામ પણ એની સાથે જોડાયું છે ! બનાવ શો છે ! મામલો શો છે ?" કિશોરસિંહે વિચાર્યું કેઃ–" બનાવ શો છે ! મામલો શો છે ? રાય રણધીરસિંહરાયે શું આ ભયંકર વ્યાપારમાં સમ્મતિ આપી છે ? એતો મને કદાપિ સંભવિત લાગતું નથી. મારા સરળ હૃદયના પ્રતિપાલક આવા ભયાનક ષડયંત્રમાં ભાગ લે, એવું કદાપિ બની શકેજ નહિ. તેમનો સ્વભાવજેવો ઉદાર છે, તેઓ જેવા સત્યનિષ્ટ અને ધર્મભીરુ છે, તેમની શુભકારી બુદ્ધિ જેવી તેજસ્વિની છે, તે સર્વપરથી તેઓ આવા ઘૃણિત કાર્યમાં અનુમોદન આપે, એ મને કોઇ પણ પ્રકારે વિશ્વાસયોગ્ય લાગતું નથી. મારા અન્નદાતાના સર્વ ગુણોથી હું માહિતગાર છું. આ જિન્દગીમાં મેં તેમને કોઇનું અહિત કરતા જોયા નથી. અત્યાર સુધી તેમના હાથે આવું એક પણ કલંકિત કર્મ થયું નથી, કોઇનો સત્યાનાશ કરવામાં તેમણે કોઇને કદાપિ અનુમતિ આપી નથી. ત્યારે આ મામલામાં શું રહસ્ય સમાયલું છે ! ત્યારે તેમના નામને આ લોકોએ પોતાના સંકેત શબ્દ તરીકે શા માટે સ્વીકાર્યું છે ? આ લોકો તેમના નામને પોતાના

પુનર્મિલનના જયધ્વનિ રૂપે શા કારણથી ઓળખાવે છે?"

આવા આવા અનેક વિચારો કરી કિશોરસિંહ તેની સાથેના મંડળમાં શી શી વાતો થાય છે, તે જાણવા માટે તથા તેમાંથી કોઇ એક સૂત્રને ગ્રહણ કરવા માટે અત્યંત આતુર બની ગયો, અને એકાગ્ર મનથી એમની સઘળી વાતોને સાંભળવા લાગ્યો.

પ્રથમ વક્તાએ હર્ષધ્વનિ કરી રાજા દીનવલ્લભને કહ્યું:—"બંગેશ્વર અત્યારે તમારા ખોળામાં છે, હવે આપણી સર્વ ચિંતા દૂર થઇ છે. રસ્તામાં કિશોરની ગોદમાં જાગ્રત થઇને આ બાળક રડી પડયો હતો ખરો, પરંતુ ત્યાર પછી વેગવાન અશ્વની પીઠપર હીંચકા ખાઇને તે ભર ઊંઘમાં ઊંઘી ગયો છે, સુખેથી સૂઈ રહ્યો છે."

વક્તાનાં વાક્યોથી ચંચળ થઇને રાજા દીનવલ્લભસિંહે ઉત્તર આપ્યો:—"હા, અત્યારે રાજકુમાર સુખેથી સૂઇ રહ્યો છે. વળી રાજ સત્તાનું રક્ષાકવચ પણ અત્યારે આપણા હાથ તળે આવી ગયું છે, પરંતુ કહો જોઇએ રાજા કરુણસિંહ! કહો જોઇએ, આપણા મનનો શો ઇરાદો છે વારૂ? રાય રણધીરસિંહરાય જ્યારે આ સમાચાર સાંભળશે, ત્યારે તેઓ આપણા આ સાહસિક કાર્યમાં અનુમોદન આપશે કે નહિ?"

"અનુમોદન?" રાજા કરુણસિંહ વ્યગ્રકંઠે બોલી ઉઠયો:—"અનુમોદન? મારા મનની વાત જો તમે જાણવા માગતા હો, તો હું ચોક્કસ કહું છું કે, રાય રણધીરસિંહ કદાપિ આ કાર્યમાં અનુમોદન આપશે નહિ. આખી જિન્દગીમાં આ માટે જો તેમને દેશવટો ભોગવવો પડશે, તો તેનો પણ તેઓ સ્વીકાર કરશે, પરંતુ આવા ઉપાયથી તે પ્રભુનો વિશ્વાસ મેળવવાને કદાપિ તેઓ રાજી થશે નહિ, એવો મને દૃઢ વિશ્વાસ છે."

"એ સત્ય છે, મને પણ એમજ લાગે છે. સરદાર રામાકાન્તરાય આવા કાર્યમાં ભાગ લે, એ મને પણ અસંભવિત લાગે છે. પરંતુ આવા કાર્યમાં, આવા દુઃસાહસિક અને દુરન્ત વ્યાપારમાં હસ્તક્ષેપ કરવામાં આપણે ક્યાં સુધી ફળીભૂત થઇ શકીશું એનો કાંઇ નિશ્ચયજ નથી. જે કાર્યનો ભાર અત્યારે આપણે વ્હોરી લીધો છે, તે કાર્ય ઘણુંજ મુશ્કેલી ભરેલું છે."

રાજા દીનવલ્લભસિંહના પ્રશ્નથી કિંચિત્ ઉગ્રભાવ ધારણ કરી રાજા કરુણસિંહે ઉત્તર આપ્યો:—"શું આપણે જે કાર્યમાં ઉદ્યોગી

થયા છીએ, તે કાર્ય સિદ્ધ થશે કે નહિ. એમાં હજી પણ તમને કાંઇ શક લાગે છે? ભય રાખવાનું કશું પણ કારણજ નથી. આ દુનિયામાં એવું એક પણ કાર્યજ નથી કે, જે મનુષ્યથી ન બની શકે. તમે બિલ્કુલ ચિંતા ન કરો. આપણું બળ અસીમ છે, આપણી સત્તા અગાધ છે, આપણી શક્તિ અમાપ છે, આપણું દળ પ્રબળ છે. આપણને કોઇ પણ વસ્તુનો અભાવજ નથી. મંત્રીસભાના લગભગ ઘણાખરા સભાસદો, રાજાઓ અને અમીર ઉમરાવો આપણા પૃષ્ટપોષકો છે. સર્વ વિષયમાં આપણી સત્તા વિશેષ છે. આપણે જે ધારીએ તે કરી શકીએ તેમ છીએ, કેવળ રણધીરસિંહરાય એકલાજ આપણા આ મહાન કાર્યમાં કાંઇક સંકુચિત થશે, તો તેથી આપણને કશી પણ હાનિ થશે નહિ; આપણે એથી લેશ માત્ર પણ પાછા પડીશું નહિ. હા. આપણે તેમને માનનીય પુરુષ માનીએ છીએ, એ ખરૂં; તેમના મહત્ ગુણોના આપણે પક્ષપાતી છીએ. એ વાર્ત્તા પણ સત્ય છે; સર્વ ગુપ્ત કાર્યમાં તેમની સલાહ લઇએ છીએ, એ વાર્ત્તાનો પણ સ્વીકાર કરૂં છું. તેઓ આપણા પક્ષના અધિપતિ છે, તેઓ આપણા પરમ પ્રિય મિત્ર છે, સર્વ વિષયમાં તેઓ આપણા વડીલ પુરુષ છે. તેમના સ્વભાવની તુલનાજ થઇ શકે તેમ નથી, એ બધું ખરૂં; એમાં કશો પણ સંદેહ જ નથી; પરંતુ તેમ હોવા છતાં પણ શું તેમની એ મહત્તાને લીધે આપણે સહુને તેમની આગળ છેક અલ્પ સ્વલ્પ અને એક સામાન્યમાં સામાન્ય મનુષ્ય થઇને ચાલવું એ કોઇ પણ પ્રકારે ઉચિત છે ખરૂં કે? તેઓ જો એટલા બધા બ્હીતા હોય, એટલા બધા નિસ્તેજ થઇ જતા હોય, તો પછી આપણે તેમનાપર આધાર રાખી શા માટે બેસી રહેવું જોઇએ? જે ઉપાય કરવાથી આપણને એક મોટામાં મોટો લાભ મળી શકતો હોય, તે લાભને કેવળ તેમની એક નિર્બળતાથીજ આપણે શા માટે ગુમાવી દેવો જોઇએ? આપણે સર્વે તનમનથી ઉત્સાહી બની ગયા છીએ, સર્વ વિષયમાં આપણે સર્વે પ્રભુત પરાક્રમ ધરાવનારા છીએ, માટે આપણને આપણા કાર્યમાં અવસ્ય સિદ્ધિ મળી શકશે, એમાં લેશ માત્ર પણ સંદેહજ નથી. ફક્ત રણધીરસિંહરાય એકલા રાજી થશે નહિ, એવા ભયથી આપણે શું આવા શુભ સંયોગને તથા શુભ અવસરને એળે જવા દેવાય ખરો કે? ના—કદાપિ નહિ. એમ કરવાની કશી જરૂર નથી, એક વ્યક્તિના મતપર અનેક વ્ય-

ક્તિનું અહિત કાર્ય કરવાની કશી પણ આવશ્યકતાજ નથી. હાથમાં આવેલા દાવને આબાદ છટકવા દેવો, એના જેવી મૂર્ખતા બીજી એક પણ નથી. કેમ રાજા રાજચન્દ્ર! તમે મારી આ વાતમાં શો અભિપ્રાય ધરાવો છો ?"

રાજા રાજચન્દ્રે કરુણસિંહની વાર્તાને અનુમોદન આપીને કહ્યું:- "તમે જેવો અભિપ્રાય આપો છો, એવોજ હું પણ અભિપ્રાય આપું છું. ફરી ફરીને આવો અવસર મળતો નથી. મારી ધારણા પ્રમાણે તો આ કાર્યને સત્વર સમાપ્ત કરવામાંજ કલ્યાણ સમાયલું છે. આપણો પક્ષ એટલો બધો પ્રબળ છે કે, અત્યારે મંત્રિ સભાના આપણા વિરોધી પક્ષથી આપણને કોઇ પણ રીતે પહોંચી શકે તેમ નથી. વળી હું એ પણ ઘણી સારી રીતે જાણી શકયો છું કે, મહા પ્રબળ પરાક્રમી રાજા મયુરશેખર પણ આપણા મતને પૂરતી રીતે મળત છે અને તેઓ પણ આ કાર્યને ખતમ કરી નાખવાનીજ સલાહ આપે છે."

"હા, રાજા!" રાજા મયુરશેખરે જવાબ આપ્યો:-"હા, રાજા! આપણા સર્વનાં મન એ એક મતમાંજ સંપૂર્ણરૂપે ગુંથાયલાં છે, જીવ જાય, તેની પરવા નહિ, પણ કાર્ય તો પાર પાડવુંજ, એવો મારા મનનો દૃઢ નિશ્ચય છે. વળી રાજા દીનવલ્લભસિંહે જે કાર્યનો ભાર વ્હોરી લીધો છે, તેમાં તેઓ અચલ, અટલ અને એકાગ્ર છે. આપણે હવે બીજા બધા વિચારોને પડતા મૂકી, કેવળ આપણા કાર્યની સિદ્ધિનો માર્ગ ખોળવાનીજ ખાસ જરૂર છે."

વ્યગ્રભાવે રાજા કરુણસિંહે કહ્યું:-"જો આપણે સઘળા એક મતપર આવીશું, કાર્ય કરવાને તત્પર થઇશું, સઘળા દૃઢપ્રતિજ્ઞ થઇશું, તો મને અવશ્ય આશા છે કે, આપણને કશી પણ ઇજા આવી શકશે નહિ; આપણને કોઇ પણ વ્યક્તિ કોઇ પણ પ્રકારે અટકાવી શકશે નહિ. આપણે પ્રત્યેક કાર્યમાં વિજયી થઇ શકીશું. હવે રાય રણધીરસિંહરાયની વાર્તાનો કાંઇક ઉલ્લેખ કરીને હું મારો પોતાનો અભિપ્રાય જણાવું છું. હું ધારૂં છું કે, જ્યારે તેઓ આ બધી હકીકત સાંભળશે, ત્યારે રાજી થયા વિના રહેશે નહિ. જે નીચ પાપાત્માઓના પ્રબળ પક્ષે તેમની એવી દુર્દશા કરી છે, તેમને પદવી ભ્રષ્ટ કરીને, અત્યંત અપમાનિત કર્યા છે, તે વિરોધીનું આવી રીતે પતન થવાની વાત સાંભળીને તેમના અંતરમાં આનંદોલ્લાસના

તરંગો ઉછળ્યા વિના કદાપિ રહેશે નહિ. કારણ કે, આપણે અત્યારે જે કાર્યને વિશે ગ્રહણ કર્યું છે, તે કાર્ય કદાપિ ખંડિત થાય તેમ નથી, તે કાર્યનું ખંડન કરવાની કોઇનામાં કશી શક્તિ પણ નથી. વારૂ, કદાચ ધારી લો કે, તેઓ જો આ કાર્યમાં સમ્મત ન થાય તો તેથી પણ આપણને શું નુકસાન છે? રણધીરસિંહરાય આ બાળ રાજકુમારને રંગ મહાલયમાં પાછો મોકલી આપવાની જિદ કરશે અથવા તેઓ કદાચ સુરંગપૂરથી દેશવટાની ભયંકર સજા ભોગવીને સદાને માટે વિદેશમાંજ રહેવાને તત્પર થઇ જશે, તો તેથી પણ આપણને શી હાનિ થશે? કંઇજ નહિ. જે જાળ આપણે અત્યારે બીછાવી દીધો છે. તે જાળને હજારો અડચણો આવવા છતાં પાછો ન સંકેલી લેતાં, આજની રાત્રિ થતાં પહેલાંજ આપણા કાર્યને આપણે પૂર્ણ કરી નાખવું પડશે. આપણે જે કાર્ય કરવાને સાહસિક થયા છીએ, જબરૂં જોખમ ખેડયું છે, એ બધાં વાનાં કેવળ તેમને માટેજ કરવાં પડયા છે. તેમને વિના કારણ દેશવટાની સજા આપવામાં શત્રુપક્ષે જે ભયાનક અન્યાય કર્યો છે, એ અન્યાયનો બદલો લેવા માટેજ આપણે આ સઘળાં કાળાં કારસ્થાન કરવા પડયાં છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ, જો કદાચ તેઓ અસમ્મત થશે અથવા ઇતરાજી દેખાડશે, તો તેમાં તેમની પોતાનીજ હાંસી થયા વિના રહેશે નહિ. તેઓ આપણા દિલોજાન દોસ્ત છે, તેઓ આપણા પક્ષના પ્રધાનનાયક કિંવા નેતા છે. આ કાર્ય સિદ્ધ થવાથી તેઓજ બંગના રાજચક્રમાં પ્રધાનતા પ્રાપ્ત કરી શકે તેમ છે. આમ હોવા છતાં પણ જો તેઓ નાસમ્મત થાય તો પછી આપણે શું કરી શકીએ તેમ છીએ વારૂ? આપણી સર્વેની ઇચ્છા કેવળ તેમને સુખી કરવાનીજ છે, એ આશયને લક્ષમાં લઇનેજ આપણે અત્યારે આ કાર્ય કરવાને તત્પર થયા છીએ."

રાજા કરુણસિંહની વાર્ત્તા સાંભળી, થોડીવાર કાંઇક વિચાર કરી, રાજા મયુરશેખરે કાંઇક ગંભીર ભાવ ધારણ કરી ગંભીરતાથી કહ્યું:—"આપણે જે કાંઇ કરીએ છીએ, તે બરાબરજ છે. રાય રણધીરસિંહરાય જો કદાચ આ કાર્યમાં કાંઇ વાંધો ઉઠાવશે, તો આપણે સર્વ એકી સાથે તેમના વિરોધી થઇ ઉભા રહીશું અને તેમનો પણ ત્યાગ કરી દઇશું. આપણા પક્ષમાં એવા એક નિર્બળ હૃદયના મનુષ્યને કદાપિ જોડાવા દઇશું નહિ. કદાચ તેઓ આપણા આ કાર્યમાં

કાંઇ ગુંચવણ પેદા કરશે અથવા આપણી આ ભયંકર વાતને ખુલ્લી પાડી દેશે, તો આપણે સર્વ સંપૂર્ણ સાહસે તેમના વિપક્ષીઓ થઇ જઇશું તથા ત્યારે તેમના પ્રાધાન્યનો સ્વીકાર કરીશું નહિ. તમો સર્વ એ તો ઘણી સારી રીતે જાણો છો કે, જે વ્યક્તિ મિત્ર નથી, તેજ વ્યક્તિ શત્રુ છે; માટે તે વખતે આપણે તેમને તેવા શત્રુ ગણીને તેમની સાથે શત્રુની પેઠે વર્ત્તીશું, તેમના પ્રતિ શત્રુના જેવું આચરણ ચલાવીશું. શાસ્ત્રમાં પણ શત્રુનો સંહાર કરવાનો ઉપદેશ આપેલો છે છે. ગીતામાં ભગવાન કૃષ્ણે ધનંજયને આપેલો અમૂલ્ય ઉપદેશ મારા મતને સંપૂર્ણ અનુમોદન આપે છે, ”

“ ખરૂં કહો છો.” રાજા કરુણસિંહ ઉત્તેજિત સ્વરે બોલી ઊઠયોઃ—“ખરૂં કહો છો; રાજા મયુરશેખર! તમે જે કાંઇ કહો છો, તે સર્વ અક્ષરે અક્ષર ખરૂંજ કહો છો. મને તમારી વાત સોળેસોળ આના ગમી ગઇ છે. રાય રણધીરસિંહરાય જો તેમના મિત્રોના કાર્યમાં ભિન્નભાવના ધારશે તો હું પણ તેમનો સર્વથી મુખ્ય શત્રુ થઇ પડીશ અને તે સાથે તેમનું અહિત કરવાના મારાથી બનશે તેટલા પ્રયત્નો કરવામાં પણ પાછો પડીશ નહિ.”

કાંઇક દિલગીર થઇને, જાણે કાંઇક ખેદ તથા તિરસ્કાર ભરેલા અવાજે રાજા દીનવલ્લભસિંહે કહ્યું:—“ બસ, કરો, રાજાધિરાજો, બસ, કરો! તમારી સર્વની વાર્ત્તાઓએ હવે મારી સહનશીલતાનો દુર્ગ તોડી નાખ્યો છે, મને ચાર કઠિન શબ્દો કહેવાને લાચાર બનાવ્યો છે. તમારી આ સર્વ વાતો ઘણીજ સખ્ત છે, ઘણીજ કઠોર છે! રાય રણધીરસિંહ રાય જેવા એક સાધુ પુરુષની વિરુદ્ધમાં આવી બદ- સલાહ કરતાં તમોને કાંઇ શર્મ પણ નથી આવતી ? જો ખરૂં કહું તો ચૈતન્યવાદનું મૂળ સ્થાપિત કરનાર રાય રણધીરસિંહ રાયજ છે; તેઓજ આપણા આ દળની પ્રતિષ્ઠા કરનાર પૂજ્ય પુરુષ છે. તેમના ઉપરજ આપણે આપણી સમસ્ત આશા તથા વિશ્વાસનો આધાર રાખ્યો છે અને હજી પણ રાખીએ છીએ. તેઓજ આપણને સારી સલાહ આપી શકે તેમ છે. તેમનું બુદ્ધિબળ, તેમની ખ્યાતિ, તેમનું ઐશ્વર્ય–”

“ એ બધી વાતો રાજા કરુણસિંહ પ્રથમથીજ કહી ચૂકયા છે.” રાજા રાજચંદ્ર ઉંચા અવાજે બોલી ઊઠયોઃ—“ થોડીવાર પહેલાંજ રાજા કરુણસિંહે એ વાતનો સિદ્ધાંત કરી રાખ્યો છે. આપણે સઘળા રણધીરસિંહરાયના અકપટ મિત્રો છીએ, વચનાધીન બંધુઓ

છીએ, તેમ છતા પણ જો તેઓ કદાચિત્ કાંઇ આપત્તિ ઉપસ્થિત કરશે તો—"

સુસ્થિર પ્રશાન્તભાવે, ગંભીરસ્વરે રાજા દીનવલ્લભસિંહે કહ્યું:— "ના, ના, તેઓ કદાપિ તેમ કરશે નહિ; આપણા કાર્યમાં તેઓ કદાપિ આપત્તિ ઉપસ્થિત કરશે નહિ, તેમ છતાં પણ, જો કદાચ કાંઇ વાંધો ઉઠાવે, તો ઉઠાવવા દો, ભલે ઊઠાવે; તેથી આપણને કશું પણ નુકસાન થશે નહિ. ગમે તેમ હો, પરંતુ રણધીરસિંહ રાય જેવા એક પરોપકારી દયાવાન, નરશાર્દૂલ પ્રતિ આપણે વૈરભાવ રાખવો એ છેક નિષ્ઠુરતાનું કાર્ય છે. હું તેમની સાથે શત્રુતા બાંધવાને બિલ્કુલ નારાજ છું."

એ સમયે એ દળના સર્વજનો ચૂપ થઇ ગયા હતા, કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકતો નહોતો, ઘણા ખરા રાજા દીનવલ્લભસિંહના મુખભણી જોતા ઉભા હતા, એવામાં રાજા દીનવલ્લભની છેવટની વાર્તા સાંભળી એ મૌનદલમાંનો એક જણ બોલી ઊઠયો:—"બરાબર છે, રાજા દીનવલ્લભસિંહની યુક્તિ બરાબર છે. પણ રાજા મંગળસિંહજી શું કહે છે? તેઓ તો એક શબ્દ પણ કેમ બોલતા નથી?" એ સમયે એકી સાથે ઘણાના મુખમાંથી રાજા મંગળસિંહનું નામ ઉચ્ચારિત થયું. પરંતુ તરતજ તેઓ સર્વ સારી રીતે જાણી શકયા કે, પોતાનાં ટોળામાં રાજા મંગળસિંહ હાજર નથી. એથી તરતજ તેમણે સહુએ પોતાના અશ્વો થોભાવ્યા, દરેકે અશ્વની લગામ પકડી રાખી; રાય રણધીરસિંહ રાયની વાત ત્યારે તેઓ ક્ષણવારને માટે વિસરી ગયા. સર્વની નજર એકી સાથે કિશોરસિંહના ઉપર પડી.

એકી સાથે અનેક કંઠસ્વરે અનેક જનોએ કિશોરસિંહને પૂછ્યું કે:—"અરે, ઓ! યુવક તું કોણ છે? તારો માલિક કયાં છે! તેઓ તારી સાથે શા માટે ન આવ્યા? તું તેને કયાં મૂકી આવ્યો છે?"

શાન્તભાવે કિશોરસિંહે જવાબ આપ્યો—"રાજા મંગળસિંહ મારા માલિક નથી, તેઓ કયાં છે, તે હું જાણતો નથી. આ સર્વ દૈવી કાર્યો હોય એમજ જણાય છે. દૈવયોગે આ શિશુ રાજકુમાર મારા હાથમાં આવી પડયો છે. બાળકને લઇને હું આ તરફ આવી ચઢયો હતો, રસ્તામાંજ તમારી સાથે મારી મુલાકાત થઇ ગઇ છે. હું નથી સમજી શકતો કે, રાજકુમારને મારા હાથમાં કોણે શા કાર-

ણુથી સોંપ્યો છે. ગમે તેમ હો, પણ મને આ મામલામાં કોઇ એક ગંભીર ભેદ છુપાયલો લાગે છે. જે વ્યક્તિએ મારા હાથમાં આ બાળકને સોંપ્યો હતો, તેજ વ્યક્તિ જો કદાચ—"

રાજા કરુણસિંહ એકદમ બોલી ઊઠયો:-" એક કદાવર મૂર્ત્તિએ, તને આ બાળક સોંપ્યો હતો ખરૂંને વારૂ ? વળી તેણે માથાપર લીલા રંગની ટોપી ઓઢેલી હતી ખરૂં ને ?"

" હા-હા, બરાબર એજ અંધકાર મૂર્ત્તિએ, એજ કદાવર મૂર્ત્તિએ મારા હાથમાં આ બાળરાજાને સોંપ્યો હતો." કિશોરસિંહે પ્રત્યુત્તર આપ્યો:—" હા, હા, બરાબર એજ અંધકાર મૂર્ત્તિએ, એજ કદાવર મૂર્ત્તિએ મારા હાથમાં બાળરાજાને સોંપ્યો હતો, તેણે લીલી ટોપી ઓઢેલી હતી."

ફરીવાર એકી સાથે અનેક કંઠે ઉચ્ચારિત થયું કે:-" હા, હં, તેઓજ રાજા મંગળસિંહ હતા. પણ તેઓ કયાં ગયા ? તેમની સાથે તારી કયાં મુલાકાત થઇ હતી ? આ બાળકને તેમણે તને કયાં આગળ સોંપ્યો હતો ? તું શી રીતે અમારા ટોળામાં આવી મળ્યો ? અમારી સાથે તારો શી રીતે સાક્ષાત્કાર થયો ? રાજા મંગળસિંહ તને આ બાળક સોંપ્યા પછી કેણી તરફ ગયા વારૂ ?"

રાજા મયુરશેખરે ચકિત તથા ત્વરિત સ્વરે કહ્યું:-" મેંજ આ યુવકની ગોદમાંથી બાળકરાજાને મારી ગોદમાં ગ્રહણ કર્યો છે. મેંજ રાજકુમારને રાજા દીનવલ્લભસિંહના હાથમાં સોંપ્યો હતો, પહેલેથીજ અમોએ એવી સલાહ કરી રાખી હતી. મેં ધાર્યું હતું કે, આ યુવક કદાચ રાજા મંગળસિંહ બહાદુરનો કોઇ અનુચર કિંવાં પરિચારક હશે—"

રાજા મયુરશેખરની વાર્ત્તામાં વિઘ્ન નાખી રાજા રાજચન્દ્રે વચ્ચમાંજ કહ્યું કે:-અંધકારમાં મેં વિચાર્યું કે, આ યુવકજ રાજા મંગળસિંહ હશે, અને એમ ધારીનેજ હું એકદમ ઉતાવળ કરી આ યુવકનો હાથ ઝાલી, જ્યાં આગળ રાજા મંગળસિંહનો અશ્વ તૈયાર રાખવામાં આવ્યો હતો, ત્યાં આગળ લઇ ગયો હતો. પરંતુ અત્યારે જોઉં છું કે, મારી એ ધારણા કેવળ ભ્રમભરેલીજ હતી."

ફરીવાર એકી સાથે અનેક માણસોએ એક બીજાને ઉદ્દેશીને પૂછયું:-" ત્યારે આ પુરુષ કોણ છે ? પૂછો-પૂછો, કે એ યુવક કોણ છે ? રાજા મંગળસિંહની સાથે તેનો શો સંબંધ છે ? આપણી મોટી

ભૂલ થઇ છે, ગંભીર પ્રમાદ થયો છે, એકને બદલે બીજાને આપણે રાજા ધારી લીધો છે."

રાજા કરુણસિંહે ચંચલ સ્વરે કિશોરસિંહને ઉદ્દેશીને પૂછ્યું કેઃ–" અરે ઓ યુવક, કહે ને કે, તું કોણ છે? અમારી સાથે અત્યારે તું આમ ચૂપ કરી કેમ ચાલ્યો આવે છે? રાજા ક્યાં છે? તારી અને રાજાની ક્યાં આગળ મુલાકાત થઇ હતી? તેમણે તને શું કહ્યું હતું?"

કિશોરસિંહે પ્રશાન્ત ભાવે ઉત્તર આપ્યોઃ–" હું જ્યારે રાજમહાલયના દ્વાર પાસે આવેલી સડક પર ટહેલી રહ્યો હતો, ત્યારે એકાએક રાજમહાલયનાં દ્વાર ઝણઝણ શબ્દની સાથે ખુલી ગયાં અને એ દ્વારમાંથી કેટલાક હથિયાર બંધ પુરુષો હથિયારનો ખડખડાટ કરતા એકદમ બહાર નીકળી પડ્યા. વળી બીજા કેટલાંક માણસો સળગતી મશાલો હાથમાં ઝાલી તેમની આગળ આગળ દોડવા માંડ્યા. બરાબર એજ વખતે મહાલયના એક છુપા અંધારા દરવાજામાંથી રાજા મંગળસિંહ, તમો જેને મંગળસિંહ કહો છો, તેઓજ જો રાજા મંગળસિંહ હોય તો તેઓ અંધારામાં ચૂપચાપ પગલાં ભરતા બહાર નીકળી આવ્યા અને ત્યાર પછી ધીમે ધીમે છેક મારી સમીપમાં આવી લાગ્યા."

હૃદયમાં જાણે કાંઈક ભય પામીને ભયાકુલ કંઠે રાજા કરુણસિંહ એકદમ બોલી ઉઠ્યોઃ–" રાજા મંગળસિંહ ત્યારે શું તે હથિયારબંધ લોકોના હાથમાં પકડાઇ ગયા છે વારૂ?"

"ના." કિશોરસિંહે ઉત્તર આપ્યોઃ–" ના, ના મહારાજ! તેઓ પકડાઇ ગયા નથી. પરંતુ એમના સંબંધમાં તો ઉલટો એક ઘણોજ અજાયબ બનાવ બન્યો છે, તેઓ બાળકને એકદમ મારી ગોદમાં સોંપી, મારે શું કરવું, ક્યાં જવું, કરે રસ્તે જવું, વગેરે બધી બાબતોને ચૂપચાપ સમજાવી, એ વીર પુરુષોનાં ટોળાં ભણી હો હો, શબ્દ કરતા દોડી ગયા હતા, અને તે સાથે તે સમયે તેમણે પોતાની તલવારને મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી હતી તથા જે સર્વ વીર પુરુષો દરવાજા પાસે જમા થઇ ઉભા હતા, તેમને " આ તરફ ચાલ્યા આવો, આ તરફ દોડ્યા આવો!" એવી ગર્જના કરી મુખમાંથી એવા શબ્દો બોલતા બોલતા તેઓ તેમની સર્વની આગળ આગળ દોડવા માંડ્યા હતા. તેમના એવા શબ્દો સાંભળીને એ સર્વ વીરજ-

નોનું મંડળ પણ તેમની પાછળ પાછળ દોડવા માંડયું હતું. આવી રીતે રાજા મંગળસિંહ તેમને છેક ઉલટી દિશામાં ઘણે દૂર સુધી લઇ ગયા હતા. તેમના સર્વના ઉત્તર દિશામાં ચાલ્યા જવા પછી, રાજા મંગળસિંહજીના ઉપદેશ પ્રમાણે વસ્ત્રથી ઢંકાયલા બાળકને ગોદમાં લઇ હું દક્ષિણ દિશામાં દોડી નીકળ્યો હતો. કપડાંની અંદર બાળક લપટેલું છે, એવું હું તે વખતે જાણી શકયો નહોતો. કારણકે, ત્યારે અંધકારનું પ્રમાણ વિશેષ હતું અને હાથમાંની કોઇપણ વસ્તુને ઓળખી શકાય, એવો એક પણ ઇલાજ અવશિષ્ટ રહ્યો નહોતો. ત્યાંથી દોડીને થોડેક દૂર આવ્યા પછી મારી તમારી સાથે મુલાકાત થઇ. એનાથી વિશેષ હું બીજું કશું પણ જાણતોજ નથી. રાજા મંગળસિંહે રાજમહાલયમાંથી કેવી રીતે અને શા માટે રાજકુમારનું હરણ કર્યું. એની મને કશી ખબરજ નથી."

આનંદથી ધીમું ધીમું હાસ્ય કરી કરુણસિંહે કહ્યું:-"વાહવા! સમજી ગયો છું! સમજી ગયો છું! રાજા મંગળસિંહે ખરેખરી જાળ પાથરી છે, ખરી હિકમત ચલાવી છે. રાજપ્રહરીઓની આંખમાં ધૂળ નાખી તેમણે તેમને સર્વને ઠીક અવળે માર્ગે ચઢાવી દીધા છે. રાજપ્રહરીઓ તેમની મતલબને સમજી ન શકવાથી અંધશ્રદ્ધામાં પડી તેમની જાળમાં આબાદ ફસાઇ પડયા છે! વાહવા! ચાલાકી તો અજબ ચલાવી છે! હું નહોતો ધારતો કે, રાજા મંગળસિંહ આટલી હદ સુધી આ કામને પાર પાડી શકશે. ગમે તેમ હો, પણ હવે તેઓ ઘડી બે ઘડીમાં આપણાં દળમાં આવી મળવા જોઇએ."

ટોળામાંની અન્ય એક વ્યક્તિ અજાયબીની સાથે બોલી ઉઠી:-"ત્યારે આ યુવક કોણ છે?"

ઘણા જણાએ એકી સાથે સંદેહ સહિત કિશોરસિંહને સંબોધીને પૂછ્યું કે:-"હા, હા! તું જે કહે છે, તેના ઉપર અમને સંપૂર્ણ વિશ્વાસ છે. પણ કહે જોઇએ કે, તું કોણ છે? તારૂં નામ શું છે?"

રાજા દીનવલ્લભસિંહે ચંદ્રની ચાંદનીના પ્રકાશમાં કિશોરસિંહના વદનનું નિરીક્ષણ કરીને સંશયાત્મક સ્વરે કહ્યું:-"મને લાગે છે કે, મેં આ યુવકને આ પહેલાં ક્યાંક જોયો છે. એનો આકાર પ્રકાર જોતાં એ મારો ઓળખીતો હોય, એમ જણાય છે."

"મને પણ એમજ લાગે છે." રાજા કરુણસિંહે કહ્યું:-"મને પણ એમજ લાગે છે. મેં પણ એને ક્યાંક જોયો હોય, એમ લાગે

છે. પરંતુ ક્યાં જોયો છે, એ અત્યારે સ્મૃતિમાં નથી.”

રાજા મયુરશેખર અજાયબીની સાથે બોલી ઉઠયોઃ—“ત્યારે તો, મને એમજ લાગે છે કે, આ યુવક અન્ય કોઇ નહિ, પણ આપણા પરમપ્રિય મિત્ર રણધીરસિંહરાયનો પાળેલો પુત્ર કિશોરસિંહજ છે. પરંતુ આજે રાત્રે રાજમહાલય પાસે કિશોરસિંહ જઇ પહોંચ્યો હોય, અને આવો અદ્‌ભુત બનાવ બન્યો હોય, એ તો ખરેખર અજાયબીની વાતજ કહેવાય.”

ભ્રકુટી ભંગી કરી, કિશોરસિંહના મુખભણી ભીષણ તીવ્રદૃષ્ટિથી કટાક્ષપાત કરી, રાજા રાજ્યચંદ્રે અત્યંત રુક્ષ સ્વરે કહ્યુંઃ—“ત્યારે પાછળ પાછળ રહીને તું અમારી સઘળી ગુપ્ત વાતો સાંભળી ગયો છે ખરુંને વારૂ? હું ધારૂં છું કે, તું અમારા વિરોધીપક્ષનો કોઇ ગુપ્તચર અથવા જાસુસ છે અને અમારા મંડળની ગુપ્ત બાતમી મેળવવા માટેજ અમારી પાછળ પાછળ આવી રહ્યો છે. કહે, સત્ય કહે, કે તું શા ઇરાદાથી અમારી સાથે આવ્યો છે? તને કોણે અમારી પાછળ મોકલ્યો છે? કિશોર! તું એક શબ્દ પણ અસત્ય બોલીશ નહિ. સત્ય હોય તેજ જણાવજે. અમારી પાસે અસત્ય બોલનાર કદાપિ ફાવી શક્યું નથી. તું અમારી સત્તા અને અમારા બળથી સારી રીતે પરિચિત છે, માટે તું તારા પોતાના હિતની ખાતરજ જે સત્ય હોય, તે જણાવજે. અસત્યને સૂચવનારો એક અક્ષર પણ વદીશ નહિ.”

કિશોરસિંહ ગાજી ઉઠયોઃ—“જીભ સંભાળીને બોલો. રાજા! જરા જીભ સંભાળીને બોલો. એક શુદ્ધ ચરિત્રવાળા પવિત્ર પુરુષના શિરપર આવા અસત્ય આક્ષેપનું આરોપણ કરતાં પહેલાં જરા વિચાર કરો, મુખ સંભાળીને બોલો. શું તમે પોતે પાપકર્મમાં લિપ્ત થયા છો, તેથી સમસ્ત પુરુષોને તમારા જેવા પાપના સંગીજ ધારી લો છો. હું જાસુસ થઇને તમારી સાથે આવ્યો છું, એવો વિચાર પણ તમારા મનમાં શી રીતે ઉત્પન્ન થયો? જે પક્ષે મારા પિતા તુલ્ય રણધીરસિંહરાયનો સર્વનાશ કર્યો છે, તેમની પદવી છીનવી લીધી છે, તે પક્ષનું હું સમર્થન કરી, તેની જાસુસગીરી કરવાને તૈયાર થાઉં, એ કદાપિ સંભવી શકે ખરૂં કે? તમે ગમે તેવા મહાન રાજા કેમ નથી હોતા, સોના રુપા કે હીરા મોતીના અનેક અમૂલ્ય અલંકારોને અંગપર કેમ નથી ધારણ કરતા, તમારા પગના જુતામાં

સોનાની ચૂંકો કેમ નથી હોતી, પરંતુ તેમ છતાં પણ મને ગાળો ભાંડવાનો અથવા મારૂં આવું અસહ્ય અપમાન કરવાનો તમને કશો પણ અધિકારજ નથી. શું તમે સર્વ પુરુષોને નીચજ માનો છો? ના—ના રાજન્! એમ માનવામાં તમારી મહાગંભીર ભૂલ થાય છે. જો અવનીમાં સર્વ મનુષ્યો તમારા જેવાં જ હોત, તો અત્યાર સુધી આ અવનીનું અસ્તિત્વ પણ ન રહેવા પામ્યું હોત. તમે કોણ? તમારામાં શક્તિ પણ શી છે? જે અનંતનામી ઇશ્વરે આ વિશાળ વિશ્વની ઉત્પત્તિ કરી છે, તેની શક્તિનો કરોડમો અંશ પણ તમારામાં નથી, છતાં આટલો બધો ગર્વ શામાટે કરો છો? ગર્વ કોનો રહ્યો છે? જરાસંધ, શિશુપાળ, કંશ, રાવણ, મેઘનાથ, બાણાસુર, હરિણ્યકશ્યપ, દુર્યોધન આદિ સર્વ ગર્વિષ્ટ ભૂપાળોની શી દશા થઇ છે, એનો જરા વિચાર કરો."

"ઘણોજ બેઅદબ છોકરો છે." ઘૃણાભરેલા અવાજે ક્રોધ સહિત આવી વાત કહીને રાજા રાજચન્દ્રે કંપતા હાથે પોતાની તલ્વારની મૂઠપર હાથ મૂક્યો.

"શું કરો છો, રાજા, રાજા, શું કરો છો?" આમ કહેતાં કહેતાં રાજા દીનવલ્લભસિંહ નજીકમાં આવીને એ બન્ને જણાની વચ્ચે ઉભો રહ્યો. ત્યાર પછી થોડી વારે તેણે કિશોરસિંહને સંબોધી કહ્યું કે:—"કિશોર! સબુર કર, વ્યર્થ વિવાદ ન કર! તલ્વાર નીચી નમાવ. તારા સાહસને હું ઘણી સારી રીતે જાણું છું. તારૂં સાહસ જોવાથી સ્પષ્ટ સમજી શકાય છે કે, તું કોઇ ગુપ્તચર અથવા જાસૂસ નથી. ભાઇ! આમ કોપિત ન થા. રાજા રાજચંદ્રનાં વચનોથી આમ ઉષ્ણ ન બની જા. કારણ કે, તેઓ જેવા વીર પુરુષ છે, તેવાજ સદાશય પણ છે. તેમની કલ્પનામાં મોટી ભૂલ થઇ છે અને એ ભૂલને લીધેજ તેમણે તને ગુપ્તચર ધારી લીધો છે. પણ હવે તમો બન્ને શાંત થાઓ અને સત્ય વાર્તાનો સ્ફોટ કરો."

કિંચિત્ ઉદાસીન સ્વરે અને ઉદાસીન ભાવે રાજા રાજચંદ્રે કહ્યું:—"હશે, કદાચ આ યુવક સરળ અને સાત્વિક સ્વભાવનો હશે, પરંતુ જ્યાં સુધી એ મારી પાસે સોગંદ ખાઇને પોતાનો પરિચય નહિ દર્શાવે, ત્યાં સુધી મને એનાં વચનો પર બિલ્કુલ વિશ્વાસ બેસશે નહિ. જો એ ગુપ્તચર નથી, તો પછી રણધીરસિંહરાય તરફથી આપણા મંડળની બાતમી મેળવવા આવ્યો હોય, એમ જણાય છે. ગમે તેમ

હો, પણ જ્યાં સુધી એ સત્યનું સ્મરણ કરી શપથપૂર્વક મારી પાસે પોતાનો, પોતાના વ્યવસાયનો અને પોતાના આગમનનો યથાર્થ પરિચય નહિ આપે. ત્યાંસુધી મારાથી એના સંબંધમાં કાંઈ પણ નિશ્ચયાત્મક નિરુપણ થઇ શકશે નહિ."

મંડળનાં સઘળાં માણુસોમાં આ પ્રમાણે વાતો ચાલી રહી હતી, એવામાં પાછળથી એકાએક એક દ્રુતગામી અશ્વનાં પગલાંનો અવાજ તેમના સર્વના કાન સાથે અથડાયો. અતિ દ્રુતગતિથી અથવા પવન જેવા પ્રબળ વેગથી અશ્વ દોડયો આવતો હતો. એ જોઇને શંકિત કંઠે એક જણુ ચમકીને બોલી ઉઠયો કેઃ—"જૂઓ! જૂઓ! કોઇ સ્વાર આવી રહ્યો છે! તેણે આપણો પીછો પકડયો હોય, એમ લાગે છે. આમ જૂઓ, તેઓ સઘળા આવી પહોંચ્યા હોય એમ જણાય છે. ચાલો, ન્હાસો, સત્વર પલાયન કરો. અત્યારે આ આફતમાંથી બચવા માટે ન્હાસવા સિવાય બીજો એક પણ ઇલાજ બાકી નથી. ચાલો, જલ્દી ચાલો, વિના કારણ વિલંબ ન કરો."

એ મંડળના સર્વ પુરુષોમાં રાજા દીનવલ્લભસિંહ બધાથી શાંત સ્વભાવનો હતો, તેની વિચારશક્તિ પણ સર્વના કરતાં વિશેષ બળવતી અથવા તીવ્ર હતી, તેણે નિર્ભયતાથી આશ્વાસનભરેલા સ્વરે કહ્યું કેઃ—"ના—ના, ગભરાવાનું કે ન્હાસવાનું કાંઇ પણ કારણ નથી, કાંઇ પણ આવશ્યકતા નથી. કેવળ એકજ સ્વાર આ તરફ આવી રહ્યો છે. એકજ અશ્વનાં પગલાંનો અવાજ સંભળાય છે. હું ધારૂં છું કે, એ સ્વાર અન્ય કોઇ નહિ, પણ આપણા મંડળના સરદાર મંગળસિંહજ હશે. ગમે તે હો, તેની આપણને શી ચિંતા છે? કદાચ શત્રુપક્ષનો કોઇ પુરુષ હોય, તો તે પણ આપણુને શી અડચણ કરી શકે તેમ છે? આમ ઉતાવળા ન થાઓ, જરા સબૂર કરો, આવનારને આવવા દો."

રાજા કરુણસિંહ એ વાકયોનો પ્રતિધ્વનિ કરી બોલી ઉઠયોઃ—"બરાબર છે, બરાબર છે, એકજ મનુષ્ય આવતો હોય, એમ જણાય છે. આવનારને આવવા દો, આપણે આ સ્થળેજ ઉભા રહો, જોઇએ છીએ કે શું થાય છે, શો રંગ જામે છે, આવનાર માણસ કોણ છે, કયાંથી આવે છે, શા કારણથી આવે છે, એ બધું જોવા દો અને પછીથી પલાયન કરવાની જરૂર પડે તો પલાયન કરો."

અશ્વ વાયુ વેગે જાણે ઉડતો આવતો હતો. ક્ષણવારમાંજ સ્વાર

સહિત તે અશ્વ ત્યાં આગળ આવી પહોંચ્યો. રાજા દીનવલ્લભસિંહનું અનુમાન ખરૂં પડયું. અશ્વારોહી પુરુષ રાજા મંગળસિંહજ હતો. કિશોરસિંહ તેને જોતાંની સાથે તરતજ ઓળખી ગયો કે, જે અંધકારમૂર્ત્તિએ તેની ગોદમાં પેલા બાળક યુવરાજને સોંપ્યો હતો, તે મૂર્ત્તિ રાજા મંગળસિંહનીજ હતી. તે મૂર્ત્તિએજ તેને તે અરણ્યવાળા મેદાન ભણી ન્હાસી છૂટવાનો ઉપદેશ આપ્યો હતો.

મંગળસિંહે આવતાંની સાથેજ ગભરાટ ભરેલા અવાજે પોતાના સોબતીઓને ઉદ્દેશીને કહ્યું કેઃ—"હવે, બિલ્કુલ વિલંબ નથી ! જલ્દી ઘોડા દોડાવો, જલ્દી ન્હાસી છૂટો. વિલંબે વિપદની સંભાવના રહે છે ! જેમ બને તેમ જલ્દી આપણે આપણી કોઠીમાં જઇ પહોંચવાની જરૂર છે. ત્યાં ગયા પછી પાછા રાતોરાત શત્રુગઢ ભણી પલાયન કરવાનું છે. આવતી કાલે સૂર્યનો ઉદય થતાં પહેલાંજ આપણે આપણા આ નવીન સમ્પ્રદાયની રાજપતાકા શત્રુગઢના શિખર પર ફરકાવવી જોઇશે. આપણી સત્તાની આણ સર્વત્ર ફેલાવી દેવી જોઇશે. ચાલો, ચલાવો, તમારા અશ્વોને એકદમ સપાટાબંધ ! વિલંબ ન કરો, વાતચીતમાં નકામો વખત ન ગાળો, વાયુવેગે અશ્વોને હાંકી મૂકો, દોડાવી દો."

"ચલાવો, ચલાવો !" સમસ્ત રાજપુરુષો એકી સાથે ચીત્કાર કરી બોલ્યાઃ—"ચલાવો, ચલાવો, હવે વિલંબ ન કરો. દુશ્મનોના આવવામાં હવે ઝાઝીવાર નથી, માટે સત્વર અશ્વો ચલાવો."

આમ કહેતાં ન કહેતાંમાં તો તે સુશિક્ષિત અશ્વો જાણે મેઘ સમાન ભીષણ ગર્જના કરતા, રસ્તો કંપાવતા, દ્રુતવેગે દોડવા માંડયા, જાણે આકાશમાં ઉડતા પંખીની પેઠે ઉડવા માંડયા.

રાજા મંગળસિંહે સર્વથી આગળ માર્ગદર્શક થઇને પોતાનો અશ્વ ચલાવ્યો. થોડીવારમાં તેઓ ભૈરવી નદીના કિનારાપર જઇ પહોંચ્યા. નદીના કિનારાપર આવતાંની સાથેજ સૌએ પોતપોતાના અશ્વને અટકાવ્યા. ભૈરવી નદી કલકલ નાદે પ્રવાહિત થતી હતી. શરત્કાળના માગશર માસની શરૂઆત થઇ ગઇ હતી, નદી ભૈરવી સિંહણની પેઠે ગંભીરતાથી ચાલી જતી હતી. વચ્ચે વચ્ચે મંદમંદ પવનની લહરીઓ એ નદીના જળમાં તરંગો ઉછાળી એક પ્રકારના નૂતન દશ્યનો ઉદ્ભવ કરી રહી હતી. નદીનો વેગ અત્યંત પ્રબળ હતો, પદ્મા નદી જેવી રીતે ઉત્તર દિશામાં પ્રબળ વેગે વહે છે, તેવી

રીતે ભૈરવી નદી પણ અવિરામ ગતિથી દક્ષિણ દિશામાં વહેતી હતી, સુશિક્ષિત અશ્વોએ સ્વારોને પીઠપર લઇને તે નદીના જળમાં ઝંપ- લાવી દીધું; તથા હણહણાટ કરતા, તરતા તરતા સર્વે અશ્વો એક પછી એક નદીના આ પારથી પેલા પાર ભણી ચાલવા લાગ્યા.

એ સમયનું દૃશ્ય ખરેખર ચમત્કારિક શોભા ભરેલું ભાસતું હતું ! રાજવેશવાળા હથિયારબંધ ઘોડેસ્વારો તરતા અશ્વોની પીઠપર જાણે જળદેવતાના જેવા શોભી રહ્યા હતા ! એ દૃશ્ય જોવાથી સર્વના મનમાં ક્ષણવારને માટે એક પ્રકારના અદ્ભુત ભાવનો ઉદ્ભવ થઇ આવતો હતો.

એ મંડળના સર્વપુરુષોની પાછળ આપણો નવીન યુવક કિશોર- સિંહ એક અશ્વની પીઠપર બેસીને નદીના વહેનમાં ચાલ્યો જતો હતો. કિશોરસિંહનો પોશાક એ સમયે રાજાના પોશાક જેવો રળિયામણો નહોતો; તે એક સાધારણ સ્વારના પોશાકમાં અશ્વની પીઠપર બેઠો હતો. પરંતુ જે અશ્વપર તે બેઠો હતો, તે અશ્વ રાજાના અશ્વ જેવો સુસજ્જિત અને સોહામણો હતો, એ વાત તો અમો આ પહેલાં પણ કહી ચૂકયા છીએ. જળની સપાટીપર એ સમયે આકાશમાં વિચરનારા ચંદ્રદેવનાં ચમકતાં કિરણો પડતાં હતાં, ઘોડેસ્વારોના મણિ- માણિકય જડિત પોશાકપર, તથા તેમનાં ચળકતાં અસ્ત્રશસ્ત્રપર જ્યોત્સ્નામાળાનું પ્રતિબિંબ પૂર્ણ પ્રમાણમાં પડતું હતું અને એની શોભા ખરેખર કાંઇ વિલક્ષણજ ભાસતી હતી. જોતજોતામાં તે સઘળા સૈનિકો સહીસલામતીથી ભૈરવી નદીના પેલા કિનારાપર જઇ પહોંચ્યા. “ચલાવો, ચલાવો !” શબ્દની વજ્રસમાન ભીષણ ગર્જનાઓ સર્વ અશ્વરોહીઓના મુખમાંથી એકી સાથે બહાર નીકળી પડી. અશ્વો પહેલાંની પેઠે દ્રુત ગતિથી નદીના પેલા પારનો રસ્તો પકડી મંગળ- સિંહની કહેલી કોઠી ભણી ચાલવા માંડયા.

કિશોરસિંહ હજીસુધી તેમની સાથે રહ્યો હતો. તેણે ધાર્યું હોત તો તે નદી પાર થતાં પહેલાંજ સ્વચ્છંદતાથી પાછળથી સરકીને ઇચ્છામાં આવે ત્યાં જઇ શકત, તથા તેને તેમ કરવા જતાં કોઇ પણ પ્રકારની આપત્તિમાં આવી પડવું પડત નહિ; તેમજ તેના શિર- પર બીજી કોઇ પણ જાતની જવાબદારી પણ રહેત નહિ; પરંતુ તેણે તેમ કર્યું નહિ; તે તેમનાથી વિખૂટો પડીને કયાંય પણ ગયો નહિ. એ મંડળની અંદર રહેવામાં તેની પોતાની કોઇ એક ગુપ્ત મતલબ

સમાયલી હતી. કેટલાક માણુસોની વાતોચીતો સાંભળીને તે બરાબર સમજી શકયો હતો કે, તેના સદાશય આશ્રયદાતા પ્રતિપાલક રાય રણુધીરસિંહ રાય રાજપુત્રની ચોરીના વિષયમાં જો અનુમોદન નહિ આપે, તો આ સર્વ મસ્ણીયા લોકો તેમના ભયાનક વૈરી થઇને ઉભા રહેશે તથા તેમનું અહિત કરવામાં કશી પણુ કચાશ રહેવા દેશે નહિ. રણુધીરસિંહ રાય આવા મહા ભયાનક ધૃણાકર નીચકાર્યમાં કદાપિ સમ્મતિ આપશે નહિ, એ વાતને પણુ કિશોરસિંહ ઘણી સારી રીતે જાણુતો હતો. બાળકની ચોરી કરવાના અપરાધથી રણુધીરસિંહરાયની સત્તામાં વૃદ્ધિ થવાની અથવા તો તેમની પદવીની ઉન્નતિ થવાની વાત તો દૂર રહી પરંતુ ઊલટો તેમનો મહા ભયાનક અનર્થ ઉપસ્થિત થશે; પોતાના મંડળના પ્રથમના મિત્રો તેમના ભયંકર શત્રુઓ થઇ પડશે તથા રણુધીરસિંહરાયનું કાસળ કાઢી તેનાં નામને ધરાના ધામમાંથી વિલુપ્ત કરવામાં પણુ એ નીચ નરાધમો કોઇ પણુ પ્રકારે કુંઠિત કિંવા સંકુચિત થશે નહિ; વાતની વાતમાં એ મંડળના લોકોના આ વિષમ ભાવને પણુ કિશોરસિંહ નિઃસંશયપણે જાણી શકયો હતો. કિશોરસિંહે પોતાના મનમાં ને મનમાંજ એવો નિશ્ચય પણુ કરી લીધો હતો કે, ગમે તે ઉપાયે આ રાત્રિના દુઃસાહસિક કાર્યમાં કોઇપણુ પ્રકારનું વિઘ્ન નાખીને, ખરી રીતે રણુધીરસિંહ રાયનું ખરૂં કલ્યાણ કરવાની કોશિશ પણુ કરીશ. જો બનશે તો, ગમે તે રીતે રણુધીરસિંહરાયને એ શય-તાન મંડળના કાળા કાવાદાવાઓમાંથી બચાવીને તેમને એ બધી બીનાથી વાકેફ કરી શકાશે, એમ ધારીને કિશોરસિંહે એ મંડળનો પરિત્યાગ કર્યો નહિ. તે ગમે તે ઉપાય ખોળી કાઢી પોતાના અન્નદા-તાના નામપર કલંકની કાલિમા ન આવી લાગે, એવો પ્રબંધ રચવાની અભિલાષાથી એ અશ્વારોહીઓની સાથે ને સાથેજ રહ્યો.



## સપ્તદશ પ્રસંગ

### શત્રુગઢમાં કાવાદાવા

"The silk-worm, after having spun her task, lays her eggs and dies. But a man can never have taken in his full measure of knowledge, has not time to subdue his passions, establish his soul in virtue, and come to the perfection of his nature, before he is hurried off the stage."

—*Addison.*

ભાવાર્થઃ "તંતુકૃમિ (રેશમ બનાવનાર કીડો) પોતાનું રેશમ બનાવવાનું કાર્ય પરિપૂર્ણ કરી ઇંડાં મૂકી મૃત્યુવશ થાય છે, પરંતુ માણસ આ દુનિયામાંથી ચાલ્યો જાય છે, તે પહેલાં પોતે જે જે જ્ઞાન મેળવવાને શક્તિમાન છે, તે તે કદાપિ ગ્રહણ કરી શકતો નથી; અને પોતાના મનોવિકારપર અંકુશ રાખી શકતો નથી, પોતાની જાતને નીતિના પંથમાં દોરી શકતો નથી અને પરિપૂર્ણતાના સાફલ્યને મેળવી શકતો નથી,

લગભગ આઠેક ગાઉ જેટલો રસ્તો કાપીને સઘળા અશ્વારોહીઓ આગળ નીકળી પડયા. ભૈરવી નદી ઘણી દૂર ઘણી પાછળ રહી ગઇ. અશ્વારોહીઓએ ફરીવાર એ સ્થળે પોતપોતાના અશ્વની લગામ ખેંચી પકડી. બહુજ ઉતાળા ચાલવાથી ઘોડાઓના મ્હોંમાંથી ફીણના ઢગલાને ઢગલા બહાર નીકળી પડતા હતા, એથી અત્યારે કાંઇક આરામનો અવસર મળવાથી તેઓ ધીમે પગલે ચાલવા લાગ્યા. બાળક રાજકુમાર હજી સુધી રાજા દીનવલ્લભસિંહની ગોદમાં બેભાન અવસ્થામાં સુઇ રહ્યો હતો. પાછળથી કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાતો નહોતો, સર્વત્ર શાન્તતા કિંવા નિતઃસ્તબ્ધતા છપાઇ ગઇ હતી. પવનદેવતાએ પણ અત્યારે પોતાની પ્રબળગતિને છેક મંદ કરી લીધી હતી; કોઇપણ પ્રકારનો શબ્દ શ્રુતિગોચર થતો નહોતો.

એ સમયે આનંદિત કંઠે રાજા મંગળસિંહ પોતાના મંડળના સર્વ પુરુષોને સંબોધીને બોલી ઉઠયોઃ—" બંધુઓ ! આપણો સંકલ્પ

સિદ્ધ થયો છે. જો કે, આપણી સલાહ, આપણું કાર્ય તથા આપણી મતલબ આદિ સર્વ ઘણીજ ઉતાવળથી થયું છે, છતાં પણ તેનું પરિણામ આપણા પક્ષમાં ઘણુંજ ઉત્તમ આવ્યું છે. આપણો એક પણ યત્ન અદ્યાપિ નિષ્ફળ નિવડયો નથી. અત્યારના સર્વ સંજોગોનો વિચાર કરી જોતાં મને સ્પષ્ટ જણાઇ આવે છે કે, આપણે જે કાર્યનું સૂત્ર આપણા હાથમાં ગ્રહણ કર્યું છે, તે કાર્યને પરિપૂર્ણ કરવામાં આપણને કશું પણ વિઘ્ન નડશે નહિ."

આ સાંભળીને મંડળના અનેક સભાસદોએ એકી સાથે પૂછ્યું કેઃ—"હા, એ બધું બરાબર છે, પરંતુ એ તો કહો કે, રાજમહાલયના અન્તઃપુરમાં તમે શી રીતે પ્રવેશ કર્યો હતો ? તરત ને તરતજ શી રીતે તમે રાજકુમારનો પત્તો મેળવી શકયા ? શું તમે પહેલીથીજ કાંઇ બંદોબસ્ત કરી રાખ્યો હતો કે જેથી આમ સહજમાંજ કાર્યની સિદ્ધિ કરી શકયા છો ? કહો, કહો, રાજા મંગળસિંહજી ! કહો કે, તમે આ મામલામાં શી ચાલાકી ચલાવી હતી વારૂ ?"

"ના, મેં પ્રથમથી કશો પણ પ્રબંધ કર્યોજ નહોતો. કારણકે, તેમ કરવાથી તો આપણી બધી બાજી ખુલ્લી થઇ જવાનો સંપૂર્ણ સંભવ હતો ! આપણી વિશ્વાસઘાતકતાનો ભેદ ફુટી જાય તેમ હતો. ભાઇઓ ! આપણા આ તેર જણા સિવાય બીજું કોઇ પણ મનુષ્ય આપણા આ પ્રપંચી મામલાને જાણી શકયું નથી અને જાણી શકે એવો કશો સંભવ પણ નથી. તમે નિશ્ચિંત રહો. આપણા વિશ્વાસુમાં વિશ્વાસુ અનુચરો પણ આ ષડયંત્રનો એક અક્ષર પણ જાણી શકયા નથી. મેં કોઇને પણ આ વાત જણાવી નથી. રાજકુમારનું હરણ કરવામાં મેં જે અજબ ચાલાકી ચલાવી છે, તે ફક્ત આપણા આ મંડળના તેર જણા વિના બીજા કોઇના પણ જાણવામાં આવી શકે તેમ નથી. વળી આ વાતને છુપાવી રાખવા માટે તથા આપણાપર કોઇને કશોપણ સંદેહ ઉત્પન્ન ન થાય, એટલા માટે મેં આવતી કાલે મારે ઘેર એક મોટો ઉત્સવ છે, એવી વાત પણ જાહેર કરી દીધી હતી. માટે તમો એની કશી પણ ચિંતા કરશો નહિ. નિર્ભયતાથી આપણા કાર્યને પૂર્ણ કરવાની આપણી જે પ્રબળ ઇચ્છા છે, તે પરમાત્મા અવશ્ય પાર પડશે."

ઘણાજ આગ્રહની સાથે ત્રણચાર જણાએ એકી સાથે પૂછ્યું:—"ત્યારે પછી તે લોકો શી રીતે જાણી શકયા કે, તમે રાજકુમારનું

હરણ કર્યું છે! રાજમહાલયનાં માણસોના મનમાં શી રીતે શંકા ઉપસ્થિત થઇ કે, તમેજ રાજકુમારને રાજમહાલયમાંથી સેરવીને બીજી જગ્યાએ પહોંચાડી દીધો છે?"

નિર્ભય હૃદયે રાજા મંગળસિંહે ઉત્તર આપ્યો:–"સ્થિર થાઓ, આટલા બધા ચંચળ ન થાઓ, બધી બીના હું તમોને કહી સંભળાવું છું. રાજમહાલયની અંદર દાખલ થવું એ બિલ્કુલ મુશ્કેલ નથી. બગીચાના માળીઓ તથા રક્ષકોને લાંચ આપીને મેં ફોડી રાખ્યા હતા, તેઓ સઘળા મારે આધીન થઇ ગયા હતા. મને જે કાંઇ ચાવીઓની જરૂર હતી, તે ચાવીઓ તે લોકોએ મને લાવી આપી હતી, જે ઓરડામાં રાજકુમાર સૂતો હતો, તે ઓરડામાં હું ચુપચાપ ગયો હતો, એ વખતે ત્યાં બીજું કોઇ પણ નહોતું. સાંઝે બાળકને સૂવડાવીને ધાત્રી બીજા ઓરડામાં જઇ મહાલયની બીજી દાસીઓની સાથે વાતોચીતો કરવામાં ગુંથાઇ ગઇ હતી. સોનાના પારણામાં બાળક રાજકુમાર ભર ઊંઘમાં સૂતો હતો, આસ્તે આસ્તે મેં બાળકને ગોદમાં લઇ લીધો તથા પગથી માથા સુધી મખમલનો કાળો જબ્બો ઓઢી લીધો. ત્યાર પછી બાળકને લઇને ધીમે ધીમે હું ઘરમાંથી બહાર નીકળી પડયો. ક્ષણવારમાંજ એ સર્વ કાર્ય સમાપ્ત થઇ ગયું. એ વખતે રાજકુમારને ઉછેરનાર ધાત્રી તે ઓરડામાં આવી ચઢી હતી, તે રાજકુમારને ન જોઇ શકવાથી કકળાટ કરી ઊઠી હતી, અને એથી મોટો કોલાહલ મચી ગયો હતો. બાળકને ગોદમાં લઇ ગુપ્ત દરવાજામાંથી બહાર આવી મેં જોયું કે, મહાલયની બારીએ બારીપર અનેક માણસો હાથમાં દીવા ઝાલી દોડાદોડી કરી રહ્યાં હતાં, તેજ વખતે તેજ ક્ષણે મોટા મોટા દરવાજાના બારણાં ઉઘાડીને રાજપ્રતિનિધિઓ તથા રાજપ્રહરીઓ રસ્તાપર આવી લાગ્યા અને તેમણે ચારે તરફ ગરબડ મચાવી મૂકી. હું ત્યારે, મારે શું કરવું, કયાં જવું? રાજકુમારને કયાં રાખવો? એવા વિચારમાં પડી ગયો. એવામાં એકાએક મારી નજર, મારી સ્હામે ઉભેલા એક યુવકપર પડી. મેં તરતજ તેનીજ ગોદમાં બાળકને ફેંકી દીધો અને તેને એક નિઃશ્વાસે ચૂપચાપ કેટલીક વાતો કહી દીધી. ત્યાર પછી હું એ સર્વ તપાસ કરનારા રાજપુરુષોના તરફ દોડી ગયો. તેમની સાથે ભળી ગયા પછી મેં એક અજબ ચાલાકી ચલાવી. તેમને સઘળાને મેં જે બાજૂએ રાજકુમારને મોકલવાનો બંદોબસ્ત કર્યો હતો, તે બાજૂએ ન જવા દેતાં સર્વથા

વિપરીત દિશામાં લઇ જવાનો યત્ન કર્યો અને એ યત્નમાં હું અમુક અંશે ફળીભૂત પણ થયો. બન્ને બાજૂએ તપાસ કરતો કરતો હું તેમને ઘણે દૂર લઇ ગયો, છેવટે એક મહોલ્લામાં પ્રવેશ કરી આ તરફ, પેલી તરફ સાચી ખોટી તપાસ ચલાવવાનો મેં કેવળ જૂઠો ડોળ કરવા માંડયો. એ સમયે મોટું ધાંધલ મચી ગયું. જે ટોળું રાજકુમારની તપાસ માટે બહાર નીકળી પડયું હતું, તે ટોળું બે ભાગમાં વ્હેંચાઇ ગયું અને જૂદી જૂદી દિશામાં ચાલી નીકળ્યું. એ અવસરમાં ઉત્તમ સુયોગ મેળવીને, હું એ ઘોર અંધારામાં એક મોટી ચીસ મારી તેમનાથી જૂદો પડી ન્હાસી છૂટયો !"

"મારા ન્હાસી છૂટવાની કોઇને કશી પણ ખબર પડી નહિ. કોઇ કોઇ રાજપ્રહરી કિંવા રાજપુરુષે એવું અનુમાન કર્યું કે, રાજ મહેલનો સુબેદાર રાજકિંકરોને ઊંઘમાંથી ઉઠાડવા માટે એવી ચીસો મારી રહ્યો છે, કોઇ કોઇ પુરુષોએ એવો નિશ્ચય કર્યો કે, દુષ્ટ પઠાણોએ બંગાળાના રાજ્યપર પોતાનો અધિકાર સ્થાપવાની મતલબથી કોઇ પણ પ્રકારના ગુપ્ત કૌશલ્યથી રાજકુમારનું હરણ કર્યું છે, વાસ્તવિક રીતે હુંજ એ કાર્યનો કર્ત્તા છું, એવો કોઇ પણ વ્યક્તિના મનમાં આભાસ પણ ન થયો. અંધારામાં ગુપ્ત રીતે કોઇ પણ વ્યક્તિ ન જાણી શકે તેવી રીતે મેં સ્વચ્છંદતાથી તે સર્વે લોકોની આંખમાં ધૂળ નાંખી નવ બે અગિયારાં ગણ્યાં. ત્યાર પછી હું ત્યાંથી નીકળીને મારે ઘેર જઇ પહોંચ્યો. ઘેર જઇને જોયું તો મારા મકાનના દરવાજા પાસે અશ્વની લગામ ઝાલી એક સ્વાર મારી વાટ જોતો ઉભેલો જોયો. તેણે મને પોતાની પાસે આવેલો જોતાંની સાથેજ એકદમ મારા કાનમાં આવીને કહ્યું કે, ચિંતા કરશો નહિ. સમસ્ત કાર્ય નિરાપદે સિદ્ધ થઇ ચૂકયું છે."

રાજા મંગળસિંહની આ વિસ્તૃત વાર્ત્તા સાંભળીને રાજા કરુણસિંહ એકદમ બોલી ઉઠયો:—"ત્યારે આપણાપર તો તે લોકોને બિલ્કુલ સંદેહ નથી ઉપજ્યો ને ?"

સહર્ષવદને રાજા મંગળસિંહે ઉત્તર આપ્યો:—"લેશ માત્ર પણ નહિ. તેઓ સઘળા સારી રીતે જાણે છે કે, રાય રણધીરસિંહરાયની સલાહથીજ આપણે સઘળાં કામો કરીએ છીએ, રણધીરસિંહરાયજ આપણા આ નવીન દળના બળ, બુદ્ધિ અને વિશ્વાસ રૂપ છે, તેઓ દુઃસાહસિક કાર્યમાં પરામર્શ આપે, એ સર્વથા અસંભવિત છે. આ

સર્વ કારણોથી તેઓ મારાપર શંકા લાવે, એમ બની શકે ખરૂં કે?"

આ સાંભળીને રાજા રાજચંદ્ર વિસ્મિત કંઠે બોલી ઉઠયો:— "ઓહ! એ રણધીરસિંહરાયના સંબંધમાંજ અમો થોડીવાર પહેલાં વાતચીત કરતા હતા: રણધીરસિંહરાય આ વાતમાં સમ્મત થશે કે નહિ, એ હજી એક શંકાનીજ વાત છે. હું નથી ધારતો કે, તેઓ આવા મહા ભયાનક કારસ્થાનમાં ભાગ લેવાને તત્પર થાય! રણધીરસિંરાય હજી સુધી આ વિષયમાં કશું જાણતા પણ નથી. જ્યારે તેઓ જાણશે, ત્યારે શું કરશે, એનો પણ કાંઇ નિશ્ચય નથી."

રાજા મંગળસિંહે જવાબ આપ્યો:—"એ બધી વાતોને હમણાં રહેવા દો અને મતલબની વાત ચલાવો. જો કે હજી સુધી આપણી પાછળ કોઇ પડ્યું નથી, પરંતુ એથી શાંત થઇને આપણે બેસી રહેવાનું વથી. ચાલો. તમારા અશ્વોને એકદમ ચલાવો. જ્યાં સુધી આપણે કોઇ નિરાપદ સ્થાને નહિ પહોંચી શકીએ, ત્યાં સુધી આપણાપર કાંઇક ને કાંઇક આફત આવવાની સંપૂર્ણ સંભાવના રહે છે. અત્યારે જો કે, આપણા અશ્વો છેક થાકી જવા આવ્યા છે, પરંતુ એથી એમ ધારીને નિશ્ચિંત થઇને બેસી રહેવાય તેમ નથી. આપણી ધારેલી કોઠીમાં ગયા પછી આપણે જે જોઇશે, તે બધાં સાધનો મેળવી શકીશું. ત્યાંથી આપણને બીજા અશ્વો પણ મળી શકશે. આપણે જેમ બને તેમ જલ્દી શત્રુગઢ પહોંચવાની ખાસ જરૂર છે: શત્રુગઢમાં ગયા પછી આપણે ઘણી જ ખુશીની સાથે આરામ મેળવી શકીશું."

આમ કહીને મંગળસિંહે આગળ વધી અશ્વની પીઠપર ચાબુક મારી અશ્વને એકદમ દોડાવી મૂક્યો. એ જોઇને તેના સોબતીઓએ પણ બનતી મહેનતે પોતપોતાના અશ્વ દોડાવી મૂક્યા. સહુની પાછળ કિશોરસિંહ રહ્યો અને તેણે પણ પોતાના અશ્વને એકદમ હંકારી મૂકયો. રાત્રિના બીજા પહોરે તેઓ તેમની ધારેલી કોઠીપર જઇ પહોંચ્યા. બાળક રાજકુમાર રાજા દીનવલ્લભસિંહની ગોદમાં બેભાન અવસ્થામાં એ સમયે સૂતો હતો. કોઠીપર આવતાંની સાથેજ રાજકુમાર ઊંઘમાંથી જાગી ઉઠયો. ભૂખ તથા તરસથી રડી ઉઠયો. બાબૂ નીલામ્બર નીલકંઠ એ કોઠી અથવા પાન્થશાળાનો માલિક હતો. તે પાન્થશાળા કેવળ ઉચ્ચ વર્ગના રાજા રજવાડાઓને માટેજ નિર્માણ કરવામાં આવી હતી અને તેમાં નીલાંબર નીલકંઠ પોતાના પરિવાર

તથા અનુચર વર્ગ સહિત રહેતો હતો. મંડળના લોકોના મુખેથી એ રાત્રિના સઘળા બનાવોની બીના સાંભળીને તથા કાર્ય સિદ્ધિના શુભ-સંવાદ શ્રવણકરીને, નીલાંબર બાબૂ પરમ સંતુષ્ટ થયો. કારણ કે, તે પણ અંદરખાનેથી આ નવીન મંડળના કાર્યકલાપનો પક્ષપાતી હતો. બાળકને રડતો જોઇને, સર્વે જનો ગભરાટમાં આવી પડ્યા.

કોઠીમાં સારી સારી મીઠાઇ, દૂધ, સુંદર સુંદર સુપક્વ ફળ, તૈયાર હતાં. નાનાં બાળકને શાન્ત કરવા માટે નીલામ્બર બાબૂએ પોતાના હાથે તેને તરેહ તરેહની સામગ્રી ખાવા માટે આપી. એ સ્થળે કિશોરસિંહે જોયું કે, શિશુ રાજાનું વય કેવળ ચાર પાંચ વર્ષનુંજ છે. ખાવાની સામગ્રી ખાઇને બાળક ચૂપ થયો. અશ્વારોહીઓએ પણ એ સ્થળે રૂચિ મૂજબ થોડો ઘણો આહાર કર્યો. પરસ્પર વાતો ચીતો કરી; પરંતુ ત્યાં આગળ તેમણે વિશેષ વિલંબ કર્યો નહિ. કોઠીમાંથી નવા નવા અશ્વો લઇને, નવીન તેજ, નવીન ઉત્સાહથી, પહેલાંની માફક તેઓ પાછા બાળક રાજકુમારને સાથે લઇને શત્રુગઢ ભણી રવાના થયા.

સુરંગપૂરથી એ કોઠી બાર ગાઉ દૂર આવેલી હતી. ત્યાંથી શત્રુગઢ ઓછામાં ઓછો છ એક ગાઉ દૂર આવેલો હતો. કોઠીથી શત્રુગઢ જતાં સુધીમાં અનેક જંગલો તથા કાંટા કાંકરાવાળા પહાડો ઓળંગવા પડતા હતા. એ પહાડી માર્ગે શિક્ષિત અશ્વો તીરવેગે દોડયા જતા હતા. બાળક પાછો દીનવલ્લભની ગોદમાં બેભાન થઇને સૂઇ ગયો હતો. આકાશમાં અંધારૂં થઇ ગયું હતું. મેઘમાળાને ભેદીને ચંદ્રનો ઉદય થયો હતો; એ ચંદ્ર પાછો આકાશમાં ડૂબી ગયો હતો, એ અંધકારમાં વિજન વનની અંદર થઇને વેગગામી બળવાન અશ્વો વાયુવેગે દોડતા હતા, વનનાં શૃગાલો, શશકો, હરિણો અને એવાંજ બીજાં જાનવરો શિકારી આવે છે, એમ ધારીને પ્રાણ જવાના ભયથી આમ તેમ દોડાદોડી કરવા માંડયાં હતાં. આરોહીઓની નજર બીજી કોઇ પણ દિશામાં નહોતી, તેઓ કેવળ શત્રુગઢ ભણીજ જોઇ રહ્યા હતા. અશ્વો અવિરામ ગતિથી ચાલ્યા જતા હતા.

રાત્રિના લગભગ અઢી પ્રહર આ પ્રમાણે વીતી ગયા. ધીમે ધીમે અંધકાર વધવા લાગ્યો. અશ્વો શત્રુગઢની નજીકના એક સાંકડા માર્ગમાં દાખલ થયા. તે સ્થળેથી શત્રુગઢની ઊંચી ઊંચી દીવાલો, ગમ્મુજો, મોરચા, મંદિરોનાં શિખરો આદિ સર્વે અસ્પષ્ટ રૂપે દેખાવા

લાગ્યાં. અંધારામાં સહુની નજરે દેખાયું કે, જાણે મોટા મોટા વિકટ આકારવાળા રાક્ષસો ઉભેલા છે. તે સ્થળેથી ધીમે ધીમે પહાડના ઊંચામાં ઊંચા વિભાગપર ચઢીને દુર્ગમાં જવું પડે તેમ છે. રસ્તો ઘણોજ સાંકડો છે, તેથી અત્યાર સુધી જેવી સરળતાથી આવી શકાયું છે, તેવી રીતે હવે દુર્ગના માર્ગ પરથી દુર્ગમાં જઇ શકાય તેમ નથી. એ રસ્તે એકી સાથે એક અથવા બહુ બહુ તો બે માણસો ભાગ્યેજ ચાલી શકે તેમ છે. આ બધું જોયા પછી રાજા મંગળસિંહે સર્વથી પ્રથમ પોતાનો અશ્વ એ માર્ગપર ચલાવી મૂક્યો. તેની પાછળ પાછળ બીજા બધા સ્વારો ચાલવા લાગ્યા. કિશોરસિંહ સહુથી છેલ્લો રહ્યો. કિશોરસિંહની બરાબર સન્મુખમાં રાજા દીનવલ્લભસિંહ રહ્યો. બીજા બધા ઘોડેસ્વારો આગળ થઇ ગયા, રાજા દીનવલ્લભ અને કિશોરસિંહ સહજ દૂર રહીને તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. મનમાં ને મનમાંજ કાંઇક વિચાર કરીને રાજા દીનવલ્લભસિંહ કિશોરસિંહની આગળ આગળ ધીમે ધીમે અશ્વ ચલાવવા માંડ્યો. તેણે વિચાર્યું કે, રણધીરસિંહરાયના પાલિત પુત્રની સાથે એકાદ બે મનની વાતો કહેવાથી કાંઇક આનંદ મળી શકશે તથા રણધીરસિંહના સંબંધમાં કેટલીક જાણવા જેવી નવી હકીકત પણ મળી શકશે. પાછળ રહી ચૂપચાપ વાતો કરવાથી આગળના સ્વારો સાંભળી શકશે નહિ, આવો નિશ્ચય કરીને, તેણે કિશોરસિંહને સંબોધીને કહ્યું કે:–" કિશોર! આનંદપૂરના આનંદદુર્ગમાં તું મોટી આફતમાં આવી પડ્યો હતો ખરૂં ને વારૂ? તારે માથે ભયાનક આરોપ મૂકી આનંદદુર્ગના અધિપતિએ મહા ભયાનક કારસ્થાન રચ્યું હતું તથા તને ફાંસીના લાકડાપર લટકાવવા સુધીની નીચતા કરી હતી, એ સર્વ વાર્તા શું સત્ય છે વારૂ?"

કિશોરસિંહે ઉત્તર આપ્યો:–" હા, મહારાજ! આનંદદુર્ગમાં મોટા મોટા ભયાનક ઝગડા જામ્યા હતા. મારા નામને ધરાના ધામ પરથી નાબૂદ કરવાનાં કાળાં કારસ્થાન રચાયાં હતાં, વિના અપરાધે મારે લોકોની નજરમાં એક ખૂની, હીચકારા તરીકે ઓળખાવું પડ્યું હતું. પરંતુ આપે શું એ બધી બીના સાંભળી છે ખરી કે? મારા સંબંધમાં જે ભયાનક મામલો ઉત્પન્ન થયો હતો તે આપના જાણુવામાં આવ્યો છે કે?" "હા, લોકવાયકાદ્વારા એ બાબતમાં હું થોડું ઘણું જાણી શક્યો છું. દરેક બાબતમાં તું નિર્દોષ ઠરીને છૂટી ગયો છે. તારા ગુણની, તારા સાહસની, તારા વીરત્વની અને તારી ધીર-

તાની બીજી અનેક વાતો પણ મેં સાંભળી છે. તું એક બહાદુર જુવાન છે! વળી ખાસ કરીને આજની રાત્રિના આ બનાવથી તારી બુદ્ધિ, ચાલાકી, બહાદુરી તથા ઉચ્ચ સાહસનો અમોને ઘણી સારી રીતે પરિચય મળી ગયો છે. તું ઘણોજ બુદ્ધિમાન પુરુષ છે, એમ હું શાથી કહું છું, તે તું જાણે છે? ઘનઘોર અંધારામાં રાજા મંગળસિંહ તારી ગોદમાં આ યુવરાજને ફેંકીને એકદમ બે ચાર વાતો કહી ગયા હતા, તે વાતોને લક્ષમાં લઇ, લેશ માત્ર પણ ભય રાખ્યા વિના અથવા અજાયબ થયા વિના, તું બરાબર સીધે સીધો અમારા દળમાં આવી મળ્યો છે, એ કાંઇ જેવી તેવી બુદ્ધિમતા નથી. તારા આ કાર્યથી રાજા મંગળસિંહ તારાપર અત્યંત સંતુષ્ટ તથા પ્રસન્ન થયા છે. અમો સર્વ પણ તારાપર ઘણાજ રાજી થયા છીએ. હવે હું તને સાહસી યુવક શા માટે કહું છું, તે પણ સાંભળ. રાજારાજચંદ્રે તને બે કઠિન શબ્દો કહ્યા, એ સાંભળીને તરતજ તું ઉત્તેજિત થઇ ગયો, તથા તેનો કશો પણ ભય ન રાખતાં તેનાં વચનોનો પ્રતિકાર કરવાને તૈયાર થઇ ગયો, એ સર્વ તારા સાહસને સ્પષ્ટ રૂપે સાબિત કરી આપે છે. વળી તું અમારી સર્વની સાથે સમાન તેજે તારો અશ્વ દોડાવતો આવે છે, અમારી સર્વની પેઠે સમાન વીરતા દર્શાવતો આવે છે, એ પણ કાંઇ તારે માટે ઓછા ગૌરવની વાત છે. કિશોર! વિશેષ શું કહું? તું કોઇ સામાન્ય પુરુષ નથી. મને તારૂં ભવિષ્ય ઉજળું ભાસે છે. તારા જીવનમાં એક મહાન શક્તિ સમાયલી છે! તારા વપુમાં ઇંદ્ર સમાન અપરિમેય બળ વ્યાપેલું છે. ધન્ય છે તને, તારા સાહસને!"

"આપને પણ હું અનેકવાર ધન્યવાદ આપું છું. વિનય તથા નમ્રતાભરેલા સ્વરે કિશોરસિંહે કહ્યું:—"આપને પણ હું અનેકવાર ધન્યવાદ આપું છું." આપ મારા કર્ત્તવ્ય કર્મની જે પ્રશંસા કરો છો, એ આપની મહત્તાને સ્પષ્ટ કરે છે. આપ વીર, ધીર, શાન્ત અને ગુણી પુરુષ છો, એથીજ અત્યારે મારૂં આવું સન્માન કરી રહ્યા છો. રાજન્! હું પણ આપના ગુણોથી આપને ધન્યવાદ આપું છું."

"ના—ના, મને ધન્યવાદ આપવો પડશે નહિ." ગંભીર વદને રાજા દીનવલ્લભસિંહે કહ્યું:—"ના—ના, મને ધન્યવાદ આપવો પડશે નહિ. તારૂં સાધુ ચરિત્રજ તારી સમસ્ત પ્રશંસા આપોઆપ કરાવી આપે છે. ચારિત્ર્યવાન પુરુષને હું તો શું, પરંતુ સમસ્ત સંસાર પૂજે છે. મહાવીર ભીષ્મ, અર્જુન, મેઘનાથ, ભીમ આદિ વીરજનો અત્યારે

આ અવનીમાં પૂજાય છે, તેઓ તેમનાં ઉચ્ચ ચારિત્ર્યના યોગેજ પુજાય છે. વિશ્વમાં ચારિત્ર્ય સમાન પ્રબળ ગુણ બીજો એક પણ નથી. જેમણે ચારિત્ર્યને તપાવેલા કાંચન સમાન વિશુદ્ધ બનાવ્યું છે, તેઓ આ પૃથ્વીના દેવતાઓ છે અને એને અનુસરીને તારી પણ દેવકોટિમાં ગણના કરી શકાય તેમ છે.''

અહિં સુધી કહ્યા પછી, કિશોરસિંહના અશ્વની છેક નજીકમાં સરી આવી, તે તરફ સહજ નીચો નમી રાજા દીનવલ્લભસિંહ ફરી-વાર ઘણાજ ધીમા અવાજથી બોલ્યો:-"વારૂ કિશોર! તને હું એક વાત પુછું છું, તે વિષયમાં તારો જે કાંઇ સત્ય અભિપ્રાય હોય, તે કહે જોઇએ. જો ભાઇ! જૂઠો અભિપ્રાય આપીશ નહિ. સત્યને છૂપાવીશ નહિ. સંકોચ રાખીશ નહિ, ભયને હૃદયમાં સ્થાન પણ આપીશ નહિ. કહે જોઇએ, કે આજે રાત્રે જે કાર્ય અમોએ કર્યું છે, જે કાર્ય હજી સુધી અમો કરીએ છીએ અને જે કાર્યને તું તારી નજરો નજર જોઇ ચૂકયો છે તથા જૂએ છે, તે કાર્યમાં તારા પાલક પિતા રાય રણધીરસિંહ રાય સમ્મત થશે ખરા કે નહિ વારૂ? તને શું ભાસે છે? તું શું અનુમાન કરી શકે છે?"

રાજા દીનવલ્લભસિંહની ગોદમાં બાળક રાજકુમાર સૂતો હતો. રાજા દીનવલ્લભ વિશ્વાસ રાખીને વાતચીત કરી રહ્યો હતો; તે જે કાંઇ વાતો કરી રહ્યો હતો, તે સર્વ વાતોમાં અવશ્ય કોઈ એક પ્રકારનું નિગૂઢ રહસ્ય અથવા ગુપ્ત ભેદ સમાયલો હતો. કિશોરસિંહ પણ એ ભાવને સારી રીતે સમજી શકયો હતો, તેથી તેણે રાજા દીનવ-લ્લભસિંહની વાર્તા સાંભળ્યા પછી, થોડીકવાર સુધી કાંઇક વિચાર કરી, મનમાં ને મનમાંજ કાંઇક આનંદિત થઇ, ઉત્તર આપ્યો કે:-"આપ જો મારા મનની વાત સાંભળવા માંગતા હો, તો મારે આપને સ્પષ્ટજ કહેવું જોઇએ કે, રાય રણધીરસિંહ રાય મહાશય કદાપિ આપના આ કાર્યમાં અનુમોદન આપશે નહિ. હું જ્યાં સુધી જાણું છું, ત્યાં સુધી નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, તેઓ કદાચ સ્વર્ગનું સુખ સંપાદન થતું હોય, તો પણ જો નીતિનો ભંગ થતો જૂએ, તો કદાપિ તે માર્ગે વળેજ નહિ. મને તેમના હૃદયના ઉચ્ચ-ભાવોનો સમ્પૂર્ણ અનુભવ છે અને એ અનુભવથીજ હું આ પ્રમાણે કહી શકું છું."

કિશોરસિંહની આવી વાર્તા સાંભળી રાજા દીનવલ્લભનું મ્હોં

સુકાઈ ગયું. પ્રથમથીજ તેના મનમાં જે આશંકા ઉત્પન્ન થઇ હતી, તે અત્યારે કિશોરસિંહની વાતપરથી તેને સંપૂર્ણ સત્યજ જણાવા લાગી. તેણે સહજ ક્ષુબ્ધ સ્વરે ફરીવાર કિશોરસિંહને પૂછ્યું:–" શું કિશોર! તું આ સર્વ સત્યજ કહે છે? રાય રણધીરસિંહ બહાદુરના સંબંધમાં તું આ સર્વ સત્યજ અભિપ્રાય આપે છે?"

"કેમ? આપને મારાં વચનોમાં શંકા આવે છે?" કિશોરસિંહે હિમ્મતથી પૂછ્યું:–" શું આપને મારાં વચનોમાં શંકા આવે છે? મને દૃઢ વિશ્વાસ છે, મારી દૃઢ ધારણા છે, હું ચોક્કસ ધારૂં છું કે, તેઓ આવા કુત્સિત કાર્યમાં કદાપિ સમ્મતિ આપશે નહિ. કદાપિ ભાગ લેવાને તૈયાર થશે નહિ."

"આસ્તે!" અજાયબીની સાથે રાજા દીનવલ્લભસિંહે ધીમા અવાજે કહ્યું:–"આસ્તે! આટલો બધો ઉતાવળો ન થા, ઉતાવળું ન બોલ, ધીમે ધીમે બોલ. શું રણધીરસિંહરાય સમ્મત નહિ થાય? ઓહ! મેં પણ એમજ ધાર્યું હતું! મારી પણ એવીજ ધારણા હતી! પણ હાય! ત્યારે શું થશે? તેમના વિના શી રીતે ચાલી શકશે? અમારા સર્વનો આધાર કેવળ તેમના પરજ રહેલો છે, તેમના વિના અમારૂં શું થશે?"

વાર્ત્તાના ભાવપરથી મનનો ભાવ જાણી જવાથી, સ્તંભિત સ્વરે કિશોરસિંહે કહ્યું કે:–"ત્યારે હવે ઉપાય? આપનો હવે અભિપ્રાય શો છે મહારાજ? તેઓ આ વિષયમાં રાજી થશે નહિ, એ વિષયમાં બિન્દુ વિસર્ગ પણ સંશય નથી, પરંતુ આ તરફ જે હીલચાલ હું મારી નજરોનજર જોઇ રહ્યો છું, તે પરથી સાફ સાફ સમજી શકું છું કે, આ સઘળા મરણીયા લોકો અવશ્ય એ સાધુ મહાત્માને પોતાના ભયાનક શત્રુ માની લેશે અને એ શત્રુતાના યોગે તેઓ તેમનો સત્યાનાશ કરવામાં પણ કુંઠિત થશે નહિ. જેથી કરીને રાય રણધીરસિંહ બહાદુરની સર્વ સત્તાનો ક્ષય થાય, તેમના નામનો નાશ થાય અને તેમના પરિવારનું પતન થાય, એવા ઉપાયો યોજવામાં આ લોકો લેશ માત્ર પણ ન્યૂનતા રાખશે નહિ. હાય! ત્યારે મારા સદાશય, દયાવાન પ્રતિપાલકની શી દશા થશે? રાજાધિરાજ! આ વિષયમાં આપ શું ધારો છો? આપને શો પ્રશસ્ત ઉપાય જણાય છે?"

"ભાઇ! હું પણ એમજ કહું છું!" ભાંગ્યા તૂટ્યા અવાજે

રાજા દીનવલ્લભે જવાબ આપ્યો:–"ભાઈ હું પણ એમજ કહું છું કે હવે શું થશે? શો ઉપાય યોજવાથી તેમનું અહિત થતું અટકી શકશે? સર્પ મરી જાય અને લાકડી આબાદ રહી જાય, એવો ઉપાય યોજ્યા વિના ચાલી શકશે નહિ. હું ધારૂં છું કે, આ અમંગળ કરનાર કાર્યમાં મેં પહેલેથીજ હાથ ન નાખ્યો હોત, તો સારૂં થાત. પણ હવે શું કરવું? આ સર્વ આડંબરી, દુઃસાહસી, અવિચારી લોકોના કુટિલ કારસ્થાનમાં સમ્મત થઇને ખરી રીતે મેં એક દીવાનાના જેવી મૂર્ખતા કરી છે, મોટી બેવકૂફી કરી છે. આ સઘળા લોકો કેવળ પોતપોતાનો લાભ જોનારા છે, એમનાં સર્વનાં હૃદયોમાં સ્વાર્થનો સડો પેઠેલો છે. એમના દરેકના હૃદયમાં મોટા માણુસ થવાની વાસના વ્યાપેલી છે! હાય! આવા દુષ્ટકાર્યમાં હું શા માટે સમ્મત્ત થયો! હાથે કરીને મેં મારા અપમાનના માર્ગને શા માટે મોકળો કર્યો? ગજબ થયો! સત્યાનાશ વળી ગયો!"

અંતરની અંદર કોઇ એક યંત્રણા આણીને, કાંઇક ચંચળ સ્વરે કિશોરસિંહે કહ્યું:–"રાજન્! **गतं न शाच्यं।** ચિંતા ન કરો. શું હવે એવો કોઇ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી કે, જેથી આ આપત્તિમાંથી આપ આપનો ઉદ્ધાર કરી શકો તથા મારા પિતૃતુલ્ય પ્રતિપાલકનું સંરક્ષણ કરી શકો?"

ગંભીર વદને રાજા દીનવલ્લભસિંહે ઉત્તર આપ્યો:–"ભાઇ હું પણ એજ વિચાર કરૂં છું. સેંકડો હજારો વાર મારા મનને મેં એવાજ પ્રશ્નો કર્યા છે અને હજી પણ કરૂં છું, પરંતુ મારૂં મન મને એનો કશો પણ સ્પષ્ટ ઉત્તર આપી શકતું નથી. મારાથી પણ કશો દૃઢ નિશ્ચય થઈ શકતો નથી. વારૂ જો હું તને–"

આમ કહેતાં કહેતાં એકાએક તે જરાવાર થોભી ગયો અને વળી પાછો કાંઇક વિચાર કરીને બોલ્યો:—

"ના–ના, મારાથી એવું સાહસ થતું નથી, હું એવું સાહસ કરી શકું તેમ પણ નથી."

ત્યાર પછી થોડીવાર સુધી બન્ને જણા ચૂપચાપ ઉભા રહ્યા; કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ. અશ્વની પીઠપર બેસી, બન્ને જણા પોત પોતાના અશ્વને છેક નજીક નજીકમાં રાખીને ધીમે ધીમે ચાલ્યા જતા હતા, બન્ને જણા બિલ્કુલ ગુપચૂપ ચાલ્યા જતા હતા.

થોડીવાર પછી, પાછો કાંઇક વિચાર કરીને કિશોરસિંહે ધીમે ધીમે કહ્યું:–"કેમ આપને મારો ભય લાગે છે? વાત કહેતાં કહેતાં અટકી કેમ ગયા? આપ આપના મનમાં મારે માટે શું ધારો છો? શું આપને મારો વિશ્વાસ નથી આવતો? આપના મનમાં મારે માટે શું કાંઇ શંકા આવે છે? આપ શું મને આપનો વિરોધી ધારો છો? કેમ હમણાં તો આપ મારા સાહસની પ્રશંસા કરતા હતા ને?"

ગંભીર વદને ગંભીર સ્વરે રાજા દીનવલ્લભે કહ્યું:–કિશોર! જે કાર્યમાં મેં હાથ નાંખ્યો છે. તે કાર્ય હું ન કરૂં તો પણ ચાલી શકે તેમ છે. પરંતુ હવે મારાથી એવું સાહસ કરી શકાય તેમ નથી. કારણ કે જે પક્ષની સાથે હું અત્યારે જોડાયો છું, તે પક્ષના ઘણા ખરા પુરુષોની પ્રકૃતિ ઘણીજ ખરાબ છે. ભાઇ! એવા ભયાનક પુરુષોની સાથે વિના કારણ વેર કરવાથી, તેનું પરિણામ કદાપિ ઇષ્ટ આવતું નથી. દુનિયામાં હમેશાં નીચ પ્રકૃતિનાં માણસોનો ભય રાખવો પડે છે, કારણકે, તેમના હૃદયમાં અહર્નિશ કોઇનું અહિત કરવાના વિચારોજ ઘોળાયા કરે છે અને એ વિચારોનું પરિણામ પણ વિષમજ આવે છે."

"સમજ્યો છું, હું હવે બરાબર સમજી ગયો છું, આપના મનની વાતને સંપૂર્ણપણે સમજી શકયો છું." કાંઇક ઉલ્લાસથી, કાંઇક આશ્વાસનથી, કિશોરસિંહે કહ્યું:–"સમજ્યો છું હું હવે બરાબર સમજી ગયો છું, આપના મનની વાતને સંમ્પૂર્ણપણે સમજી શકયો છું. આપ આ કાર્યને નિષ્ફળ કરવા માગો છો, પણ આપનાથી એમ કરી શકાય તેમ નથી. કેમ, આપના કહેવાનો આશય આવોજ છે ખરૂં ને વારૂ?"

"હા, બરાબર એમજ છે. વાસ્તવિક રીતે મારા મનની ઇચ્છા એવીજ છે. એટલા માટેજ હું તને પૂછતો હતો કે, જો હું તને આ બાળક સોંપી દઉં તો, તું તેને ચૂપચાપ રાજમહાલયમાં પાછો મૂકી આવી શકે ખરો કે નહિ વારૂ?" રાજા દીનવલ્લભે દિલ ખોલીને ખરી વાત કહી સંભળાવી.

વ્યગ્રસ્વરે કિશોરસિંહે કહ્યું:–"આપ આ સર્વ સત્યજ કહો છો, મહારાજ? આપે હમણાં જે વાત કહી, તે વિષયમાં અત્યાર સુધી મેં પણ એવીજ કલ્પના કરી હતી. મારા મનમાં મેં ગમે તે રીતે રાજકુમારનો ઉદ્ધાર કરવાનો નિશ્ચય કરી લીધો હતો અને એટલા માટેજ

હું આપની સર્વેની પાછળ પાછળ અહીંસુધી આવ્યો છું. શત્રુગઢ સુધી આવવામાં મારો મુખ્ય હેતુ આપ અત્યારે દર્શાવો છો, તેજ હતો. ગમે તેમ હો, પણ અત્યારે આપના મુખેથી આવી વાત સાંભળીને મને ઘણોજ આનંદ થયો છે. જો મારા મનમાં આપની પેઠે રાજકુમારને મુક્ત કરવાની અભિલાષા ન હોત તો હું આ પહેલાં કયારનોય, આપની સર્વેની અજાણતામાં ઘણીજ ખુશીની સાથે સુરંગપૂર ભણી પાછો ચાલ્યો ગયો હોત.''

કિશોરસિંહની આવી વાત સાંભળીને રાજા દીનવલ્લભસિંહ કાંઇક પ્રસન્ન થયો. તેણે તેને ઉદ્દેશીને કહ્યું કઃ–" જો તારી ઇચ્છા, એ કાર્ય કરવા માટે પ્રબળ થઇ ઊઠી હોય, તો હમણાં ને હમણાંજ તેને પૂરૂં કર. વિલંબ ન કર. '**विलम्बे न कार्य सिद्धि**' એ સૂત્રને લક્ષમાં રાખી, રાજકુમારને લઇ સત્વર સુરંગપુર ભણી વિદાય થા. આ કાર્ય જેમ બને તેમ વહેલું પતાવી દેવાની જરૂર છે. કારણ કે, રાત્રિ વીતીને પ્રભાત થતાંની સાથેજ, કાલનો સૂર્ય ઉગતાં પહેલાંજ, શત્રુગઢના શિખરપર નવીન સમ્પ્રદાયની રાજપતાકા ફરકવા માંડશે, અને ત્યારે બીજો કોઇ પણ ઉપાય રહેશે નહિ. આપણો સમસ્ત યત્ન નિષ્ફળ નિવડશે. ભાઇ! કેવળ રણધીરસિંહ રાયના હિતની ખાતરજ હું તને આ કર્ય કરવાની સલાહ આપું છું. રણધીરસિંહરાય તારા પ્રતિપાલક છે, પિતા તુલ્ય છે. તેમને માટે તું જે કરે તે ઓછું છે. જા, ભાઇ સત્વર, રવાના થા. વિલંબ ન કર. તું બુદ્ધિમાન છે. સાહસી છે. એટલે તને વિશેષ કહેવાની કાંઇ આવશ્યકતાજ નથી.''

" પણ હજી રાત્રિ તો ઘણી બાકી પડી છે. શીયાળાની રાત્રિએ જલ્દી સવાર થતું નથી; હજી બહુ બહુ તો રાત્રિના અઢીએક પ્રહર થવા આવ્યા છે. ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. સવાર થવામાં હજી ઘણી વાર છે. એ દરમ્યાન અનેક કામો પૂરાં થઇ શકે તેમ છે."

" ત્યારે શું તું એ કામ અવશ્ય કરી શકીશ ?" કાંઇક સંકુચિત સ્વરે રાજા દીનવલ્લભે પૂછ્યુંઃ–" ત્યારે શું તું એ કામ અવશ્ય કરી શકીશ ? અત્યાર સુધી તું અશ્વ દોડાવતો આવ્યો છે, એથી તારૂં શરીર છેક થાકી જવા આવ્યું હશે. વળી પાછો તું તેવીજ રીતે અશ્વ દોડાવીને સુરંગપૂર સુધી જઇ શકીશ ખરો કે? તારાથી આ બાળકને

સહીસલામતીથી સાથે રાજમહાલયમાં પહોંચાડી શકાશે ખરો કે ?"

"શા માટે નહિ જઈ શકાય ? શા માટે નહિ પહોંચાડી શકાય ?" ઉત્સાહ ઉત્તેજિત કંઠે કિશોરસિંહ બોલી ઉઠયો:–"શા માટે નહિ પહોંચાડી શકાય ? મેં સાંભળ્યું છે કે, મોટા મોટા વીર પુરુષો ઘોડાપર બેસી એક દિવસમાં પચાસ પચાસ ગાઉની મજલ કરી ગયા છે ! જો કે હું વીરપુરુષ નથી, વીરપુરુષની સાથે તુલનામાં જો કે હું એક સામાન્યમાં સામાન્ય તૃણ સમાન છું, તથાપિ એટલી તાકાત તો અવશ્ય ધરાવું છું કે, હું ઘણીજ ખુશીની અશ્વપર બેસી દશ કલાકની અંદર ચાળીસ ગાઉની મજલ કરી શકું તેમ છું. રાજન્ ! મુસાફરી કરવાનો મને બહુજ શોખ છે. અશ્વપર બેસી લાંબી લાંબી મજલો કરવામાં મને ઘણીજ મજા આવે છે."

"ખરેખર તું અસીમ સાહસી મહાવીર છે, તારી વાતો સાંભળીને, તારૂં સાહસ જોઇને, ખરેખર મારા હૃદયમાં મહા ઉત્સાહ, મહા આનંદ ઉત્પન્ન થાય છે. પણ હવે **शुभस्य शीघ्रम्** એ સૂત્ર પ્રમાણે ચાલ, આપણે આપણા કાર્યને સત્વર સમાપ્ત કરવાનો પ્રબંધ કરીએ."

આ પ્રમાણે નિશ્ચય કરી રાજા દીનવલ્લભ તથા કિશોરસિંહે ઘણીવાર સુધી રાજકુમારને લઇ રાજમહાલયમાં પહોંચાડવાની સલાહ કરી. ત્યાર પછી તેઓ બન્ને જણા તેમના સોબતીઓની સાથે જઇ મળ્યા. એ સમયે સર્વ આરોહીઓના અશ્વો હણહણાટ કરતા, સમસ્ત વન પ્રદેશને ગુંજાવતા વાયુ વેગે દોડયા જતા હતા. એકી સાથે બાર તેર અશ્વોનાં પગલાંનો અવાજ સાંભળીને રસ્તાની આજૂબાજૂનાં વૃક્ષોમાં બેઠેલાં પક્ષીઓ પણ થરથર કંપી ઉઠતાં હતાં. સર્વથી પ્રથમ રાજા મંગળસિંહનો અશ્વ દોડયો જતો હતો, તેની પાછળ બીજા બધા સ્વારોના અશ્વો અનુક્રમવાર ગોઠવાઇને શ્વાસભેર દોડતા હતા. આપણા વીર યુવક કિશોરસિંહનો અશ્વ પણ સહુની પાછળ સપાટા બંધ દોડતો જતો હતો. આ સમયનું દશ્ય ખરેખર ઘણું જ બિહામણું લાગતું હતું.

દોડતા દોડતા સઘળા અશ્વો શત્રુગઢના વિશાળ દરવાજા પાસે આવી થોભી ગયા. એકાએક સર્વથી આગળના આરોહીઓના મુખમાંથી અચકાતા અવાજે ભય તથા સંશયને સૂચવનારી એક મોટી ચીસ બહાર નીકળી પડી ! અંધકાર ! ભીષણ અંધકાર ! દર-

વાજાનાં વિશાળ દ્વાર બિલ્કુલ ખુલ્લાં પડયાં હતાં. એક પણ પ્રહરી જોવામાં આવતો નહોતો. પ્રહરીઓના ઓરડામાં એક પણ દીપક જોવામાં આવતો નહોતો. જન માનવનો સંચાર નહોતો. ચારે બાજૂએ અંધકાર, અંધકાર ને અંધકારજ જોવામાં આવતો હતો. સુવિશાળ દુર્ગનો મોટો મહાલય ઘોરતમ અંધકારથી ઘેરાઇ ગયો હતો. આ વ્યાપાર જોઇને સઘળા સ્વારો ભયભીત થયા, "અકસ્માત્ આવો બનાવ શાથી બન્યો," એવા વિચારમાં પડી ગયા. એટલી રાત્રે દુર્ગનાં દ્વાર શા માટે ખોલવામાં આવ્યાં હશે, દુર્ગનો મહાલય અરક્ષિત શાથી થયો હશે ? સર્વ પ્રહરીઓ કયાં ચાલ્યા ગયા હશે ? દરવાજાપર એક પણ પ્રહરી કેમ જોવામાં આવતો નથી ? આખા દુર્ગમાં એક પણ દીપક કેમ દષ્ટિગોચર થતો નથી ? આમ થવાનું શું કારણ હશે ? અંધકારમયી દુર્ગપુરીએ આવી નિઃસ્તબ્ધતા શા કારણથી ધારણ કરી લીધી હશે ? શું આ સર્વ ભૂતોના ખેલો તો નહિ હોય ? અથવા કોઇ માયાવીએ પોતાની માયાનો વિસ્તાર કરી માનવના મનને ભ્રમિત કરવાની બાજી તો નહિ બિછાવી હોય ?" આવા આવા અનેક સાચા ખોટા વિચારો સર્વ અશ્વારોહીઓના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા.

સઘળા અશ્વારોહીઓએ સભય હૃદયે અકસ્માત્ પોતાના ઘોડા અટકાવીને ઉભા રાખ્યા. જે સર્વ અસીમ સાહસી વીરપુરુષો મોટા મોટા મરણીયા કામથી પણ ડરે તેવા નહોતા, તેઓના હૃદયમાં પણ અત્યારે કમ્પારી છૂટવા લાગી. ભયથી—અજાયબીથી તેઓ સઘળા એકદમ સ્તબ્ધ, સ્તંભિત અને હતબુદ્ધિ થઇ પડયા. પરંતુ તરતજ પાછો તેમનો તે ભાવ દૂર થયો. શા કારણથી દુર્ગમાં અંધકાર છવાઇ ગયો છે, દરવાજાપર શા કારણથી પ્રહરીઓ અદ્દસ્ય થઇ ગયા છે, એટલી અંધારી રાત્રે શા માટે દરવાજા ખુલ્લા રાખવામાં આવ્યા છે, એ સંબંધમાં તેઓ કાંઇક જાણી ગયા, તેમને કોઇ એક પ્રકારની જાણીતી ગુપ્ત વાતનું સ્મરણ થઇ આવ્યું. એ દેશનો રિવાજ કિશોરસિંહના જાણવામાં નહોતો, જ્યારે તેને એ વાત સાંભરી આવી કે શત્રુગઢના સંબંધમાં એ દેશમાં એક ઘણેજ દૂર સુધી ફેલાયલી ભયાનક વાયકા કહેવાય છે, ત્યારે કિશોરસિંહ પણ પોતાની સાથેના બીજા બધા રાજાઓની પેઠે એક પ્રકારના અદ્દભૂત ભયની કંપિત થઇ ઉઠયો.

દરવાજાપર બધું નિસ્તબ્ધ જોવામાં આવતું હતું. એ પ્રથમના

એકવાર ઉચ્ચારેલા ભયથી ભરેલા ચીત્કારધ્વનિ સિવાય અત્યાર સુધી કોઇના પણ મુખમાંથી એક પણ વાત બહાર નીકળી શકી નહોતી. સઘળા અશ્વો સ્થિર થઇને ઉભા હતા. એ ડરાવેલી સ્મરણીય રાત્રે તેઓ બધા એ ગુરુત્તર સાહસભરેલા કાર્યને પાર પાડવાના અભિપ્રાયથી શત્રુગઢ પાસે આવી પહોંચ્યા. પછી, અત્યારના કાર્યમાં કદાચ કાંઇક અમંગળ બનાવ બનશે, એમ ધારીને સર્વ અશ્વારોહીઓ પાષાણુની પ્રતિમા પેઠે જડવત્ બનીને ઉભા હતા અને ઉભા ઉભા પોતાનું કાર્ય પૂર્ણ થશે કે નહિ એવો વિચાર કરી રહ્યા હતા. એ વિચારને અત્યારે તેમની સર્વની મુખમુદ્રાઓ સ્પષ્ટ રીતે વ્યક્ત કરી રહી હોય, એવો ભાસ થઇ આવતો હતો. તેમની ભાવભંગી પણ એ વાતનો પૂરતો પૂરાવો આપી રહી હતી. દર વરસે તે રાત્રે શત્રુગઢ દુર્ગમાં એક અજાયબ જાતિના અપદેવતાનો અભિનય થતો હતો. તે નાટકના પ્રથમ અંકથીજ એ રાત્રે દુર્ગ તથા તેની અંદરનો વિશાળ મહાલય ભયંકર રંગભૂમિનું સ્વરૂપ ધારણ કરી લેતો હતો. એ રાત્રે એ દુર્ગમાં પહેરો બેસતો નહિ, દીવા સળગતા નહિ, દરવાજા બંધ થતા નહિ, કાંઇ પણ હીલચાલ થતી નહિ, કોઇ પણ મનુષ્યના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળતો નહિ. સર્વત્ર શૂન્યતાનું સામ્રાજ્ય સ્થપાઇ જતું. અંધકારની છાયા છવાઇ જતી. જે રાત્રિની આ વાર્ત્તા કહેવામાં આવે છે અથવા જે રાત્રે આવો અદ્ભુત બનાવ એ દુર્ગની અંદર બનતો હતો, તેજ રાત્રિ આજે પણ હતી. તે સાંવત્સરિક અભિનયનીજ રાત્રિએ બાળકચોર વીરપુરુષો, રાજાને ચોરી લાવનાર વૈષ્ણવ રાજાઓ એ શત્રુગઢ દુર્ગમાં ચૂપચાપ—છાના માના રાજા થવા માટે આવ્યા હતા.

કેટલીકવાર સુધી દુર્ગના દ્વારપર સર્વજનો ઉભા રહ્યા. સર્વના મુખમંડળપર સમાન ભાવે સ્તંભિત ભાવ છવાઇ ગયો. એકાએક મનમાં જાણે કાંઇક શરમાઇને, તેઓ સઘળા એક પ્રકારના વૃથા ભયથી કંપી ગયા, વૃથા વિલંબ કરવા લાગ્યા, અકસ્માત્ આત્મગ્લાનિ ઉત્પન્ન થવાથી, પોતાનો પોતે ને પોતેજ અત્યંત તિરસ્કાર કરી રાજા મંગળસિંહ ગંભીર સ્વરે પોતાના સોબતીઓને સંબોધીને બોલી ઉઠયો કે:—“ આવો, વીરજનો આગળ ચાલો, ડરવાનું કશું કારણ નથી. તમો સર્વ વીરપુરુષો છો, તો પછી આવા સહજ ભયાનક દૃશ્યથી શા માટે ડરી જાઓ છો ? ચાલો, જલ્દી ચાલો, વિલંબ ન કરો. ”

પૂર્ણ સાહસથી આવા શબ્દો કહીને, અગ્રગામી વીરકેશરી મંગ-

ળસિંહે ક્ષણ માત્રમાં પોતાનો અશ્વ દોડાવીને દુર્ગની અંદર પ્રવેશ કર્યો. આગળ ચાલનારા બીજા વીરપુરુષો પણ એકદમ ઉતાવળા ઉતાવળા તેની પાછળ ચાલ્યો, દુર્ગનું આંગણું ઘોર અંધકારથી ઢંકાયલું હતું. આંગણામાં પેઠા પછી પ્રવેશ કરનારાઓએ વિચાર્યું કે, જાણે ઘોર તમોજાળથી આચ્છાદિત થયેલો અંધકાર કોઇ ગિરિની ગુહામાંથી ઉપસ્થિત થઇ રહ્યો છે રાત્રિના લગભગ અઢી પ્રહર વીતી જવા આવ્યા છે; વળી ખાસ કરીને આજની રાત્રિ ખરેખરી આશંકા કિંવા ભયની રાત્રિ છે. દુર્ગમાંના સઘળાં માણસો પોતપોતાની શય્યામાં ચુપચાપ હાલ્યા ચાલ્યા વિના સૂઇ રહ્યાં છે, જેમનાં હૃદય શાંત છે, તેઓ ઉંઘી ગયાં છે, શાંતિથી નિદ્રાદેવીના અમૂલ્ય સુખનો ઉપભોગ કરી રહ્યાં છે.

પરંતુ જેમનાં મન અશાન્ત અને અસ્થિર હતાં, તેમના ભાગ્યમાં નિદ્રાના શાંતિમય સુખનો સ્વાદ લખાયલો નહોતો, તેઓ અર્ધ જાગ્રતાવસ્થામાં પથારીમાં પડયાં પડયાં પાસાં બદલી રાત્રિ વીતી પ્રભાત થવાની વાટ જોતાં પડયાં હતાં. એકાએક દુર્ગના શૂન્ય ચૉકમાં અનેક અશ્વોનાં ઉતાવળાં પગલાંનો અવાજ સાંભળીને તેમાંનાં ઘણાખરાં માણસો જાગી ઉઠયાં હતાં, તેઓ આ તરફ, પેલી તરફ વાંકા વળી જોઇ રહ્યાં હતાં, પરંતુ સાહસ કરીને કોઇ પણ મનુષ્યથી તેમની પાસે આવી શકાતું નહોતું. છેવટે રાજા મંગળસિંહ ગંભીર ગર્જના કરી, હુકમ ફરમાવી, પહાડી સ્વરે તે દુર્ગના એકાદ બે અનુચરોનાં નામ લઇને વારંવાર તેમને બોલાવવા લાગ્યો, બૂમો મારવા લાગ્યો.

એ સાંભળીને કેટલાંક માણસો બ્હીતા બ્હીતા તેની નજીકમાં આવી, તેનાથી થોડેક દૂર ઉભા રહી, તેના સ્હામું ટગર ટગર જોવા લાગ્યા—એમાંના એક માણસના હાથમાં એક મશાલ હતી, એ મશાલનાં પ્રકાશમાં દેખાવા લાગ્યું કે, દુર્ગમાં અત્યારે નવા આવનાર સર્વ સ્વારોનાં મુખ ભયભરેલાં અને સંશયવાળાં હતાં, તેઓ પોતાની સ્હામે જે કાંઇ જોતા હતા, તે સત્ય છે કે, અસત્ય છે, એનો પણ નિર્ણય કરવાની તેમનામાં અત્યારે શક્તિ રહી નહોતી, તેમને તેમના પર વિશ્વાસ પણ આવતો નહોતો. આથી રાજા મંગળસિંહે પોતાના સર્વ સોબતીઓને સમજાવીને કહી દીધું કે, "ભય રાખવાનું કશું પણ કારણ નથી, આ સર્વ મનુષ્યો શત્રુગઢનાં મનુષ્યોજ છે."

તે સાથે મશાલવાળાં માણસોને પણ તેણે અભય આપીને કહી

દીધું કે;—"તમે અમારાથી બિલ્કુલ ડરશો નહિ. અમો તમારા શત્રુઓ નથી, પણ મિત્રો છીએ."

આથી તે લોકો સાહસનો સંચય કરી તેમની પાસે આવ્યા. પાસે આવ્યા પછી જ્યારે તે લોકો મશાલના પ્રકાશમાં તેમનાં સર્વનાં મુખ જોઇને ઓળખી શકયા, ત્યારે તેમની આશંકા દૂર થઇ, તેમણે ત્યારે મહા વ્યસ્ત થઇને અતિથિ રાજપુરુષોની ઘણાજ આનંદની સાથે ખાતરી બરદાસ્ત કરવા માંડી. કેટલાક માણસો તેમના અશ્વો લઇને અશ્વશાળામાં બાંધવા માટે ચાલ્યા ગયા, કેટલાક માણસો બીજા કેટલાક નવા દીવા સળગાવીને લઇ આવ્યા, કેટલાક માણસો રાજાઓને રસ્તો બતાવતા એ મહાલયના એક મોટા બેઠકખાનામાં લઇ ગયા.

દુર્ગના સેનાપતિને એ સર્વ રાજાઓના આવવાની ખબર મળી કે તરતજ તેણે, તે સ્થળે આવીને અતિથિ રાજપુરુષોનો સરલતાથી આદર-સત્કાર કર્યો. જે કાર્ય તેઓ કરી આવ્યા હતા, તે સંબંધી સઘળી હકીકત સાંભળીને સેનાપતિ ઘણોજ ખુશી થયો. તેણે પરમ સંતોષ પ્રકટ કર્યો. વીર્યવાન વીરજનોને અનેકાનેક ધન્યવાદ આપી, તેણે સર્વ રાજન્યવર્ગની સાથે ક્ષણવારને માટે હાસ્યના તરંગો ઉછાળવામાં ભાગ લીધો. રાજા દીનવલ્લભસિંહની ગોદમાં સૂતેલા ચોરી કરી લાવેલા રાજકુમારને પણ તેણે જોઇ લીધો. એ બધું જોયા પછી તે ઘણીવાર સુધી આનંદોલ્લાસમાં મગ્ન થઇ, પોતાના કાર્યની સિદ્ધિ થવા આવી છે, એમ ધારી સર્વ રાજન્યવર્ગ પ્રતિ અત્યંત પ્રેમ ભાવ દર્શાવવા લાગ્યો. આમ કરવાનું કારણ એ હતું કે, શત્રુગઢનો એ સેનાપતિ પણ ગુપ્ત રીતે—અંદરખાનેથી આ નવીન સમ્પ્રદાયનો એક સિદ્ધિહિતૈષી પૃષ્ટપોષક સખા હતો.

સેનાપતિનું નામ વનરાજ હતું. તે એક મિષ્ટ ભાષી, બુદ્ધિમાન, કાર્યકુશળ અને રૂપવાન યુવાન પુરુષ હતો. સુખના સુખી અને દુઃખના દુઃખી મિત્ર તરીકે, ચૌર્યકાર્યમાં ચોરોના બુદ્ધિકૌશલ્યની તેણે બહારથી પ્રશંસા કરી ખરી, પરંતુ તે ભૌતિક સાવંત્સરિકની રાત્રેજ બાળક રાજકુમારની ચોરી કરીને શત્રુગઢમાં આવવામાં સારી સલાહ થઇ નથી, એવાં વાકયબાણોથી પોતાના રાજબંધુઓના હૃદયને છેદવાનું પણ તે ભૂલ્યો નહિ. તે આજની ભયાનક રાત્રે પોતાના મિત્રોને એ દુર્ગમાં આવેલા જોઇને ઘણોજ નારાજ થયો. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે, આજની રાત્રિ દર વરસે આ દુર્ગને માટે મહા

ભયંકર ગણાય છે અને તે સાથે દુર્ગમાં એકાદ બે ભયંકર બનાવો બન્યા વિના પણ રહેતા નથી. એથી આજે પણ જો કદાચ એવી વિપરીત ઘટના ઘટે, તો એમાં કાંઇ અજાયબી જેવું નથી. આ લોકોએ રાજકુમારની ચોરી કરીને આજની આ ભયાનક રાત્રે આ ભયાનક દુર્ગમાં આવવામાં એક મોટામાં મોટી ભૂલ કરી છે."

આવો વિચાર કરીનેજ તેણે પોતાના મિત્રોને બે ચાર કઠિન શબ્દોદ્વારા, તેમણે આજે દુર્ગમાં આવવામાં એક મહા ગંભીર પ્રમાદ કર્યો છે, એવું સૂચવી દીધું. ચતુર રાજા મંગળસિંહ તેના કહેવાના આશયને તરતજ જાણી ગયો. તેણે તરતજ પોતાના સોબતી રાજાઓને સંબોધીને કહ્યું કે:–"ભાઇઓ! આજની રાત્રે આ સ્થળે આવવામાં આપણે મોટી ભૂલ કરી છે, અને એ ભૂલનું પરિણામ ઘણુંજ ભયાનક આવવાનો સંભવ રહે છે, એટલા માટે ચાલો, આ રાજકુમારને લઇને આજની રાત્રિ આપણે કોઇ આજૂબાજૂનાં ગામડામાં ગુજારી આવીએ. સવાર થયા પછી પાછા આવીશું. દર વરસે જે તિથિએ આ દુર્ગમાં મહા ભયંકર ઉપદ્રવ ઉત્પન્ન થાય છે, તેજ તિથિ આજે છે અને એથી કરીનેજ આજની રાત્રિએ આવી ભયાનકતા ધારણ કરી લીધી છે. મારી ધારણા પ્રમાણે અત્યારે આ સ્થળે રહેવું બિલકુલ વ્યાજબી નથી."

રાજા મંગળસિંહની આવી વાત સાંભળીને રાજા કરુણસિંહ એકદમ બોલી ઊઠયો:–"જવા દો, જવા દો, એ સર્વ નકામી વાતોને જવા દો. જાઓ, હવે દરવાજો બંધ કરી આવો. દરવાજાપર સખ્ત પહેરો ભરવાનો પ્રબંધ કરો. દુર્ગમાં કોઇ દાખલ ન થાય, એવી પ્રહરીઓને સખ્ત મના કરો."

આથી સેનાપતિ વનરાજે ઉત્તર આપ્યો:–"અસંભવિત છે, બિલકુલ અસંભવિત છે. મોટા મોટા વીર પ્રહરી અત્યારે અહીં હાજર છે, પરંતુ આજે રાત્રે તેઓ તે દરવાજાપર પહેરો ભરવાનું સાહસ કરી શકતા નથી. કદાચ આપ તેમને પહેરો ભરવાની અત્યારે આજ્ઞા કરશો, તો પણ તેઓ પહેરો ભરવા માટે તત્પર થશે નહિ; રાજી થશે નહિ."

"પણ, એમ કહેવાથીજ કાંઇ ચાલી શકશે ખરૂં કે?" રાજા કરૂણસિંહ વીરની પેઠે ગર્વ કરીને બોલ્યો:–"પણ, એમ કહેવાથીજ કાંઇ ચાલી શકશે ખરૂં કે? રાજાનો બાળક અત્યારે આપણા હાથમાં

છે. કાલે પ્રભાતના પહોરમાંજ આ દુર્ગના શિખરપર આપણે આપણી વિજય વૈજયંતિ ફરકાવવી જોઇશે. આજની રાત્રે આપણે ખૂબ સાવધતાથી રહેતું પડશે. દરવાજાને કોઇ પણ રીતે ખુલ્લો રાખી શકાશે નહિ. દરવાજો જેવી રીતે ખુલ્લો છે, તેવી રીતે ખુલ્લો રહે તો ભલે રહે. પણ પ્રહરીઓનો સખ્ત પહેરો તો અવશ્ય રાખવોજ પડશે. એમ કર્યા વિના ચાલી શકશે નહિ. પહેરો રાખ્યા વિના મારૂં મન કોઇ પણ રીતે માનશે નહિ. સેનાપતિ! જાઓ! હમણાંને હમણાંજ પહેરાનો પ્રબંધ કરો."

સેનાપતિએ ગંભીર વદને કહ્યું:—"આપ એ વિષયમાં કશી પણ ચિંતા ન કરો. ડરવાનું કશું પણ કારણ નથી. ધારો કે, કદાચ કોઇ આપની પાછળ પડ્યું હોય, આપ જે કાર્ય કરીને ન્હાસી આવ્યા છો એની કોઇને ખબર પડી હોય, તો તેથી પણ આપને શું નુકસાન થવાનું છે? હું ધારૂં છું કે, આ વાર્તાના સંબંધમાં આપનાપર કોઇને કાંઇપણ સંદેહજ ઉપજે તેમ નથી. વળી અત્યારે આપ શત્રુગઢ જેવા એક છેક નિર્ભય સ્થાનમાં આવી પહોંચ્યા છો. આ સ્થાન કોઇની કલ્પનામાં પણ આવી શકે તેવું નથી. કદાચ એ લોકોને આપણા શત્રુગઢ ભણી ન્હાસી આવવાના ખબર મળી ગયા હશે, તો પણ તેઓ અહીં આવવાનું સાહસ કરી શકશે નહિ. તેઓ ધારી લેશે કે, જ્યારે આપ સર્વ શત્રુગઢ આવ્યા છો, ત્યારે અવશ્ય આપની રક્ષા કરવાને આપ શક્તિમાન થઇ શકશો. શત્રુગઢ આપને આશ્રય આપી શકશે. શત્રુગઢ આપને માટે લડાઈ કરશે, દરેક રીતે શત્રુગઢ આપને મદદ આપવા માટે તૈયાર થઇ ઉભો રહેશે. શત્રુગઢ સદા સર્વદા લડાઇને માટે તૈયારજ રહે છે, એ વાતને પણ તેઓ ઘણી સારી રીતે જાણે છે. આ સર્વ કારણોથી એ લોકો કદાપિ આ તરફ આવશે નહિ વળી જો આપ આ દુર્ગમાં જે અજબ બનાવ બને છે અને તેમાં એક અપદેવતા રહે છે, એમ કહેવા માગતા હો; તો મારે આપને સ્પષ્ટ કહેવું પડશે કે, તે અપદેવતા કદાપિ કોઇનો અપકાર કરતાજ નથી. હું આ પાંચ સાત વર્ષ થયાં જોતો આવું છું કે, વરસની અંદર જે દિવસે આવો અજબ બનાવ બને છે, તે બનાવ બનવાનો દિવસ આજે પણ છે, આ દિવસની રાત્રે આ દુર્ગ કેવળ આવી સ્થિતિમાંજ રહે છે. આખી રાત દરવાજા બંધ થતા નથી, દીવા સળગતા નથી, બસ, એ સિવાય બીજો કશો પણ ઉપદ્રવ થતો નથી. મેં અત્યાર સુધીમાં મારી નજરે

કદાપિ કોઇને કશી પણ ઇજા આવતી જોઇ નથી. અને કાને સાંભળી પણ નથી. આપ સર્વજનો સર્વથા નિશ્ચિંત રહો. કશી પણ ચિંતા ન કરો. મારા ધારવા મુજબ અત્યારે આપ લાંબી મજલ કરવાથી છેક થાકી ગયા હશો, માટે જરા આરામ કરો, આહારાદિ કરીને સર્વ સુખેથી નિદ્રાવશ થાઓ."

"નિદ્રા ?" વીર ગર્વથી ગાજી ઉઠી રાજા કરુણસિંહ બોલી ઉઠયો:—"નિદ્રા ? તમે આ શું બોલો છો, સેનાપતિ મહાશય ? તમે આ શું બોલો છો ? જેના શિરપર આવી જવાબદારી ભરેલા કાર્યનો બોજો હોય, તેને સુખેથી નિદ્રા આવે ખરી કે ? અત્યારે આ ઘોરતમ અંધારી રાત્રે રાજકુમારને રેઢો મૂકી અમારાથી સુખેથી સૂઇ શકાય ખરૂં કે ? અમારી ચારે બાજૂએ અત્યારે શત્રુઓનું વાદળ ઘેરાઇ ગયું છે, અમારા સંકટની કાંઇ સીમાજ નથી. આવી આફતવાળી રાત્રે કરુણસિંહની આંખમાં નિદ્રા આવે ખરી કે ? કદાપિ નહિ. કદાપિ નહિ. જ્યાં સૂધી દુર્ગના દ્વાર બંધ કરવામાં નહિ આવે અથવા તો દ્વારપર સખ્ત પહેરાનો પ્રબંધ કરવામાં નહિ આવે, ત્યાં સૂધી મને લેશ માત્ર પણ શાંતિ વળશે નહિ. મારાથી ઓશિકાંને અઢેલીને બેસી પણ શકાશે નહિ. બસ, ગમે તે રીતે હું તો દરવાજાપર પહેરો બેસાડવા માગું છું. જો બીજા કોઇ પણ પ્રહરીઓ પહેરો ભરવાને રાજી નહિ થાય, તો હું પોતે પહેરો ભરવાને બેસીશ. હું એકલોજ આ બાકીની રાત્રિ પૂરી થતાં સૂધી ખુલ્લા દરવાજા પર પહેરો ભરીશ." ગર્વની સાથે આ સર્વ વાતો કહી તત્ક્ષણાત મ્યાનમાંથી તલ્વાર બહાર કાઢી રાજા કરુણસિંહ દંભપૂર્વક દરવાજા તરફ આગળ વધ્યો.

"હું પણ તમારી સાથે આવું છું." આમ કહીને રાજા રાજચંદ્ર ગર્વની સાથે ઉઠી ઉભો થયો.

"હું પણ આવું છું." દેખાદેખીથી રાજા મંગળસિંહ પણ એ વાક્યોનો પ્રતિધ્વનિ કરી આગળ ચાલતા બન્ને વીર પુરુષોનો સાથ પૂરાવીને ચાલવા લાગ્યો.

મુખમાં સાહસ તથા હૃદયમાં ભય ધારણ કરી કેવળ લજ્જાની ખાતરજ રાજા મયુરશેખરે પણ તેમની સાથે ભાગ લીધો. તે મુખેથી બોલ્યો કે:—"હું પણ તમારી સાથે આવું છું. આપણે ચારે જણા સાથે મળીને દરવાજાપર પહેરો ભરીશું તો અવશ્ય રાજકુમારનું રક્ષણ થઇ શકશે."

" બહુ સારૂં ! આવો વીર પુરુષો ! વીરના જેવી દક્ષતા દર્શાવો, વીર ધર્મનું પાલન કરી બતાવો. કેવળ એક હડહડતા જૂઠા ભૂતના ભયથી આપણે કદાપિ આપણા અસલ કાર્યને ભૂલી શકીશું નહિ. આવો;" ઉચ્ચ સાહસથી આવા શબ્દો ઉચ્ચારી રાજા કરુણસિંહ એ ત્રણે રાજવીરોની સાથે દુર્ગના દરવાજા પાસે આવી પહોંચ્યો. તેઓ ચારે જણા ખુલ્લી તલ્વારો લઇ ખુલ્લા દરવાજાની બન્ને બાજૂએ પહેરો ભરતા ઉભા રહ્યા. જેવો અંધકાર હતો, તેવોજ અંધકાર અત્યારે પણ છવાયલો હતો, છેક નજીકની વસ્તુ પણ નજરે પડતી નહોતી. એકાદ નાની મશાલ સાથે રાખવા છતાં પણ તે ચારે વીરજનો પરસ્પરના મુખોને જોવાને શક્તિમાન થઇ શકયા નહિ.

આ તરફ બીજા જે વીર રાજપુરુષો અવશિષ્ટ રહ્યા, તેમને માટે દુર્ગના ભિન્ન ભિન્ન ગૃહોમાં ભિન્ન ભિન્ન શય્યાઓ તૈયાર કરી આપવામાં આવી. સેનાપતિએ તેમને સર્વેને સંબોધીને કહી દીધું કે:–" રાજપુત્રને આજની રાતની રાત રાજા દીનવલ્લભસિંહની પાસે રહેવા દો, કાલે સવારમાં રાજાનું સન્માન સચવાય, એવી સર્વ સ્વતંત્ર વ્યવસ્થા હું કરાવી આપીશ."

સેનાપતિનાં વચનો માન્ય રાખવામાં આવ્યાં, સર્વ રાજગણોએ તેને સંપૂર્ણ અનુમોદન આપ્યું. સર્વજનો પોતપોતાના કક્ષમાં જઇ છેવટે શય્યાધીન થયા. રાજા દીનવલ્લભસિંહ જે ઓરડામાં રહ્યો; તેજ ઓરડામાં આપણો નવીન યુવક કિશોરસિંહ પણ રહ્યો. પહાડના સાંકડા રસ્તામાં રાજા દીનવલ્લભે ચૂપચાપ કિશોરસિંહને કહી દીધું હતું કે:–" તું મારી પાસે જ રહેજે. મારાથી જરા પણ અળગો થઇશ નહિ." આ વાર્ત્તા અત્યારે બરાબર રીતે કિશોરના સ્મરણમાં હતી, અને તે એમજ ધારતો હતો કે, રાજા દીનવલ્લભસિંહનાં એ વાકયોમાં અવશ્ય કાંઇકને કાંઇક ગુપ્ત રહસ્ય પણ સમાયલું છે. સર્વેના પોતપોતાના ગૃહમાં શયન કર્યા પછી કિશોરસિંહ ચૂપચાપ ધીમે પગલે બિલ્કુલ અવાજ થવા દીધા વિના રાજા દીનવલ્લભસિંહના શયનગૃહમાં આવી પહોંચ્યો.

પણ તેને અત્યારે એ શયનગૃહમાંજ રહેવા દો, હવે આપણે તેની સાથે જઇ શકીશું નહિ; શત્રુગઢ દુર્ગના સંબંધમાં કેવી ભયંકર ભૌતિક કિંવદંતી છે, તેનોજ આ સ્થળે અમો ઉલ્લેખ કરીશું.

## અષ્ટદશ પ્રસંગ

### શત્રુગઢનો ભયંકર ભેદ



"Can storied urn, or animated bust,
Back to its mansion call the ficeting breath?
Can honour's voice provoke the silent dust?
Or Flattery soothe dull cold ear of Death?"



ભાવાર્થ:-"સગુણ ચરિતાશય અને સજીવ મૂર્ત્તિસમાન કૃત્રિમ ભવ્ય પ્રતિમા શું આત્માને અંગવાસમાં ફરીને લાવવાને શક્તિમાન છે? શું કીર્ત્તિધ્વનિ નિર્જીવ દેહને જાગૃત કરી શકશે? અને શું પ્રશંસાના શબ્દ સ્વરો પ્રાણહીન કાયાના મંદ મૃત અને શીત બનેલા શ્રવણમાં પ્રવેશ કરવાને સશક્ત છે? ના, નહિજ."



જે સમયની આ વાર્તા લખવામાં આવી છે, તે સમયથી લગભગ દોઢસોક વર્ષ પહેલાં શત્રુગઢમાં એક પ્રતાપશાળી સેનાપતિ રહેતો હતો, તેનું નામ વીરબહાદુર મહારથી હતું. દેખાવમાં તે પરમરૂપવાન હતો, પરાક્રમમાં પણ વિલક્ષણ હતો, એ સર્વ સદ્દગુણોથી વિભૂષિત હોવા છતાં, પણ પાછો તે રસિકતાદ્વારા સ્ત્રી-પુરુષ સર્વના મનને મુદિત કરી શકતો હતો; સર્વના મનનું રંજન કરવાની તેનામાં વિલક્ષણ પારદર્શિતા હતી. ત્રીસ વરસ સુધી તેણે લગ્ન કર્યાં નહોતાં. સ્ત્રીજાતિ તરફ તેનો તિરસ્કાર નહોતો, સુંદરી યુવતીઓની સાથે ઘનિષ્ટતા કરીને, તે મજાની મજાની વાર્ત્તાઓ કરતો, વાતની વાતમાં તેમને હસાવી દેતો, પોતે પણ આમોદિત થઇને તેમની સાથે હાસ્ય કરતો. વાસ્તવિક રીતે તેની પ્રકૃતિની સાથે આમોદ-આલ્હાદનો લેશ માત્ર પણ વિચ્છેદ નહોતો, આખો દિવસ તે રમતગમત અને મોજશોખમાંજ ગુલ્તાન રહેતો. વીરબહાદુર મહારથી, આટલો રસનો રસિક હતો, પરંતુ કોઇ રમણીના મધુરહાસ્યથી, મધુર કટાક્ષથી વિમુગ્ધ થઇને તે કોઇ દિવસ કોઇ પણ પ્રેમિકાના પ્રેમાનુરાગથી, પ્રેમાકર્ષણથી ખેંચાઇ જતો નહિ. એ જોઇને સર્વજનો તેના સંબંધમાં ઘણી ઘણી ચર્ચાઓ ચલાવીને અત્યંત આશ્ચર્ય પ્રકટ કરતા હતા. યુવતીઓ પણ તેના

સંબંધમાં નાના પ્રકારની કાનાફૂસી કર્યા કરતી હતી. વીરબહાદુર મહારથી આમ અજાયબી ઉપજાવનાર સેનાપતિ હતો.

બાલ્યાવસ્થાથીજ મહારથીના હૃદયમાં અતુલ સાહસનો સંચાર થયો હતો, શરીરમાં અસીમ વીરત્વ આવી વસ્યું હતું. સત્તર વર્ષની ઉમ્મરે બિહારના નવાબના સૈન્યની સાથે થયેલાં કેટલાંક યુદ્ધોમાં વિશેષ વીરત્વ દર્શાવીને તેણે ઘણીજ ખ્યાતિ તથા વિજય સંપાદન કર્યો હતો, એ ઉપરાંત, બીજાં પણ અનેક ઉપદ્રવનાં તથા અનેક પ્રકારનાં સાહસનાં કામો કરી તેણે પોતાના પરાક્રમનો અજાયબી ભરેલો પરિચય કરાવ્યો હતો. એ પરાક્રમના પુરસ્કારમાં બાવીસ વર્ષની ઉમ્મરે તે વીરબાહુનો ઉપાધિ મેળવી શકયો હતો. એકત્રીસ વરસની ઉમ્મરે વીરબહાદુર મહારથી શત્રુગઢનો સેનાપતિ થયો હતો.

પહેલાં જે સેનાપતિ હતો, તેનું મૃત્યુ થવાથી મહારથી એની પદવીપર સ્થાપિત થયો. પૂર્વ સેનાપતિના અમલમાં જે સર્વ તાબેદાર લોકો નિમાયા હતા, તેમાંના એક પણ મનુષ્યને મહારથીએ દૂર કર્યો નહિ. તેમને સર્વને પોતપોતાના કામપર ચાલૂજ રાખ્યા.

તાબાના સઘળા લોકોના તરફ મહારથીનો સદ્‌વ્યવહાર હતો. તેઓ પણ સર્વ પ્રકારે તેના તાબેદાર થઇ પડ્યા હતા; આજ્ઞાવહ બની ગયા હતા. એમાંના કેટલાક ચાકરો એને ઘણાજ સ્નેહથી ચહાતા હતા, તે સર્વ ચહનારાઓમાં એક નાનો છોકરો પણ હતો. તે છોકરાનું નામ રાધામોહન હતું. રાધામોહનની ઉમ્મર તેવીસ વર્ષની હતી. અઢાર વર્ષની ઉમ્મરે રાધામોહન ભૂખનો માર્યો મરણ તોલ થઇને શત્રુગઢમાં ભિક્ષા માગવા આવ્યો હતો, તે સમયે તેણે શત્રુગઢમાં નોકરીએ રહેવાની પ્રાર્થના કરી હતી. ત્યારે બીજી કોઇ પણ નોકરીની જગા ખાલી નહોતી. એથી પહેલાંના સેનાપતિની મહેરબાનીથી અશ્વશાળામાં રાધામોહનને અશ્વપાળની તાબેદારીનું કામ મળ્યું હતું. રાધામોહનનો ચેહરો ઘણોજ સુંદર હતો, થોડા દિવસ રહેતાં ન રહેતાંમાં તો રાધામોહન પોતાના શીલ તથા ગુણોના પ્રભાવે સાહસનો પરિચય કરાવીને પોતાના માલિકનો પ્રિયપાત્ર થઇ પડ્યો હતો. અશ્વશાળાના નીચ કર્મથી છૂટો થઇને તે સેનાપતિના એક પ્રિય અનુચરની પદવી મેળવી શકયો હતો. સર્વ અનુચરોના ઉપર રાધામોહનનુંજ આધિપત્ય ચાલતું હતું. સર્વ તેને ઘણીજ માનની નજરથી જોતા હતા. વીરબહાદુર મહારથી પણ રાધામોહનને તેવીજ રીતે ચાહતો હતો.

રાધામોહન તેના પ્રિય સહચર તુલ્ય થઇ પડયો હતો. રાધામોહનને તે અત્યંત વ્હાલો હતો. પૂર્વે સેનાપતિના અમલમાં રાધામોહનનું માન હતું, તેના કરતાં પણ વિશેષ માન તથા આદર તે નવીન સેનાપતિના અમલમાં મેળવી શકયો હતો. મહારથીની પાસે તેનો ઘણોજ સારો સત્કાર થતો હતો, ઘણીજ સારી ખાત્રી થતી હતી. રાધામોહનને પૂછયા વિના નવીન સેનાપતિ કોઇ પણ કાર્યજ કરતો નહોતો. શિકારે જતી વેળાયે, ફરવા જતી વેળાયે તથા નૌકામાં બેસી જળવિહાર કરવા જતી વેળાયે, તે રાધામોહનને પોતાની સાથેને સાથેજ લઇ જતો હતો. કોઇ યુદ્ધ વિગ્રહમાં યાત્રા કરતી વેળાયે પણ તેને રાધામોહન વિના ચાલી શકતું નહોતું. તમામ કામોમાં રાધામોહનની સલાહ લીધા વિના તે એક પગલું પણ ભરતો નહોતો. રાધામોહનની સલાહ લઇને વીરબહાદુરે અનેક મોટાં મોટાં કામોમાં ફતેહ મેળવી હતી. અશ્વારોહણમાં પણ રાધામોહન વિલક્ષણ હોશિયાર હતો. અશ્વારોહણમાં, વીરબહાદુર જ્યારે રાધામોહનને સાથે લઇ શહેરમાં ફરવા જતો, ત્યારે તેઓ બન્ને એક સરખો પોશાક પહેરતા તથા પોતાના અશ્વોને પણ એકજ જાતના પોશાકથી સુસજ્જિત કરતા હતા. કયાં જવું, શું કરવું, એ બધી બાબતોમાં રાધામોહનજ સલાહ આપતો અને એ સલાહ મૂજબજ સેનાપતિ ચાલતો હતો. સેનાપતિને તેની સલાહ વિના જરા પણ ચાલી શકાતું નહોતું, અરે, એની સલાહ મળવાથી તેને જરાય વિચાર કરવાનો પણ અવસર મળતો નહોતો. જો ખરૂં કહેવામાં આવે તો સેનાપતિ વીરબહાદુર રાધામોહનને પૂછયા વિના પાણી પણ પી શકતો નહોતો.

તેઓ બન્ને જણા એકી સાથે ઘોડા દોડાવીને બાજૂબાજૂમાં રાજમાર્ગપરથી ચાલ્યા જતા હતા, ત્યારે શહેરની બારીએબારીએ અને દ્વારેદ્વારે કૌતુહલી સ્ત્રી-પુરુષોની મોટી ભીડ જામી જતી હતી, તેઓ સર્વજનો તેમની બન્નેની પુષ્કળ પ્રશંસા કરતા હતા. બન્ને ઘોડા જાણે નજીક નજીકમાં રહીને તીર વેગે દોડયા જતા હતા, એક પગલું પણ આગળ પાછળ થતા નહોતા, તે દેખાવ પણ એક તમાશા જેવો થઇ પડતો હતો. પદવીમાં રાધામોહન નાનો હતો ખરો, પરંતુ આમોદ-પ્રમોદને સમયે, અથવા પોતાના કોઇ શૌકિન પ્રયોજનને સમયે સેનાપતિ બહાદુર રાધામોહનને અંતરંગ મિત્રના જેવો ધારી લેતો હતો, તેને પ્રસન્ન કરવાનો યથાસાધ્ય યત્ન પણ કરતો હતો.

વીરબહાદુર સદા સર્વદા પ્રફુલ્લિત રહેતો હતો. તેના મનમાં કિંવા મુખપર ક્ષણુ માત્ર પણ મલિન ભાવ જોવામાં આવતો નહોતો. હમેશાં રમત ગમત અને મોજશોખમાંજ તે પોતાનો વખત વીતાડતો હતો. હસતા મુખે સર્વની સાથે વાર્ત્તાલાપ કરવામાં તે મહા આનંદ માનતો હતો. સર્વની સાથે તે સર્વદા પ્રસન્નતા દર્શાવ્યા કરતો હતો. તેનું મન સર્વથા શુદ્ધ અને નિર્મળ રહેતું હતું. તે સર્વથા અન્ય પ્રકારની મૂર્ત્તિ ધારણુ કરી લેતો હતો. વીરપુરુષનાં કાર્યજ આવાં હોય છે. નવીન સેનાપતિપર સર્વજનો ઘણોજ સ્નેહ રાખતાં હતાં, તેના તરફ પુષ્કળ પ્રિયભાવ દર્શાવતાં હતાં.

આ પ્રમાણે લગભગ એક વરસ વીતી ગયું; એવામાં એકાએક સેનાપતિનો મિજાજ ફરી ગયો ! મહારથી જાણે બિલ્કુલ બદલાઇ ગયો ! પ્રથમના મહારથીમાં અને અત્યારના મહારથીમાં ઘણોજ તફાવત પડી ગયો. તેનું હાસ્ય ભરેલું મુખ, એકાએક કાંતિ શૂન્ય ફીકું પડી ગયું. તેના મુખનું હાસ્ય કોણુ જાણે ક્યાં ઉડી ગયું. તે કોઇની સાથે સારી રીતે વાતચીત કરવાનું પણુ ભૂલી ગયો, કોઇ તેની સાથે વાતચીત કરવા આવે તો તેનો તે અત્યંત તિરસ્કાર કરવા લાગ્યો. તે રાત્રિ દિવસ એકાંતમાંજ રહેવાનું પસંદ કરવા લાગ્યો અને ઘરમાંથી બહાર નીકળવાનું પણુ તેણે માંડી વાળ્યું.

કોઇ કોઇ દિવસે તે પ્રભાતમાંજ ઘરમાંથી બહાર નીકળી પડતો, તે છેક રાત્રિના બાર વાગ્યે પાછો ઘેર આવતો. તે ખાવાપીવાનું પણુ ભાન ભૂલી ગયો હતો. મહારથીની ઉમ્મર ત્રીસ વર્ષની હતી, અને રાધામોહનની ઉમ્મર આશરે વીસ બાવીસ વર્ષની હતી. એક માસ, બે માસ, ચાર માસ, અને છ માસ સૂધી તેની સ્થિતિ એવી ને એવીજ ભયંકર રહી, છતાં પણુ તેમાં કાંઇ સુધારો થયો નહિ; ઉલટી દિવસે દિવસે તેના તે રોગની વૃદ્ધિજ થવા માંડી. તે ભયંકર ચીડીયા સ્વભાવનો બની ગયો. વાતવાતમાં ક્રોધ દેખાડવા માંડયો. આખો દિવસ અને આખી રાત તે કોઇ એક ગહન ચિંતામાંજ ગુંથાઇ રહેવા માંડયો. બીજા નોકર ચાકરોની વાત તો દૂર રહી, પણુ પોતાના પરમ પ્રિય મિત્ર રાધામોહનને પણુ તે છેક વિસરી ગયો. કોઇ વાર જો રાધામોહન તેની પાસે જાય તો તેને પણુ તે ધમકાવીને પોતાની પાસેથી દૂર ન્હસાડવા લાગ્યો.

ત્યાર પછી બીજા પણુ બે માસ વીતી ગયા; પરંતુ સેનાપતિની

પ્રકૃતિનું પરિવર્તન થયું નહિ. ધીમે ધીમે તેનો તે રોગ એટલો બધો વધી પડયો કે, તેણે ખાવાપીવાનું પણ બિલકુલ બંધ કરી દીધું. જીભ પર પણ તાળું વાસી દીધું. કોઇની સાથે એક શબ્દ પણ બોલવાનું બંધ કર્યું. "કોઇ પણ વ્યક્તિએ મારી પાસે ન આવવું." એવી સખ્ત આજ્ઞા પણ તેણે ફરમાવી દીધી.

આવો હુકમ ફરમાવીને દીવાના જેવો સેનાપતિ વીરબહાદુર મહારથી પોતાના ઓરડામાં એકલોને એકલોજ એક કારાગૃહના બંદીવાનની પેઠે બેસી રહેવા લાગ્યો.

બીજો પણ એક માસ વીતી ગયો; છતાં તેની શુદ્ધિ પાછી ફરી નહિ. રાધામોહન પોતાનાં મનમાં ને મનમાં ઘણુંજ અભિમાન ધરાવતો હતો. રાધામોહને નોકરી કરી હતી ખરી; સર્વથી પ્રથમ અશ્વશાળાની સાધારણ નોકરી કરી હતી ખરી; પરંતુ તેમ છતાં પણ તે ઘણોજ અભિમાની હતો. તેણે પુરાતન તથા નવીન અમલમાં નાની મોટી નોકરી કરી હતી અને હજી પણ એક સારી પદવીપર તે નોકરીજ કરતો હતો, છતાં તેણે અત્યાર સુધી પોતાના સોબતી અનુચરોને અથવા બીજા કોઇ પણ માણસને પોતાના સંબંધમાં લેશ માત્ર પણ પરિચય આપ્યો નહોતો. તે પોતે કોણ છે. તેનાં માતા પિતા કોણ છે, તે કયાંનો નિવાસી છે તથા તેના સંબંધમાં શો શો ગુપ્ત વૃત્તાંત છે, એ વિષયમાં તેણે કોઇને કદાપિ ભૂલ્યે ચૂકયે પણ એક અક્ષર પણ જણાવ્યો નહોતો. રાધામોહન કોણ છે ! કયા દેશમાં તેનો નિવાસ છે ? કયા વંશમાં તેણે જન્મ ધારણ કર્યો છે, એ વાતને કેવળ રાધામોહનનું હૃદયજ જાણતું હતું. રાધામોહન ઘણો અભિમાની પુરુષ હતો. એટલો બધો અભિમાની હોવા ઉપરાંત તેના પર તેના માલિકની પણ તેટલીજ મહેરબાની હતી, એટલે તેના તે અભિમાનની કાંઇ સીમાજ રહી નહોતી; તેનું તે અભિમાન પહેલાંના કરતાં અત્યારે સેંકડો ગણું વધી પડયું હતું. રાધામોહન કોઇ કોઇવાર કોણ જાણે શા કારણથી રડતો હતો, પરંતુ તે ખૂબ એકાંતમાં જઇનેજ રડતો હતો, પોતાના સિવાય બીજા કોઇને પણ તે તેના રડવાની ખબર પડવા દેતો નહિ. પરંતુ રાધામોહન પોતાના તે અભિમાનને ઝાઝા દિવસ છુપાવી શકયો નહિ. એક દિવસ તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે, ગમે તે રીતે હું એકવાર સેનાપતિની સાથે મુલાકાત કરીને મારા મનની એકાદ બે વાતો તેમને અવશ્ય વિદિત

કરીશ. હું નથી સમજી શકતો કે, હવે મારા ભાગ્યમાં કોણ જાણે શું લખાયું છે, પરંતુ તેમ છતાં પણ મારાથી મારા મનની વાત તેમને જણાવ્યા વિના રહી શકાશે નહિ. જેમણે મારાપર કૃપા કરીને અને એક સાધારણમાં સાધારણ અનુચરમાંથી પોતાના પરમપ્રિય સહચરનું સ્થાન આપ્યું છે, તેમની આવી આપત્તિમાં સહાયતા કરવી એ મારે પરમ ધર્મ છે."

આ પ્રમાણે વિચાર કરી આંખમાંથી આંસુની ધારાઓ વરસાવતો તે પોતાના પ્રિય સહચર સેનાપતિના ઓરડામાં દાખલ થયો. એ સમયે તેણે તે ઓરડામાં જઇને જોયું કે, સેનાપતિ ધ્યાનમગ્નાવસ્થામાં બેસીને કોઇ ઊંડી ચિંતામાં ડૂબી રહ્યો હતો. એ જોઇને રાધામોહનનું હૃદય અધિક ભગ્ન થઇ ગયું, તે રડતો રડતો માલિકના પગ પાસે બેસીને કરુણસ્વરે કહેવા લાગ્યો:—" ધર્માવતાર ! મેં શું અપરાધ કર્યો છે ? મેં આપની તનમનથી સેવા કરવામાં શી ન્યૂનતા રાખી છે ? આપ આવી રીતે મારાપર નિર્દય કેમ બની ગયા છો ? આજકાલ આપનું મન આટલું બધું ઉદાસ શાથી રહે છે ! કયાં ગયો, કયાં ગયો, આપનો તે અપૂર્વ આનંદી સ્વભાવ કયાં ગયો ! આપના સ્વભાવનું આવું પરિવર્તન કેમ થઇ ગયું ? હું ગરીબ છું, આપ મારા હૃદયના ચીરા કરશો નહિ. પ્રથમથી આપે મને ઘણીજ સારી રીતે ચાહીને, મારાપર ઘણોજ સ્નેહ દર્શાવીને, અત્યારે આમ છેક માયા કેમ ઉતારી દીધી ? પ્રભુ ! આપ મારાપર ક્રોધિત થશો નહિ. કદાચ મારાથી ભૂલ્યે ચૂક્યે કાંઇ અપરાધ થઇ ગયો હોય, તો તેને લક્ષમાં લાવશો નહિ. મારા જીવનનો ઉત્કર્ષ કરનાર, મને રંકમાંથી અમીરની પદવીપર સ્થાપન કરનાર આપજ છો, માટે પ્રભુ ! હવે આપ મને તરછોડશો નહિ. જો આપને મારો અભાવ આવ્યો હોય, તો આપ આવી રીતે બોલવાનું બંધ ન કરતાં મને રજાજ આપી દો એટલે હું ઇચ્છામાં આવશે ત્યાં ચાલ્યો જઇશ. મારી ઇચ્છા મારે માટે આપને દુઃખી કરવાની નથી. આપના હૃદયપર આઘાત કરવાને હું બિલકુલ રાજી નથી."

રાધામોહનની આ સર્વ કોમળ કથાઓ સેનાપતિના હૃદયને ભેદીને છેક મર્મસ્થળ સુધી પહોંચી ગઇ. એકાએક તે એક પ્રકારના નવીન જગતમાં આવી પહોંચ્યો. તેણે તરતજ રાધામોહનનો હાથ ઝાલી અત્યંત સ્નેહપૂર્વક સંબોધનથી કહ્યું કે:—" રાધામોહન ! બેસ,

બેસ રડ નહિ. મને ક્ષમા કર. તારો ત્યાગ કરવામાં મેં સારૂં કામ કર્યું નથી. ખરેખર તું મારો અપરાધી નથી, પરંતુ હું પોતેજ તારો અપરાધી થયો છું. હું તને હવે ત્યાગીશ નહિ. ભાઇ! મને તું ક્ષમા કર."

સેનાપતિનાં આવાં મૃદુતા ભરેલાં વચનો સાંભળીને રાધામોહન છેક તેની નજીકમાં જઈ બેઠો. સેનાપતિ ચંચળતાની સાથે ઊઠી, ઘરનો દરવાજો બંધ કરી, પાછો રાધામોહનની પાસે આવી બેઠો. ત્યારપછી તે તેના બન્ને હાથ ઝાલી, આંખમાં આંસૂ લાવી, ચૂપચાપ તેના કાનમાંજ કહેવા લાગ્યો કેઃ–"રાધામોહન! મેં સારૂં કામ કર્યું નથી. એકાએક હું મહા સંકટમાં આવી પડ્યો હતો. શા ઉપાયે મારો એ સંકટમાંથી છૂટકો થશે, તેના અનેકાનેક વિચારો કરવા છતાં પણ મારાથી કશો પણ દૃઢ નિશ્ચય થઇ શક્યો નથી. મારી મતિ ભ્રમિષ્ટ થઇ ગઇ છે, બુદ્ધિ બગડી ગઇ છે. એટલા માટેજ હું–" આમ કહીને સેનાપતિ ચૂપ થઇ ગયો, તેનો શ્વાસ બિલ્કુલ બંધ પડી ગયો.

ત્યાર પછી પહેલાંના કરતાં પણ ધીમો અવાજ કરી, રાધામોહનનો હાથ ઝાલી ફરીવાર તેણે કહ્યું કેઃ–"રાધામોહન! તારી પાસે હું મારી એક પણ વાતને છૂપાવવા માગતો નથી."

રાધામોહને આંખો ફાડીને પોતાના અનુતાપી સ્વામીના મુખ ભણી જોયું. એ જોઇને તરતજ તેના સ્વામીએ તેને સંબોધીને કહ્યું કેઃ–"હા, રાધામોહન! ખરેખર એમજ છે, તારી પાસે મારી એક પણ વાત છૂપી રહી નથી અને હું છૂપી રાખવા માગતો પણ નથી. તું મારો દિલોજાન દોસ્ત છે, મેં મારી ગુપ્તમાં ગુપ્ત વાત પણ તને જણાવી દીધી છે. તારાપર મને સોળેસોળ આના વિશ્વાસ છે. તું મારા જિગરના આરામનું સ્થાન છે, એથી હું આજે તને મારા અંતરમાં જે એક ગુપ્તમાં ગુપ્ત વાત છૂપાઇ રહી છે, તે કહી સંભળાવવા માગું છું. એકાએક મારા મનની અવસ્થા શા કારણથી બગડી ગઇ હતી, મારા હૃદયની સ્થિતિનું પરિવર્તન શાથી થઇ ગયું હતું, એ સંબંધી સર્વ વૃત્તાંત સાંભળીને તું આશ્ચર્યચકિત થયા વિના રહીશ નહિ. તારી પાસે મેં કશું પણ ગુપ્ત રાખ્યું નથી અને રાખીશ નહિ. મારે માથે શા શા સંસ્કારો થયા હતા, એ તું જાણે છે કે? એક દિવસ ઘોડાપર બેસી હું એકલો બહાર ફરવા માટે નીકળી પડ્યો હતો, તે દિવસે તું સુરંગપૂર ગયો હતો, એ સમયે એકાએક મારૂં

મન ખરાબ થઇ ગયું હતું. હું એકલો ને એકલોજ ફરતો ફરતો ઘણે દૂર નીકળી પડયો હતો, ઘણી ઘણી જગાએ ફરીને પાછા આવ્યા પછી મેં જોયું કે, જાણે હું મારી નજર આગળ એક ચમત્કારિક દૃશ્ય જોઇ રહ્યો છું. એક ઘણીજ ખૂબસૂરત સુન્દરી કામિની નવીન ઘાસપર બેસી નીચું માથું કરી કાંઇક ઊંડા વિચારમાં ગુંથાઇ રહી હોય, એવો મને તે સમયે ભાસ થવા લાગ્યો. એ લલિતાંગી લલનાનું રૂપ અપરૂપ હતું, એની સુંદરતાની કાંઇ સીમાજ નહોતી. એ મનોહારિણી માનિનીના જેવું મેં બીજી કોઇ પણ અંગનાના અંગમાં રૂપ જ જોયું નથી, ભાઇ! વિશેષ શું કહું, કોઇ કુશળ કવિની લેખિનીથી એ કામિનીના સૌંદર્યનું વર્ણનજ થઇ શકે તેમ નથી, કોઇ મહાબુદ્ધિમાન ચિત્રકાર પણ પોતાની ચિત્રકળાદ્વારા એ લલનાના રૂપનો આભાસ માત્ર પણ કરાવી શકે તેમ નથી. ખરેખર એ સર્વાન્ગ સુંદરીના સૌન્દર્યની સાથે એક કવિના આ શબ્દોની તુલના કરવામાં આવે તો તેમાં પણ કશોય પ્રત્યવાય નથી.

" નિરખી રવિને કિર્ણો સાથે પ્રકાશિત આવતો,
શશી તણી બને કાન્તિ આછી, પ્રકાશ રહે જતો;
નિરખી સરતી મધ્યાવસ્થા ભરી સ્મર રંગથી,
દૂર વર્શો રહી લજ્જા મુગ્ધાતણા ત્યમ અંગથી.
વન ઉપવને નિરાકારે વસંત પધારીને,
ફૂલ તરૂ લતા ખિલાવે છે વિશેષ પ્રવેશીને;
મૃદુલ તનમાં વ્યાપી પૂરો અધિક અરૂપમાં,
પ્રફુલ્લિત કરે સર્વે અંગો અનંગ વિકારમાં.
ઘન મહિં રહેતા વર્ષાના શશી સમ દીપતું,
ચરમ અતિશે સ્પર્શે કામી વિનોદથી પામતું;
વસી વસનમાં શાન્તિ લેતું હસી સ્થિર જે થતું,
શરદઋતુના ઇન્દુ જેવું ખિલે મુખ શોભતું.
ભૂમિ ભણિ વળી દૃષ્ટિ બાણે ભૂમિ ભલી ભેદતાં,
સ્થિર ન ઠરતા શર્મે, શાન્તિ સુધા નવ પામતાં;
પતિ પ્રતિ અતિ સ્પર્શે હર્ષે રતિ ન ખિલાવતાં,
અતિશય હવે કામે નેત્રો હિસે બહુ ખિલતાં.
કમળ કુસુમો કિંચિત્ લાલી થકી મનને હરે,
નયન રસિલાં કિંચિત્ ત્રીડાથી તેમ દીપે સ્મરે;

કંઇક શરમે પક્ષમાગ્રેથી સ્વઅંતર આપતી,
નજર ફરતી પ્રેમી ચિત્રે જઇ ઠરી બેસતી.
ચરણુ ચતુરા ચાલાકીમાં ચલાવતી ચાલતી,
કરતી નખરાં કોટિ કોડે ખિલાવતી તે રતિ;
સમય સમયે વર્ણાંગીમાં પડે ગતિ મંદમાં,
ચપળ રીતથી દર્શાવે છે સુયૌવન ચાલમાં,
નિશાકર થકી વિકાસે છે કુમુદ સરોવરે,
સ્તન ખિલી રહે છે કંદર્પેજ તેમ તનુપરે;
તરુણુ પ્રમદા ! મધ્યાકામા પયોધરધારિણી !
વય ખીલી રહી નેત્રો ભેદે વશી દૂર કામિની. ”

રાધામોહન ! હું તને એ અંગનાના રૂપનું વર્ણુન પણુ શી રીતે કરી બતાવું ? હું મારા આ જીવનમાં અનેક સુંદરીઓના સહવાસમાં આવ્યો છું, મેં અનેક લાવણ્યમયી લલનાઓના લાવણ્યમૃતનું પાન કર્યું છે, પરંતુ એવી અનુપમ અંગના તો અદ્યાપિ મારા જોવામાં આવીજ નથી. મને એ સમયે એમજ થઇ આવ્યું હતું કે, માનવી–આ અવનીની માનવી એવી અપાર સૌંદર્યશાલિની કદાપિ હોઇ શકેજ નહિ. મેં ધાર્યું હતું કે, કદાચ એ કામિની કોઇ માયા હશે; એ સમયે નજીકમાં કોઇ મનુષ્યને વસવા યોગ્ય નિવાસસ્થાન નહોતું, એથી મારા મનમાં એવી કલ્પના ઉપજી આવી હતી કે, કદાચિત્ કોઇ દેવકન્યા માયા કરીને આકાશમાંથી અવનીપર ઉતરી આવી હશે. મેં ઘોડાપર બેઠાં બેઠાં તેનાથી સહજ દૂર રહીને તે મૂર્ત્તિનું તાકી તાકીને નિરીક્ષણુ કરવા માંડયું. મેં એ સમયે મારાં નયનોને તેના શરીર તરફથી પાછાં ફેરવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ હું તેમ કરી શકયો નહિ, લાવણ્યરસનાં તરસ્યાં લોચનો લાવણ્યનું પાન કરતાં ધરાયાંજ નહિ, પાછાં ફરવાને પ્રસ્તુત થયાં નહિ. ઘણીવાર સુધી એવી રીતે નિરીક્ષણુ કરવાથી મારૂં મન પણુ સ્થિર રહી શકયું નહિ. હું તરતજ અશ્વપરથી નીચે ઉતરી પડયો.

ત્યારપછી ધીમે ધીમે બહુજ ધીમા પગલે, જરા પણુ અવાજ થવા દીધા વિના હું તે કોમળાંગી કામિનીની નજીકમાં જઇને ચૂપચાપ ઉભો રહ્યો; પરંતુ કશું પણુ જાણી શકયો નહિ, કશું પણુ સમજી શકયો નહિ. કામિની પ્રાયઃ પૂર્ણુ કળાવાળી યુવતી હતી, અનુમાનપરથી તેનું વય પંદરેક વર્ષનું હોય, એમ જણાઇ આવતું હતું. કામિની

કેવળ ભૂમિભણીજ જોઇ રહી હતી, બીજી કોઈ પણ દિશામાં તેનું ધ્યાનજ નહોતું. પોશાકમાં તેણે મલિન વસ્ત્રો પહેર્યાં હતાં; તેનું મુખ પણ અત્યંત મ્લાન અને નિસ્તેજ જણાતું હતું. અંગપર અલંકારનું નામ નિશાન પણ નહોતું; આમ હોવા છતાં પણ એના અંગનું અનુપમ રૂપ ઉછાળા મારીને બહાર નીકળી પડતું હતું, માધુર્ય છલકાઇ જતું હતું. એનો કૃષ્ણવર્ણ સુંદર કેશકલાપ, મનોહર ગુલાબી લાલી વાળા કોમળ ગાલ, અનુપમ સુંદરતામય પીન પયોધર આદિ સર્વ જોતાં મન્મથવિદારક મહાદેવના મનમાં પણ સ્મરના તરંગો ઉછળી આવે તેમ હતા.

ઘણીવાર સુધી હું એ કામિનીના ભણી જોતો ઉભો રહ્યો, છેવટે તે મનોહરા માનિનીએ મારી સ્હામું જોયું, એથી હું તેની છેક સમીપમાં ગયો અને તેના શરીરને અઢેલીને તેના મુખ ભણી જોતો જ બેસી ગયો. થોડીવાર પછી એ કામિનીએ એકવાર, પોતાના મલિન મુખને ઊંચું કરી ધીમે ધીમે પોતાના પદ્મ સમાન ચક્ષુઓને વિસ્ફારિત કરી, મારા મુખ ભણી જોયું. જોતાંની સાથેજ, તે કામિની કંપી ઉઠી. એ જોઇને મેં તેને અભય આપી આશ્વાસિત કરી. અહા ! કેવાં ચમત્કારિક ચક્ષુઓ હતાં એ ચપળાનાં, રાધામોહન ! એ ચક્ષુઓની ઉપમાજ આપી શકાય તેમ નથી. સ્ત્રી જાતિના ઉપર મને બિલકુલ અનુરાગજ ઉપજતો નથી, એ વાતને તું સારી રીતે જાણે છે, હું સ્ત્રી જાતિને કેવળ મુખથીજ ચાહું છું, પરંતુ એ અલૌકિકરૂપ સંપન્ના રમણીને જોઇને મારૂં ચિત્ત ચંચળ થઈ ઊઠયું. પ્રેમના ઉપદેશથી અકસ્માત્ એ સુંદરીને મેં જડ, બુદ્ધિહીન, મૂર્ખની પેઠે કેટલીક અનુરાગની વાતો કરી, છેવટે મારી ઘણી ઘણી ઉપાસનાથી, આંસૂભરી આંખોથી, કંપતા કલેવરથી તથા કંપતા સ્વરથી તે ધીમે ધીમે બોલી કેઃ—" આપ મોટા માણુસ છો, હું એક સામાન્ય ખેડુતની કન્યા છું, મારા પિતા અંધ છે. મારી સ્થિતિ છેક નબળી છે." આમ કહીને તે ચંચળતાથી ઊઠી ઉભી થઇ.

અહા ! કેવો સુમધુર સ્વર, રાધામોહન ! એ સ્વર સાંભળીને, મને જણાઇ આવ્યું કે, એ માનવી નથી.

આ વાત તરફ રાધામોહને કાંઇ વિશેષ લક્ષ આપ્યું નહિ. અકસ્માત્ કોઇ એક કુતુહલને આધીન થઇ વિસ્મય-વ્યંજક ચંચળ સ્વરે તે બોલી ઊઠયોઃ—" શું એનો બાપ અંધ હતો ?"

"હા, એ તો હું તને પ્રથમજ કહી ચૂક્યો છું. સાંભળ, ત્યાર પછી શું થયું, તે ધ્યાન દઇને સાંભળ, તે કામિની ઊઠીને ઊભી થઇ. તેણે મને કહ્યું કે, અહીં નજીકમાંજ મારી ઝૂંપડી છે અને એ ઝૂંપડીમાંજ મારા અંધ પિતા રહે છે. કેવળ મારા પિતા એકલાજ એ ઝૂંપડીમાં રહે છે." ઉભાં ઉભાં આવી વાત કહીને તે સુંદરીએ પશ્ચિમ દિશા ભણી પોતાનું મુખ ફેરવી લીધું ત્યાર પછી ધીમે ધીમે તે આગળ ચાલવા લાગી. હું એ સ્થળેજ ઉભો રહ્યો. મારાથી કંઇ પણ વાતજ કહી શકાઇ નહિ. હું ત્યાં ઉભો છું કે, ચાલ્યો ગયો છું, એ જોવા માટે, તે સુંદરી જરા આગળ જઇને પાછી વળી. પાછી ફરી તેણે મારા તરફ એક તીવ્ર કટાક્ષ કર્યો ! ઓહ ! એ કટાક્ષ હજી પણ મારા જિગરની અંદર સળગી રહ્યો છે.

વિસ્મિત વદને કૌતુકસહિત રાધામોહને પૂછ્યું:–"ત્યાર પછી શું થયું વારૂ ?"

આ સાંભળીને સેનાપતિએ ઉત્તર આપ્યો કે:–"ત્યાર પછી હું ત્યાંથી પાછો ચાલ્યો આવ્યો, પરંતુ પાછા ફરતી વેળાયે પણ એ વિધુમુખી વનિતાનાં દર્શનની અભિલાષા મારા અંતરમાંથી દૂર થઇ નહિ. હું જ્યાં સૂધી એ કામિની અદૃશ્ય થઇ, ત્યાં સુધી તેના તરફ જોતો રહ્યો. જ્યારે તે છેક અદૃશ્ય થઇ ગઇ, દેખાતી બંધ થઇ ગઇ, ત્યારે સળગતા હૃદયે, દાઝેલા દિલે હું શત્રુગઢ ભણી પાછો ફર્યો. પરંતુ પાછા ફરતી વેળાયે મને મારા શરીરની શુદ્ધિ પણ ન રહી, છેવટે અશ્વપર બેસી રસ્તો ભૂલી, અનેક રસ્તાઓ રખડી રખડીને છેક સાંઝે દુર્ગમાં હું પાછો આવી પહોંચ્યો. રાત્રે મને બિલકુલ ઊંઘ પણ આવી નહિ. મારી આંખો આગળ કેવળ એ રૂપની પ્રતિમાજ દેખાવા લાગી, મારા કાને કેવળ તેના તે અમૃત ભરેલા સ્વરનો પ્રતિધ્વનિજ સંભળાવા લાગ્યો. મન શાથી એવું નિર્બળ થઇ ગયું, હૃદય શા કારણથી એવું નિર્બળ બની ગયું, આંખો કેમ એનેજ ચારે તરફ જોવા લાગી, એ સંબંધી અનેક ચિંતાઓ કરવામાંજ મારી તે રાત્રિનું અવસાન થયું. ત્યાર પછી મેં મારા મનને ઘણીજ ધીરજ આપી, પરંતુ તેમ છતાં પણ હું તેને ભૂલી શક્યો નહિ. રાધામોહન ! તને હું મારા હૃદયની વાત શું કહું ! સદા સર્વદા હવે એ મનોમોહિની મૂર્તિજ મારા હૃદયમાં વિરાજમાન રહ્યા કરે છે. મેં મારા મનમાં અનેકવાર નિશ્ચય કર્યો કે, હું હવે એ તરફ જઇશ નહિ.

ઝાઝા દિવસ વીતવાથી તથા એ વાત પુરાતન થવાથી હું તેને ભૂલી જઇશ, એવો વિચાર કરીને હું એક પખવાડિયાં સુધી એ તરફ ગયો નહિ. પરંતુ મારૂં મન અત્યંત અસ્થિર રહેવા લાગ્યું. હું તે કોમળાંગી કામિનીને ભૂલી શકયો નહિ. તેની સાથે પુનઃ એકવાર સાક્ષાત્કાર કરવાની મારી ઇચ્છા અત્યંત બળવતી થઇ પડી. પહેલે દિવસે જે વખતે હું દુર્ગમાંથી બહાર નીકળી પડયો હતો, તેવીજ રીતે તેજ વખતે ત્યાર પછી પંદરમે દિવસે કોઇને પણ કંઇ કહ્યા કારવ્યા વિના, અને તને પણ જણાવ્યા વિના હું દુર્ગમાંથી બહાર નીકળી પડયો. એ સમયે મેં મારી સાથે કોઇ પણ મનુષ્યને લીધું નહિ, હું એકલોજ અશ્વપર બેસી એ કામિનીની કુટીર ભણી જવા માટે દુર્ગમાંથી બહાર નીકળી પડયો. એ વખતે મારા મનમાં શંકા હતી કે, એ સુંદરીની સાથે મુલાકાત થઇ શકશે કે નહિ; પરંતુ મારી એ શંકાનું નિવારણ થયું અને હું એ લલનાને એજ સ્થળે એવીજ સ્થિતિમાં બેઠેલી જોઇ શકયો. તે દિવસે તે સુંદરી મને જોઇને પહેલાંની પેઠે ભય પામી નહિ, પરંતુ ઊલટી તે હસતા મુખે એક પ્રકારનું મધુર હાસ્ય કરી મારા મુખ ભણી જોઇ રહી. એથી મારા હૃદયમાં હિમ્મત આવી. એક પખવાડિયાં થયાં મારી સાથે તેનો મેળાપ થયો નહોતો, તેથી તે અત્યારે મને મળવા માટે અત્યંત આતુર બની ગઇ હતી. આ પહેલાં પણ તેના મનમાં મને મળવાની પ્રબળ લાલસા ઉત્પન્ન થઇ હોય, એવો ભાવ તેના વદન-મંડળપરથી સ્પષ્ટ જણાઇ આવતો હતો. સાંઝ થતાં સુધી અમો બન્નેએ અનેક પ્રકારની રસિક વાર્તાઓ કરી અપૂર્વ આનંદનો અનુભવ કર્યો. હું એના હાવભાવપરથી ઘણી સારી રીતે સમજી શકયો કે, એ કામિની પણ મારા પ્રતિ અત્યંત અનુરાગ દર્શાવે છે. મને અત્યંત ચાહે છે અને મને પોતાનો પ્રિયતમ કરવાની અભિલાષા દર્શાવે છે.

વળી પાછું મારૂં મન બદલાઇ ગયું. મારો દૃઢ સંકલ્પ શિથિલ થઇ ગયો. હું વળી પાછો મોહમંત્રમાં બંધાઇ ગયો. તે દિવસે વધારે વાર રોટાઇ શકયો નહિ. તે દિવસે મેં ત્યાર પછી એક ક્ષણનો પણ વિલંબ કર્યો નહિ. તે માનિનીના કર સાથે કર સ્પર્શ કરી ફરીવાર તેને આવી મળીશ, એવું વચન આપી હું એ સુંદરીની પાસેથી એકદમ વિદાય થયો. તે દિવસથી હું રોજ રોજ તેની પાસે જવા લાગ્યો, રોજ રોજ તેની મુલાકાત લેવા લાગ્યો. ધીમે ધીમે અમારી

બન્નેની વચ્ચે ગાઢ સ્નેહ બંધાઇ ગયો.

એ સુંદરીની સાથે લગ્ન કરવાની મને પ્રબળ ઇચ્છા થઇ આવી, પરંતુ એ ઇચ્છા શી રીતે સિદ્ધ થઇ શકે ? હું એક ઊંચી પદવીનો પુરુષ હતો અને તે એક સામાન્ય ખેડુતની કન્યા હતી, એથી અમારાં બન્નેનાં લગ્ન પણ શી રીતે થઈ શકે ? એની સાથે લગ્ન કરવાથી લોકનિંદાની કશી સીમા રહેશે નહિ. મારાથી કોઇને મારૂં મુખ પણ બતાવી શકાશે નહિ. સમાજ મારી ઘૃણા કરશે, મારે સમાજમાંથી સખ્ત અપમાનિત થવું પડશે, એવી એવી સર્વ બાધાઓ મારી સિદ્ધિની ભયાનક શત્રુઓ થઇ પડી. હું વારંવાર વિચારવા લાગ્યો કે, મને સમાજની કશી પરવા નથી, સમાજને હું ઇચ્છતો નથી, લોકનિંદાની હું લેશ માત્ર પણ દરકાર રાખતો નથી, સમાજના બંધનમાં બંધાઇ રહેવાની મારી બિલ્કુલ ઇચ્છા નથી. ભાઇબંધ દોસ્તો મને પ્રિય નથી, આત્મીય કુટુંબ કે સંબંધીઓ આદિ કોઇને પણ હું ચહાતો નથી. સમાજનો ગુલામ થવા હું માગતો નથી. પૃથ્વીની કોઇ પણ વસ્તુ અથવા કોઇ પણ પ્રાણીની મને સ્પૃહા નથી, સુખ સંપદ, ઐશ્વર્ય, ગૌરવ, સેનાપતિપદ, આદિ કાંઇ પણ હું ઇચ્છતો નથી, ચાહું છું, ઇચ્છું છું, કેવળ તે કૃષિકાર કન્યાને, સમજ્યો રાધામોહન ! અત્યાર સૂધી હું તને એ સુંદરીનું નામ કહેતાં ભૂલી ગયો હતો. એ મૃત્યુભૂમિને મોહિત કરનારી માનિનીનું નામ મેના છે. બસ, હું એ મેનાનેજ ચાહું છું. મેનાજ મારા હૃદય રાજ્યની રાણી છે, મારા હૃદયનો આરામ છે, જીવનનો સાર છે, નયનનું તેજ છે, સમજ્યો રાધામોહન ! મને એ સમયે વારંવાર એવાજ વિચારો આવવા લાગ્યા. હું એ કામિનીના રૂપસાગરમાં આકંઠ ડૂબી ગયો. મારૂં મન એ લલનાના લાવણ્યમાં પૂરૂં ડૂબી ગયું. મારૂં જિગર એનું ગુલામ બની ગયું. મારાં ચક્ષુઓ કેવળ એ ચપળાના નિરીક્ષણ માટેજ આતુર બની ગયાં.

એક સામાન્ય સ્ત્રીને માટે, માન, સંભ્રમ, વંશમર્યાદા, બંધુ બાંધવ અને પિતાની સર્વ સંપત્તિને જલાંજલિ આપીશ, જાતિમાંથી બહિષ્કૃત થઇશ, એ બધા વિચારો શા માટે મારા અંતરમાં ઉદ્ભવ્યા હતા, એ તું જાણે છે કે ? કેવળ એ કુરંગનયની, વિધુમુખી વનિતાને માટે જ.

મેનાની સાથે હમેશા મારી મુલાકાત થતી, હું તેને લગ્નની વાતો કહેતો, મેના પણ તેમ કરવાને રાજી થતી, આ પ્રમાણે ઘણા

સમય સુધી ચાલ્યા પછી, છેવટે એક દિવસે હું મારા મનના આવેગને દબાવી શક્યો નહિ. ગુપ્ત રીતે એકાંતમાં ચંદ્ર સૂર્યને સાક્ષી રાખી વનફૂલની માળા કરી, મેં એક રીતે મેનાની સાથે ગંધર્વ લગ્ન કર્યાં. જ્યારે વખત આવશે, ત્યારે ખુલ્લી રીતે પત્નીરૂપે હું તેને ગ્રહણ કરીશ એવું મેં તેની પાસે કબૂલ કર્યું. મેના અત્યારે ગર્ભવતી છે. હવે આ સંકટમાં શો ઉપાય કરવો, એ વિષયમાં મારૂં મન ગુંથાઇ ગયું છે, પરંતુ મારાથી કશો પણ ઉપાય યોજી શકાતો નથી. મારૂં જ્ઞાન, બુદ્ધિ, આદિ સર્વ લુપ્ત થયું છે. ભાઇ ! તું તો બુદ્ધિમાન છે, એટલે સહજમાંજ સમજી શકે તેમ છે કે, આવી સ્થિતિમાં મારી તો શું પરંતુ મોટા મોટા માણસોની પણ મારા જેવીજ દશા થઇ પડે છે. કહે જોઇએ ભાઇ ! આ સંકટને ટાળવાનો તને શો ઉપાય જણાય છે વારૂ ?"

વીરબહાદુરે રાધામોહનના તરફ જોયું નહોતું. છેવટની વાતો સાંભળીને રાધા મોહનનું આખું શરીર કંપી ઊઠયું. એકાએક મુખનો ભાવ કોઇ એક વિચિત્ર પ્રકારનો થઇ ગયો. તેનું મુખ એકાએક નિસ્તેજ થઇ ગયું. ગુલાબી લાલીવાળા ગાલોપર એકાએક ફીક્કાશ આવી ગઇ. પરંતુ સેનાપતિ એ સર્વને જોઇ શક્યો નહિ. મહા મહેનતે પોતાના મનના આવેગને દબાવીને રાધામોહન સ્તંભિત સ્વરે બોલ્યો કે:—"આપની મહા વિચક્ષણ બુદ્ધિની પાસે, શું મારી અલ્પ બુદ્ધિની તુલના થઇ શકે તેમ છું ! શું હું આપને ઉપાય બતાવી શકું તેમ છું ? ના—કદાપિ નહિ, આપ પોતેજ એનો ઉપાય કરો ! જેથી કરીને બન્ને બાજૂની રક્ષા થાય, ગર્ભવતીના ગર્ભનું સંરક્ષણ થાય અને આપનો યશ અખંડિત રહે, એવો કોઇ સરળ ઉપાય આપ ખોળી કાઢો. મારાથી તો એ વિષયની કશી કલ્પના પણ કરી શકાય તેમ નથી. આપ જેમ બને તેમ જલ્દી એનો ઉપાય કરો. આવા કાર્યમાં વિલંબ કરવાનું પરિણામ સારૂં આવતું નથી."

આમ કહીને રાધામોહન દોડી ગયો. વીજળીની પેઠે ઉઠીને ચંચળ હસ્તે દરવાજો ખોલી હરણની માફક રાધામોહન દોડી ગયો. તેણે એકવાર પાછું વાળીને જોયું પણ નહિ, આથી સેનાપતિ અવાક્ થઇ બેસી રહ્યો.

સેનાપતિ અસ્થિર થયો. તેના મનમાં મેનાની વાત ઉગી આવી હતી, વારંવાર મેના તેની નજરે તર્યા કરતી હતી. મેનાને મળવા

માટે સેનાપતિ અત્યારે પાછો અસ્થિર થઇ ગયો. એકદમ અશ્વ તૈયાર કરવાની આજ્ઞા આપી વીરબહાદુર સત્વરંવેશે હાથમાં ચાબૂક ઝાલી ઉપરથી નીચે આવતો હતો, એવામાં સીડીની સમીપમાં એક રાજદૂતની સાથે તેનો સાક્ષાત્કાર થયો. એ દૂત એક જરૂરી હુકમનામું લઇને સુરંગપૂરના રાજદરબાર તરફથી અત્યારે સેનાપતિની પાસે આવ્યો હતો. વીરબહાદુરે ચંચળ હસ્તે દૂતના હસ્તમાંથી હુકમનામું લઇને ચંચળ નયને વાંચી જોયું કે, ફરીવાર નવાબના સૈન્ય સાથે યુદ્ધ ઉપસ્થિત થયું છે, અને તેનેજ એ યુદ્ધમાં સેનાપતિ થવું પડશે, એટલા માટે તેણે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના સત્વર સુરંગપૂર આવી હાજર થવું. આનું નામજ સંકટની પરિસીમા. એક તરફ મેનાને મળવા માટે મન ખેંચી રહ્યું હતું અને બીજી તરફ રાજદરબારનું તરત ને તરતજ રાજદરબારમાં આવી હાજર થવાનું હુકમનામું મળ્યું હતું. આથી સેનાપતિ મુંઝવણમાં આવી પડ્યો. પણ પછી મનને સ્થિર કરી, તરતજ એ હુકમનામાનો ઉત્તર લખી, હમણાંજ રવાના થાઉં છું, એવું કબૂલ કરી વીરબહાદુરે તત્ક્ષણાત્ એ દૂતને વિદાય કર્યો. દૂતને વિદાય કર્યા પછી પોતાની પ્રેમિકાને મળી, અત્યારે આવી પડેલા કાર્ય નિમિત્તે તેની પાસેથી રજા લેવા માટે તે તરતજ ત્યાંથી ચાલી નીકળ્યો.

હમેશના સંમિલનસ્થાનમાંજ તેને પોતાની પ્રેમિકા મેનાનો મેળાપ થયો. મેનાના મનમાં એથી ઘણોજ આનંદ ઉભરાઇ આવ્યો. મેના તેને પોતાના હૃદયથી પણ વિશેષ ચહાતી હતી, તેમના બન્નેના પ્રેમની કાંઇ સીમાજ નહોતી. વીરબહાદુરે અત્યારસૂધી મેનાની પાસે પોતાનો શત્રુગઢના સેનાપતિ તરીકેનો પરિચય આપ્યો નહોતો. એવી વાત જાણવાથી કદાચ એ અબળાના મનમાં કાંઇક ભય ઉત્પન્ન થશે, આશાનું ફળ કદાચ વિપરીત આવશે, એમ ધારીને કુશળતાવાળા વીરબહાદુરે મેનાની પાસે પોતાનો એક પરદેશી તરીકે પરિચય આપ્યો હતો; ખોટા નામનો પરિચય આપીને તેણે તે અબળાના મનને ભુલાવામાં નાખ્યું હતું. થોડા દિવસને માટે વિદાયગીરી લેવી પડશે. યુદ્ધમાં જવું પડશે, એવી વાત મેનાની પાસે કહી શકાશે નહિ, એટલા માટે છળ કરીને, મહાન કાર્યાર્થે જવાનુ છે, એમ જણાવીને તેણે ઘણાજ કરૂણતા ભરેલાં વચને વિદાય માગી. એથી મેનાની આંખમાં આંસૂ આવ્યાં. સેનાપતિ બહાદુરે પોતાના હાથથી તેની આંખોનાં આંસુ

લૂછ્યાં. થોડા વખતમાંજ પાછો ચાલ્યો આવીશ, જેથી કરીને તને કાંઇ પણ કષ્ટ ન થાય, એવો પ્રબંધ કરી આપીશ, તું તારા મનમાં કોઈ પણ પ્રકારની દુશ્ચિંતા લાવીશ નહિ, ઇત્યાદિ સાંત્વનાનાં વચનો કહી દુઃખિનીને સાંત્વના કરી તેણે તેના હાથમાં કેટલીક મોહોરો આપી. બન્ને જણાંની આંખમાંથી ઘણીવાર સૂધી આંસુની ધારાઓ ચાલી. છેવટે આંસુભરી આંખેજ અશ્વપર આરોહણ કરી સેનાપતિ એકદમ દુર્ગમાં પાછો ચાલ્યો આવ્યો. તેણે દુર્ગમાં પાછા આવીને રાધામોહનની ઘણી ઘણી તપાસ કરાવી, પરંતુ ક્યાંયથી તેનો કશો પણ પત્તોજ મળ્યો નહિ. મેનાની વાત સાંભળતો સાંભળતો રાધામોહન એટલી બધી અજાયબ રીતથી દોડી છૂટ્યો હતો કે, તે ક્યાં જાય છે, તેનો કાંઇ પણ વિચારજ તેના મનમાં રહ્યો નહોતો. સેનાપતિના ઓરડામાંથી ન્હાસી છૂટયા પછી, અત્યાર સૂધી તે પાછો જ આવ્યો નહોતો. તે ક્યાં ગયો છે, એ બાબતમાં કોઇનાથી કાંઈ પણ કહી શકાતું નહોતું, સેનાપતિ પણ હવે વિશેષ વિલંબ કરી શકયો નહિ. "રાધામોહન આવે કે તરતજ તેને સુરંગપૂરના રાજદરબારમાં મોકલી આપજો." એવી અનુચરોને આજ્ઞા આપીને બીજા કેટલાક પાયદળ તથા ઘોડેસ્વારોની સાથે શત્રુગઢનો સેનાપતિ વીરબહાદુર મહારથી એક દ્રુતગામી અશ્વપર બેસી સુરંગપૂર રાજધાની ભણી રવાના થયો. રવાના થયો ખરો, પરંતુ તેનું મન તો તે સમયે તેની પ્રિયતમા મેનાના તરફજ ખેંચાઇ રહ્યું. તે મેનાને જરા પણ વિસરી શકયો નહિ."

રાત્રે રાધામોહન પાછો ચાલ્યો આવ્યો. માલિકના ઉપદેશ મૂજબ જોઇતી વસ્તુઓ સાથે લઇ તે, તે રાત્રે ને રાત્રેજ સુરંગપૂરની ભણી રવાના થયો. નવાબના સૈનિકો સન્મુખ–સ્હામા યુદ્ધમાં આગળ વધ્યા નહિ, પાંચ સાત દિવસ એવી રીતે વીતી ગયા, ઉપયુક્ત સમયે રાધામોહને જઇને પોતાના પ્રભુની સાથે સાક્ષાત્કાર કર્યો. બીજા પણ પાંચ સાત દિવસ વીતી ગયા, પરંતુ સ્હામી છાતીનું યુદ્ધ થયું નહિ. યવન સૈનિકો લૂટારાઓની પેઠે પાંચ પચીસનું ટોળું બાંધી રાત્રે જઇને આસપાસનાં ગામોમાં લૂટફાટ કરી કાળો કૅર વર્ત્તાવવા માંડયા. હંમેશાં તે નરાધમો પાંચ–સાત ખૂન પણ કરવા લાગ્યા. ધીમે ધીમે તેમને પરાજિત કરવામાં અત્યંત વિલંબ થવા લાગ્યો.

એક દિવસ રાત્રે સેનાપતિ વીરબહાદુરે રાધામોહનને એકાંતમાં

બોલાવીને તેનાપર વિશ્વાસ મૂકી કહ્યું કેઃ–" રાધામોહન ! અત્યારની જે હીલચાલ હું જોઈ રહ્યો છું, એ પરથી મને સ્પષ્ટ જણાઇ આવે છે કે, શત્રુઓ સત્વર યુદ્ધભૂમિમાં આવી હાજર થશે નહિ. યુદ્ધ થશે, ચોક્કસ યુદ્ધ થશે, એ વાત તો જાણે નિર્વિવાદજ છે. પરંતુ ઘણો વિલંબ લાગશે. માટે તું એક કામ કર; શત્રુગઢ ભણી પાછો ચાલ્યો જા. મેં તને તો આ પહેલાંજ બધી વાત કહી દીધી છે. તું મારી ગુપ્તમાં ગુપ્ત વાતથી પણ અજાણ્યો નથી. માટે હું તને કહું છું કે, તું મારૂં એક કામ કર. એ બિચારી દુઃખિની મેના મારા વિના કોણ જાણે કેવી દુઃખી થઇ રહી હશે, કોણ જાણે કેટલી બધી ચિંતા કરી રહી હશે. તે એકલી રહી શકશે નહિ. તેનાપર અનેક સંકટો આવી પડશે. તું તેની પાસે જઇને મારાવતી આશ્વાસન આપ, મેં તને જે ઠેકાણું કહ્યું છે, તેજ ઠેકાણે તેની ઝૂંપડી આવેલી છે. એ ઝૂંપડીમાં જ તેની સાથે તારી મુલાકાત થઈ શકશે. તું અહીંથી તારી સાથે તારે જોઇએ તેટલા રૂપિયા લેતો જા. ખર્ચની કશી પણ ચિંતા કરીશ નહિ. મારી એ પ્રિયતમાને પણ કોઇ પણ પ્રકારે દુઃખી થવા દઇશ નહિ. તેના અંધ પિતાને મારો પરિચય આપજે. જે સર્વ વાતો મેં મેનાને કહી છે, તેની સાથે સોગંદપૂર્વક એક બીજાની વાત છૂપાવી રાખવાનું વચન આપ્યું છે, ધર્મને સાક્ષી રાખી તેનો અંગીકાર કર્યો છે, ગુપ્ત રીતે લગ્ન કર્યા છે, એ બધી વાતને તું હવે ગુપ્ત રાખીશ નહિ–થોડા વખતમાંજ ખુલ્લી રીતે હું મેનાને મારી પત્નીરૂપે ગ્રહણ કરીશ, એમાં કોઇ પણ રીતે પાછો પડીશ નહિ. એ બધી વાત તું તેને કહી સંભળાવજે. મેં એક દોષ કર્યો છે. મેનાની પાસે મારો ખરો પરિચય આપ્યો નથી; મિથ્યા પરિચય આપ્યો છે, જૂઠી વાત કહી છે, શા કારણથી મારે સુરંગપુર આવવું પડયું છે, એ પણ મેં તેને સત્ય કહ્યું નથી. યુદ્ધક્ષેત્રમાં આવું છું, એની વાત સાંભળીને એ અબલા બાલિકા કદાચ ભયભીત થશે, એમ ધારીને મેં તેની સાથે એક પ્રકારનું છળ કર્યું હતું. પણ હવે તું એ સર્વ અસત્ય વાર્તાના ભેદને ફોડીને જે સત્ય હોય તે કહી સંભળાવજે. વળી હવે તું તેને તે ભાંગી તૂટી ઝૂંપડીમાં રહેવા દઇશ નહિ. શહેરની અંદર એક મકાન ભાડે રાખી આપજે, દાસદાસી લાવી તેની સેવામાં હાજર કરજે, જેથી તેનું સન્માન સચવાય, તેવો સર્વ સુબંદોબસ્ત કરાવી આપજે. તારે હવે અહીં સુરંગપુર પાછા આવવાની કશી પણ જરૂર

નથી. તું હવે દુર્ગમાંજ રહેજે. વચ્ચે વચ્ચે મેનાની સાથે મુલાકાત કરી દુઃખિનીને સાંત્વના આપતો રહેજે. હું થોડા વખતમાંજ પાછો દુર્ગમાં આવી પહોંચીશ, એમ કહીને તું તે બિચારીને આશ્વાસન આપજે. મારી કબૂલાત કદાપિ મિથ્યા જશે નહિ. જા, ભાઇ તું આજે ને આજે રવાના થા.”

રાધામોહનને આ પ્રમાણે સર્વ વાર્તાઓ કહીને સેનાપતિ વીરબહાદુરે રાધામોહનના હાથમાં એક સો સોના મોહોરો આપી. એજ રાત્રે રાધામોહન સુરંગપૂરથી શત્રુગઢ ભણી રવાના થયો.

મેના અત્યારે શું કરતી હતી ? મેનાના મનમાં તિલ માત્ર પણ સુખ નહોતું. અત્યાર સૂધીમાં જે જે બનાવો બન્યા હતા, એ સંબંધમાં તેનો અંધ પિતા કશું પણ જાણતો નહોતો. મેના એકલી બેઠી બેઠી કેવળ પોતાના દુઃખનીજ ચિંતા કર્યા કરતી હતી અને આંખમાંથી આંસૂનાં પૂર વરસાવ્યા કરતી હતી. જ્યાં આગળ તેમની ઝૂંપડી આવેલી હતી, તેની ચારે બાજૂએ મોટું મેદાન હતું. મનુષ્યની વસતિનું નામ નિશાન પણ જોવામાં આવતું નહોતું. બિચારી મેનાને આશ્વાસન આપે એવું કોઇ પાડોસી પણ તેની આસપાસ રહેતું નહોતું. મેના ગર્ભવતી હતી, પરંતુ કોઇ આવીને એના ગર્ભનાં લક્ષણો જાણી જશે, એવી આશંકા રાખવાનું કાંઈ પણ કારણજ નહોતું. તેનો પિતા અંધ હતો, તે પણ કાંઇ જાણી શકે તેમ નહોતો, એ વિષયમાં કશો પણ ભયજ નહોતો. કેવળ એક ભય હતો, મેનાને એક ભાઇ હતો, તે ઘણેભાગે ઝૂંપડીમાં રહેતો નહોતો, પણ કોઈ કોઇ વેળાયે અચાનક આવી ચઢતો મેના એથી મનમાં ને મનમાંજ ડર્યા કરતી કે, જો કદાચ એ અચાનક આવી ચઢશે, તો ગજબ થઈ જશે. આવી આશંકાથી મેના રાત્રિ દિવસ રડયા કરતી; તે બિચારીનું હૃદય અહર્નિશ થરથર કંપ્યા કરતું. ગુપ્ત નાયકની સાથે જે સંકેતસ્થળે સાક્ષાત્ થતો, જે સ્થળે ઉભી રહીને તેણે છેવટે વિદાય લીધી હતી, પિતાની સેવા સુશ્રૂષા કરતાં અવકાશ મેળવીને તેના તે સંકેતસ્થળે જઇ બેસતી હતી. જે રસ્તેથી તેનો પ્રેમિક ચાલ્યો ગયો હતો, તે રસ્તા તરફ તે એકીટસે જોયા કરતી હતી. મનમાં ને મનમાંજ અનેક ચિંતાઓ અનેક આશંકાઓ આવીને એ દુઃખિનીના અંતરને ઘેરી લેતી હતી, થરથર કંપાવી મૂકતી હતી. એ બિચારી બાલિકાના દુઃખનો આભાસ તેનાં નયનોનાં નીરપરથીજ પ્રકટ થઇ આવતો હતો.

એક દિવસે સાંઝે મેના એ સંકેતસ્થળે મલિન મુખ કરી બેઠી હતી, બેઠી બેઠી પોતાની સ્હામેના રસ્તા ભણી તાકી તાકીને જોઇ રહી હતી, એવામાં અકસ્માત્ તેનાથી સહજ દૂર એક મનુષ્ય-મૂર્ત્તિ તેને નયન ગોચર થઇ. એથી મેના વિસ્મિત થઈ ઉઠી. તેણે ધાર્યું કે, ઘણું કરીને તેનો પ્રિયતમજ તેના તરફ આવી રહ્યો છે, આવી ધારણાથી તેના મનમાં આનંદ ઉભરાઇ આવ્યો મનુષ્ય-મૂર્ત્તિ જેમ જેમ આગળ વધવા લાગી, તેમ તેમ મેના અનિમેષ નયને, અનન્ય મને તેના તરફ જોવા લાગી.

કેવો સર્વનાશ! જે ભય મેનાના મનમાં અત્યાર સુધી ભરાઈ બેઠો હતો, તે અત્યારે તેની નજર સ્હામે આવી ઉભો રહ્યો: જેના આવવાની કશી કલ્પના પણ નહોતી, તે મેનાનો ભાઇ અત્યારે આવી પહોંચ્યો.

મેના એથી મૂર્છિત થઇ પડી. જ્યારે તે શુદ્ધિમાં આવી, ત્યારે તેણે જોયું કે, તે તેના તેજ સહોદરની ગોદમાં સૂઇ રહી છે. તેણે તેના સહોદરના મુખ ભણી જોયું કે, કોઇ પણ પ્રકારનાં ક્રોધનાં લક્ષણો અત્યારે તેના મુખપર છવાયલાં નથી. તે ઘણાજ પ્રફુલ્લિત વદને બેસીને ભગિનીના કોમળ વાળપર હાથ ફેરવી રહ્યો છે.

"ભાઇ! ભાઇ! તું શું બધું જાણી ગયો છે? જે વિભ્રાટ્માં હું આવી પડી છે, જે અપરાધ મેં કર્યો છે, એ સર્વ શું તું સમજી ગયો છે? મને ક્ષમા કર! હું ઘણીજ દુ:ખિણી છું, ઘણી જ અભાગણી છું."

સસ્નેહ વચને સહોદરે કહ્યું:-"મેના! હા, મેં સઘળું સાંભળ્યું છે, હું સઘળું જાણી શકયો છું, તારે રડવાનું કશું પણ કારણ નથી. અત્યારે તું જે દુ:ખની ચિંતાથી તારી ચારે બાજૂએ અંધકાર જોઇ રહી છે, એ દુ:ખના દિવસો હવે તારા ભાગ્યમાં રહેશે નહિ. જેની સાથે તારો સંબંધ સંધાયો છે, તેનાજ હાથે તું સુખી થઇશ, રાજ-રાણીનાં જેવાં સુખો સંપાદન કરી શકીશ."

મેના આ સાંભળીને કંપી ઉઠી. આંખમાં આંસૂ લાવી તે પોતાના સહોદરના મુખ ભણી એકીટસે જોઇ રહી. તેણે પોતાના કાને શું સાંભળ્યું એ પણ તે સમજી શકી નહિ. તેણે એકવાર પોતાના મન-માંજ વિચાર્યું કે, તેના તે પ્રિયતમની સાથે કદાચ તેના ભાઇનો કાંઇક પરિચય હશે, કદાચ તે તેની બધી વાતને જાણી ગયો હશે.

તેમનો શુભ પ્રણય છેવટને વખતે શુભ થઇ પડયો. હૃદયને આશ્વાસન મળ્યું. ક્ષણવારને માટે આનંદે આવીને તે આશંકાને બદલે ગાજીગાજીને આશ્વાસન આપ્યું. તેના હૃદયમાં વ્યાપેલી વ્યથાનો ક્ષણવારને માટે વિનાશ થયો.

મેનાના સહોદરે પોતાના અભ્યાસમૂજબ સ્નેહ તથા મમતા દર્શાવીને ભગિનીને આદિથી તે અંત સૂધીનો સઘળો વૃત્તાંત ખોલીને કહી સંભળાવ્યો; ત્યાર પછી તે તેની પોતાની સાથે ઝૂંપડીમાં તેડી ગયો. તેણે પોતાના પિતાને પણ એ વિષયમાં સર્વ હકીકત સંક્ષિપ્ત રીતે કહી દીધી. તે દિવસેજ શહેરમાં મકાન ભાડે લઇ પિતા પુત્રીને તે તે નવા મકાનમાં લઇ ગયો. તેણે તે મકાનમાં એક મોટા માણસની પેઠે રહી શકાય, એવી જાતનો સઘળો બંદોબસ્ત તેમને કરાવી આપ્યો. ત્યાર પછી તેમની ઝૂંપડી બિલ્કુલ શૂન્ય બની ગઇ. જે મકાનમાં મેના આવી વસી હતી, તે મકાન શહેરના એક સારા લત્તામાં આવેલું હતું એથી મેના ત્યાં પિતા સહિત આરામથી રહેવા લાગી. મેનાને શહેરના એ મકાનમાં રહેવાનો સારો બંદોબસ્ત કરાવી આપી, તેનો ભાઇ તેના કામપર ચાલ્યો ગયો.

આ પ્રમાણે ત્રણ ચાર માસ વીતી ગયા. મેનાનો પ્રસવકાળ આવી લાગ્યો. ત્યારે તેની સેવા કરનાર દાસ–દાસીઓની તેને કશી ખોટ નહોતી; યથા સમયે મેનાએ એક પરમ સુંદર સંતાનને જન્મ આપ્યો. પ્રસવ સમયે દાસ–દાસીઓની સારી સુશ્રૂષાથી કશી પણ ઇજા આવી નહિ.

રાધામોહન આ તરફ સુરંગપૂરમાં રોકાએલા સેનાપતિને તેની પ્રિયતમાના કુશળ સમાચાર કહેવડાવ્યા કરતો, સેનાપતિ વીરબહાદુર પણ પત્રદ્વારા પોતાની કુશળતાના સમાચાર લખી વારંવાર પોતાની પ્રિયતમાને આશ્વાસન આપ્યા કરતો તથા તેને પત્નીરૂપે ગ્રહણ કરવાનો અંગીકાર પણ કર્યા કરતો. મેનાને પુત્ર થયો છે, એવા શુભ સંવાદ પણ રાધામોહન સુરંગપૂર લખી મોકલવાનું ભૂલ્યો નહોતો.

વીરબહાદુર પાછો આવ્યો નહિ. દરેક પત્રમાં તે લખવા લાગ્યો, થોડા વખતમાંજ હું ત્યાં આવી પહોંચીશ, પરંતુ તેના તે થોડા દિવસનો અવધિ સત્વર પૂરો થયો નહિ. મેનાનો પુત્ર પાંચ માસનો થયો, ત્યાં સૂધી તેને તેના જન્મદાતાનાં દર્શન પણ થયાં નહિ. મેના એથી ઘણીજ શોકાતુર થઇ, કોઇ પણ રીતે તેનું મન સ્થિર થયું

નહિ. તે બાળકને રમાડવા લાગી, ગોદમાં ને ગોદમાંદમાંજ રાખીને ઉછેરવા લાગી; પરંતુ જેનાથી એ ફળ ઉત્પન્ન થયું હતું, તે ફળદાતાને એ ફળ બતાવવાની તેની અભિલાષા ઉત્તરોત્તર વધવાજ લાગી. તેના મનને તેનાં દર્શન વિના કોઇ પણ રીતે શાંતિજ વળી નહિ. સેનાપતિ વીરબહાદુરના પાછા આવવાની તેણે ઘણી ઘણી વાટ જોઈ, પરંતુ તે પાછો આવ્યોજ નહિ, ત્યારે મેનાનું મન ઘણું જ ગભરાવા માંડયું. રાત્રિ દિવસ તેને તેનાં સ્વપ્ન આવવા લાગ્યાં. જાગરણમાં, શયનમાં કે ભ્રમણમાં તેની નજર આગળ તેના તે પ્રિયતમનીજ પ્રતિમા પ્રદર્શિત થવા લાગી.

પ્રભુની આજ્ઞા મુજબ રાધામોહન કોઇ કોઇ વેળાયે મેનાને મળવા જતો, મેનાનું દુઃખ દેખીને ઘણીવાર તે પોતે પણ રડી પડતો, મેનાને એથી ઉલટું અધિક દુઃખ થતું. બીજો એક માસ પણ વીતી ગયો, છતાં સેનાપતિ પાછો ફર્યો નહિ. મેના ત્યારે કોઇ પણ રીતે શાંત કિંવા સ્થિર રહી શકી નહિ. એક દિવસ રાધામોહનને બોલાવીને રડતાં રડતાં તેણે કહ્યું કેઃ–"તમે એકવાર સુરંગપૂર જાઓ અને મારા સ્વામીના સમાચાર લાવી આપો, તમારા ગયા વિના મને કોઈ પણ રીતે શાંતિ મળી શકશે નહિ. લડાઇનો મામલો છે, મારામારી અને કાપાકાપી એજ યુદ્ધનાં મુખ્ય અંગો છે, કોના ભાગ્યમાં ક્યારે શો પ્રસંગ બને છે, એનો યુદ્ધમાં કાંઇ નિશ્ચયજ રહેતો નથી. આઠે પહોર એમની ને એમનીજ ચિંતા મને થયા કરે છે. હવે મારાથી જીવી શકાય તેમ નથી. આજકાલ કરતાં નવદશ માસ વીતી ગયા છતાં પણ મને તેમનાં દર્શનજ થતાં નથી. મારૂં મન એમને મળવા માટે અત્યંત આકુળ બની ગયું છે, ભાઇ, હું તમને હાથ જોડું છું, વંદન કરૂં છું, કે તમે તેમની પાસે જઇને મારા દુઃખી દિલની વાત જણાવો, આ અભાગણી અબળાના અંતરની વેદનાને તેમની પાસે વિદિત કરો."

અભાગણીની કરુણાભરેલી કોમળતા ઉપજાવનારી વાતો સાંભળીને, દીવાનીનાં જેવાં લક્ષણો જોઇને, રાધામોહન કોઇપણ રીતે, તેના એ અનુરોધને પાછો વાળી શકયો નહિ. તેણે તે દિવસે તરતજ દુર્ગનાં કેટલાક માણસોને કહીને અશ્વપર બેસી રાત્રિને સમયે સુરંગપૂર ભણી પ્રયાણ કર્યું. ત્યાં જઇને તેણે શું જોયું ? કાંઇજ નહિ, કેવળ ભયાનક વિશ્વાસઘાતકતાનોજ તેને સાક્ષાત્કાર થયો. સેનાપતિની સાથે

મુલાકાત કરતાં પહેલાંજ બીજાં કેટલાંક માણસોએ તેને કહ્યું કે, યુદ્ધમાં વિજય મળ્યો છે, વીર બહાદુરે આ યુદ્ધમાં અદ્‌ભુત વીરત્વ દર્શાવ્યું છે, વિજયના પુરસ્કારમાં વીરબહાદુરે હમણાં રાજાનો ઉપાધિ પ્રાપ્ત કર્યો છે. એક મુખ્ય રાજમંત્રીની કન્યાની સાથે તેણે લગ્ન કર્યાં છે.

આ વાત સાંભળીને રાધામોહનના માથાપર જાણે આકાશ તૂટી પડ્યું. અંતરમાં ને અંતરમાંજ ગર્જના કરી, મનની અંદર તત્ક્ષણાત એક ઉપસ્થિત યુક્તિ રચીને રાધામોહને છેવટે સેનાપતિની સાથે સાક્ષાત્કાર કર્યો. સેનાપતિએ પણ દસ્તુર મૂજબ સાદર સંભાષણ કર્યું. રાધામોહન જાણે તેના સંબંધમાં કાંઇ પણ જાણતોજ નથી, એમ દર્શાવીને તેણે આડીઅવળી પાંચ સાત વાતો કર્યા પછી મેનાના સંબંધમાં એક નવી વાર્ત્તા ઉપસ્થિત કરી.

એથી સેનાપતિનું વક્ષઃસ્થળ કંપ્યું, ક્ષણવારને માટે મુખ પણ કાંઇક વિવર્ણ થઇ ગયું, તેના વદને તે સમયે કાંઇક વક્રભાવ દર્શાવ્યો; પરંતુ તરતજ પાછો તેણે પોતાના તે ભાવને દબાવી દીધો. રાધામોહન એ વિષયને વિલક્ષણ રીતે જાણી ગયો.

થોડીવાર સૂધી બન્ને જણ ચૂપ રહ્યા, ઘણીવાર સૂધી મનમાં ને મનમાંજ અનેક પ્રકારના વિચારો કર્યા પછી સેનાપતિએ કહ્યું કેઃ—

"રાધામોહન ! મેં એક કુકર્મ કરી નાખ્યું છે. દશબાર મોટા મોટા માણસોના આગ્રહથી, ભારી અનુરોધથી મેનાની પાસે મેં જે પ્રતિજ્ઞા કરી હતી, તેનું મારાથી પાલન કરી શકાયું નથી. હું વચનભ્રષ્ટ થયો છું, નીતિના માર્ગપરથી ગબડી પડ્યો છું, મેં અહીંના એક માનવંતા મંત્રીની કન્યા સાથે લગ્ન કર્યાં છે."

આ ભયાનક સંવાદ સાંભળવા માટે રાધામોહન પ્રથમથીજ પ્રસ્તુત હતો. સેનાપતિના પોતાના મુખેથી એવી વાર્ત્તા સાંભળીને તેને કશી પણ અજાયબી ઉપજી નહિ, તેની મુખમુદ્રાના ભાવમાં કશું પણ પરિવર્તન થયું નહિ. તે પહેલાંના જેવીજ ગંભીરતા ધારી ઉભો રહ્યો. સેનાપતિ ફરીવાર કહેવા લાગ્યોઃ

"વિચાર કરી જોતાં, મને જણાઇ આવે છે કે, મેં જે કાંઇ કર્યું છે, તે સારૂંજ કર્યું છે, એક તો મોટા માણસની કન્યા મળી છે, સ્વજાતિ સમાને સમાન મળી છે, સંભ્રમમાં ઉલટી વૃદ્ધિ થઇ છે, સમજ્યો ભાઇ રાધામોહન ! તને હું મારા ભાઇની પેઠે ચાહું છું, ભાઇના જેવો તારો આદર કરૂં છું, માટે તારી પાસે કોઇ પણ વાત

છુપાવવાની કાંઇ જરૂરજ નથી. આ લગ્ન કરવામાં મેં સારૂંજ કાર્ય કર્યું છે. તે એક સાધારણ ખેડુતની કન્યા છે, રિપુઓના પીડનથી મેં તેની સાથે ગુપ્ત લગ્ન કરી નાખ્યાં હતાં. પણ હવે જોઉં છું કે, એમ કરવામાં મારી મહા ગંભીર ભૂલ થઇ હતી. મને હવે એથી અનુતાપ થાય છે. તે એક સામાન્ય કૃષકની કન્યા છે, તેની સાથે ખુલ્લી રીતે લગ્ન કરવાથી, મારે સમાજમાં નિંદાને પાત્ર થવું પડશે, એક છૂપા ઘરના ખૂણામાં છૂપાઇને બેસી રહેવું પડશે; જાતિમાંથી બહાર મૂકાવું પડશે. શું એવી એક સામાન્ય સુંદરીને માટે દેશ ત્યાગી થવું, બાપદાદાના નામપર પાણી ફેરવી દેવું અને અસહ્ય લોકનિંદા તથા અપમાન સહન કરવું, એ સર્વ મારે માટે સારૂં ગણાય ખરૂં કે? ભાઇ રાધામોહન! ખરેખરૂં કહે જોઇએ, કે એ કાર્ય મારે માટે સારૂં ગણાત ખરૂં કે? બસ, મેં જે કાર્ય કર્યું છે, તે બરાબરજ કર્યું છે. મારા શિરપરથી એક મોટી આફત ગઇ છે. સારૂં થયું કે, તું અત્યારે અહીં આવી પહોંચ્યો. હું આ અઠવાડિયામાંજ શત્રુગઢ આવીશ, મેં ત્યાં આવવાનો નિશ્ચય કર્યો છે. મારી નવીન રાણી પણ મારી સાથે આવશે, પરંતુ એ સમયે એ ખેડુતની કન્યા એક મહા ઉત્પાત કરશે, મારા પાપને પ્રકાશમાં લાવી દેશે, લોકોની નજરમાં મને છેક હલકો પાડી દેશે. માટે ભાઇ! તું એક કામ કર! તને જેટલા રૂપિયા જોઇએ, તેટલા આપવાને હું તૈયાર છું. તું સત્વર શત્રુગઢ ચાલ્યો જા. ત્યાં જઇને તે અંધ ખેડુતને તથા તેની કન્યાને ખૂબ દૂરના કોઇ પણ પ્રદેશમાં મૂકી આવ. જ્યાં સુધી એ સ્ત્રીનો કાંઇ પણ ઉપાય ન થાય ત્યાં સુધી તેના, તેના પિતાના અને તેના બાળકના રક્ષણ માટે હું તને આ પાંચસો મોહોરો આપું છું, તે તું તેને આપજે અને તે સાથે તેઓ સઘળાં ખુશી થઇને શત્રુગઢમાંથી ચાલ્યાં જાય, એવો બંદોબસ્ત કરજે. તેઓ પાંચસો મોહોરોથી ખુશ ખુશ થઇ જશે. આખી જિન્દગીમાં તેમણે કદાપિ એક પણ સોના મોહોર જોઇજ નથી, એથી એકી સાથે પાંચસો મોહોરો મળવાથી તેમના આનંદનો અવધિજ રહેશે નહિ, પરંતુ રાધામોહન! ભાઈ! તું જેમ બને તેમ જલ્દી આ કામ કરી આપ, જેમ બને તેમ જલ્દી તે લોકોને શત્રુગઢમાંથી દૂર કરવાનો પ્રબંધ કર. આપણા આ દેશનું કોઇપણ મનુષ્ય ન જાણે, એની પણ ખાસ કાળજી રાખજે. ત્રણ ચાર દિવસમાંજ આ કામ પતાવી દેજે. હું આ અઠવાડિયામાંજ ત્યાં આવી પહોંચીશ; શનિવારે

સવારમાંજ ત્યાં આવી પહોંચીશ. માટે મારા આવતાં પહેલાંજ એને અહીંથી વિદાય કરી દેજે. સમજ્યો કે નહિ? જા, ભાઇ, જલ્દી જા, હવે વિલંબ ન કર. હવે ઘણોજ ટુંકો વખત બાકી રહ્યો છે, માટે વિલંબ ન કર."

આ સર્વ વાતો કહીને નવીન રાજા વીરબહાદુર મહારથીએ પોતાના પરમ વિશ્વાસુ મિત્ર રાધામોહનના હાથમાં ૫૦૦ સોના મોહોરોની એક મોટી કોથળી લાવીને આપી. એ મોહોરોનો સ્વીકાર કર્યા વિના ચાલી શકે તેમ નથી, એમ ધારીને રાધામોહને ઉદાસીન ભાવથી હાથ લંબાવીને એ મોહોરોની કોથળીને ગ્રહણ કરી. ત્યાર પછી તેણે તે સેનાપતિને સંબોધીને કહ્યું કેઃ—"મહારાજ! આપની આજ્ઞાનુસાર હું અહીંથી જવાને તૈયાર છું, પરંતુ જતાં જતાં મારા મનમાં અત્યંત ભય ઉપજે છે, કોઇ જાણે મને મારા અંતરમાં ઉંડો ધ્વનિ કરીને કહી રહ્યું છે કે, જે કાર્ય કરવાને આપણે તૈયાર થયા છીએ તે કાર્ય કોઇ કાળે પણ ફળીભુત થઇ શકશે નહિ. તેમાં અનેક વિઘ્નો આવી ઉપસ્થિત થશે. આ સંસારમાં વિશ્વાસઘાત મહાભયાનક પાપ ગણાય છે અને તેના કરતાં પણ ભયાનક પાપ માનવના મનને તોડી પાડવામાં સમાયલું છે. મંદિર કે મસ્જિદ તોડવી એ ઉત્તમ છે, પણ મનુષ્યનું મન તોડવું એ મહા વિઘાતક છે. આપ આપની પરણેલી પ્રમદાનો પરિત્યાગ કરો છો, એ મને કોઇ પણ પ્રકારે ઉચિત જણાતું નથી. પ્રભુ! આપ આપના હૃદયને પૂછી જૂઓ કે, જે કાર્ય કરવાને આપ તૈયાર થયા છો, જે બાળિકાનો પ્રથમ પત્નીરૂપે સ્વીકાર કરી અત્યારે પરિત્યાગ કરવાને પ્રસ્તુત થયા છો, એ સર્વ શું કોઇ પણ પ્રકારે યોગ્ય કિંવા ઉચિત છે ખરૂં કે?"

આમ કહીને તરત રાધામોહને મુખ ફેરવી વિદાય લીધી. એ એ સમયે તેનું વદન વિવર્ણ બની ગયું. નયનોએ ઘોરતમ લાલાશ ધારણ કરી લીધી. નગરમાંથી બહાર આવ્યા પછી બાજુપર જે એક નદીને તે જોઇ શક્યો, તે નદીના જળમાંજ તેણે તેના પ્રભુની આપેલી મોહોરોની કોથળી ફેંકી દીધી, "મહા પાપીના રૂપિયાનો સ્પર્શ કરવામાં પણ મહા ભયંકર પાપ સમાયલું છે," મોહોરો ફેંકી દેતી વેળાયે રાધામોહને મ્હોં મરડી ભીષણ ઘૃણાથી સળગતા હૃદયે આવા બે ચાર કઠિન શબ્દો ઉચ્ચાર્યા.

રાધામોહન સુરંગપુરનો ત્યાગ કરી શત્રુગઢ આવી પહોંચ્યો.

શત્રુગઢ આવ્યા પછી દુર્ગમાં પ્રવેશ ન કરતાં સર્વેથી પ્રથમ રાધામોહને મેનાના મકાનપર જઇ, તેને આ મહા હૃદયભેદક સમાચાર કહી સંભળાવ્યા. પિતા પુત્રી ઉભયને તેજ ક્ષણે નગરના તે ભાડે લીધેલા મકાનમાંથી પહેલાંની ભાંગી તૂટી પર્ણકૂટીમાં લઇ ગયો અને સુરંગપુરમાં જે કાંઇ બન્યું હતું તે બધું તેણે તેમને કહી સંભળાવ્યું. ત્યાર પછી "મારા હાથમાંજ એનો બદલો લેવાની શક્તિ છે, હું અવસ્ય એનો બદલો લઇશ." એવી દંભસહિત ભીષણ પ્રતિજ્ઞા કરીને રાધામોહન તરતજ ત્યાંથી દુર્ગભણી ચાલ્યો ગયો.

સેનાપતિ આવવાનો છે, એવા દુર્ગના કેટલાક માણસોને સમાચાર આપીને રાધામોહન દુર્ગના કામકાજમાં પોતાના હમેશનાં દસ્તુર મૂજબ ગુંથાઇ ગયો. પરંતુ રાધામોહનના હૃદયમાં પ્રતિહિંસાનો જે પ્રબળ પાવક સળગી ઉઠયો હતો, તે લેશ માત્ર પણ શિથિલ ન થતાં ઉલટો બમણા ચોગણા વેગથી સળગવા લાગ્યો. બહારજ રાધામોહન સેનાપતિના સત્કારની તૈયારીમાં જાણે ખૂબ ગુંથાયલો હોય, એમ જણાવવા લાગ્યો; એ જોઇને દુર્ગનાં અનેક માણસો તેને ધન્યવાદ આપી કહેવા લાગ્યાં કેઃ—"અહા, રાધામોહન, કેટલો બધો ઉત્સાહી, કેટલો બધો કાર્યતત્પર અને કેટલો બધો પ્રભુભક્ત એકનિષ્ટ સેવક છે! ખરેખર સેનાપતિ વીરબહાદુર એક ભાગ્યશાળી પુરુષ છે, કે જેથી આવા વફાદાર સેવકને મેળવી શકયા છે."

સેનાપતિ પોતાની નવીન પત્નીસહિત શનિવારને દિવસે શત્રુગઢમાં આવી પહોંચશે, એવું તેણે રાધામોહનને નિશ્ચયપૂર્વક સૂચવી દીધું હતું. સેનાપતિના આવવાનો એ શનિવારનો દિવસ આવી લાગ્યો. સોમવારે કહેલી વાત મૂજબ પ્રભાતના પહોરમાંજ નવીન રાણીની સાથે નવીન રાજા વીરબહાદુર મહારથી, દુર્ગનાં દ્વારપર આવી ઉપસ્થિત થયો. મહા ધામધુમ, મહા ઉત્સવ અને મહા આનંદોલ્લાસમાંજ, એ શનિવારનો દિવસ વીતી ગયો, રાત્રિ પણ થવા આવી. સેનાપતિના શયનગૃહમાં રૂપાના પલંગપર સુવાસિત કુસુમોથી સજ્જેલી શય્યા તૈયાર કરાવવામાં આવી. નવીન રાણીની સાથે નવીન રાજાએ એ શય્યામાં શયન કર્યું. રાત્રિના એક પ્રહરને સમયે, આહારાદિ ક્રિયાઓમાંથી નિવૃત્ત થઇને રાજા વીરબહાદુરે સ્ત્રીસહિત શયનગૃહમાં પ્રવેશ કર્યો. શય્યા તરફ જોતાંની સાથેજ નવીન રાણી ભયની મારી એક ધીમી ચીસ મારી, રાજાના શરીર સાથે વળગી પડી, રાજા પણ

શય્યા તરફ જોઇને મહા ભયથી રાણીનો હાથ છોડાવીને બહારના ઓરડામાં આવી પહોંચ્યો. તેણે તરતજ રાધામોહનને બોલાવીને હાંફતાં હાંફતાંજ કહ્યું કેઃ—" રાધામોહન ! ગજબ થયો છે ! મોટી આફત આવી પડી છે. ભૂત થયું છે. મારા બિછાનામાં એક મુએલું છોકરૂં પડ્યું છે ! "

અજાયબીની સાથે રાધામોહન બોલી ઊઠ્યોઃ—" છોકરૂં ? એ શું ? મુએલું છોકરૂં ? કોણ મૂકી ગયું હશે, એ મરેલાં છોકરાંને રાજશય્યામાં કોણ મૂકી ગયું હશે, ખરેખર એ તો અજાયબી જ કહેવાય ? "

" હું પણ એજ પૂછું છું કે, કોણ મૂકી ગયું હશે, સખ્ત પહેરાથી રક્ષાયલા મારા મહાલયમાંના શયનગૃહની શય્યામાં એ બાળકને કોણ મૂકી ગયું હશે ? કોણે આવું સાહસનું કામ કર્યું ? આવું દુઃસાહસિ કાર્ય કરવાને કોણ તૈયાર થયું હશે ? " સેનાપતિ પણ આશ્ચર્ય પામી બોલી ઊઠ્યો.

રાધામોહને જવાબ આપ્યોઃ—" હું એ શી રીતે કહી શકું ? મેનાને એકવાર દિવસના બીજા પ્રહરને વખતે દુર્ગમાં આવેલી મેં જોઇ હતી, પરંતુ ત્યાર પછી તે ક્યાં ગઇ, તેણે શું કર્યું, એ સંબંધમાં હું કશું પણ જાણતો નથી. આવા ભેદી મામલામાં મારી તો કશી કલ્પના પણ ચાલતી નથી. "

સેનાપતિ કંપી ઉઠ્યોઃ—" મેના ! મેના હજી સુધી આ દેશમાં છે ! તેમને તો અહીંથી સેરવી દેવાનું કહ્યું હતું ને ? કેમ તેં તેને હજી સુધી આ દેશમાંથી દૂર કરી નથી " સેનાપતિએ કંપતાં કંપતાંજ પૂછ્યું.

રાધામોહને કહ્યુંઃ—" મેં તેને અહીંથી દૂર કરવાની ઘણી ઘણી કોશિશો કરી, પરંતુ તે કોઇ પણ રીતે માનીજ નહિ. તેણે કહ્યું કે, નવીન રાજરાણી આવતાં હોય, તો ભલે આવે. હું તેમનાં ચરણોમાં મારા દુઃખી દિલની બે ચાર વાતો જણાવીને જ્યાં મારા પતિ દેવતા ફરમાવશે, ત્યાં ચાલી જઇશ. તેમને મળ્યા વિના હું અહીંથી એક ડગલું પણ ભરીશ નહિ. તમારે મને મારી નાખવી હોય, તો મારી નાખો હું મરવાને તૈયાર છું, પણ રાજરાણીને મળ્યા વિના મારાથી કોઇ પણ રીતે જવાય તેમ નથી."

" કેવો સર્વનાશ ! કેવો સત્યાનાશ ! શું થશે રાધામોહન ! હવે

શું થશે ? હું બીજી પણ પાંચસો મોહોરો આપું છું, એ મોહોરો આપીને તું એનું મન શાન્ત કર, એને સમજાવી ફોસલાવીને અહીંથી દૂર કર. રૂપિયાના જોરથી શું નથી, રાધામોહન, રૂપિયાના જોરથી શું નથી થતું ? જા, ભાઇ, તું હમણાં ને હમણાંજ જઇને, તેને સમજાવ, અહીંથી ગમે તે રીતે દૂર કર; મારા રસ્તાને સાફ કર."

રાધામોહને કહ્યું:–" મારા એકલાના જવાથી ચાલી શકશે નહિ, આપને પણ મારી સાથે આવવું પડશે, આપને જોઇને, રૂપિયાના લોભથી, આપના ભયથી, તે કદાચ અહીંથી જવાને તત્પર થઇ જશે. આપને જોવાથી તે કાંઇક રાજી પણ થશે. હું ધારૂં છું કે, આપના કહેવાથી શરમની મારી તે ઘણીજ ખુશીની સાથે આ સ્થાનનો ત્યાગ કરવાને તૈયાર થઇ જશે. હું એ મરેલાં છોકરાને જોઇ શકીશ, તો અવશ્ય કહી શકીશ કે, એ કાર્યમાં કોનો હાથ છે, કોના હાથથી એ કાર્ય થયું છે."

નજીકમાં તે સમયે બીજું કોઇપણ માણસ નહોતું. સેનાપતિ એકાંતમાં રાધામોહનને બોલાવીને આ બધી વાતો કહી રહ્યો હતો. બાળકને લેવા માટે જાય એવું બીજું કોઇપણ માણસ, તે વખતે ત્યાં હાજર નહોતું; એથી સેનાપતિ પોતેજ જઇને એ કપડાંમાં વિંટા-ળેલા બાળકને રાધામોહનની પાસે લઇ આવ્યો. બાળકને જોતાંની સાથેજ રાધામોહન બોલી ઉઠયો:–" અરે આ શું ? ગજબ થયો. સત્યાનાશ વળી ગયો ! આ તો આપનોજ બાળક છે ! હા, આ બાળક તો મેનાના ગર્ભથી જન્મેલોજ બાળક છે, હું ધારૂં છું કે, આ કાર્ય અવશ્ય મેનાના હાથેજ થયેલું હોવું જોઇએ ! "

અત્યંત વ્યગ્રકંઠે અત્યંત વ્યસ્ત થઇને સેનાપતિ વીરબહાદુર બોલ્યો કે:–" ચાલ રાધામોહન, ચાલ રાધામોહન ! હવે વિલંબ ન કર. મારી તલ્વાર તથા બીજા બે મોટા મોટા છુરા લઇ આવ. આપણે હવે અહીંથી ઘણીજ છુપી રીતે બહાર નીકળી પડવું પડશે. પગથી તે માથાં સુધી કાળો પોશાક પહેરી લેવો પડશે. રસ્તામાં આપણને કોઇપણ મનુષ્ય ન ઓળખી શકે એવો પ્રબંધ કરવો પડશે. "

રાધામોહને તરત તેમજ કર્યું. તેઓ બન્ને જણા પગથી માથાં સુધી કાળા પોશાકથી ઢંકાઇને એ અંધકારમાં પોતાના શરીરોને છુ-પાવીને દુર્ગની બહારના ખુલ્લા મેદાન ભણી ચાલી નીકળ્યા. મરેલો

છોકરો સેનાપતિના હાથમાંજ રહ્યો. અંધકારમાં મેદાનની લગભગ વચ્ચોવચ્ચ આવ્યા પછી સેનાપતિ કાંઇક વિચાર કરીને જરાવાર થોભી ગયો. છોકરાને તેજ સ્થળે દાટી દેવાનો તેણે પરામર્શ કર્યો. રાધામોહનની સાથે પણ એક મોટો છુરો હાજર હતો, એ છુરાથી તેણે એક ઉંડો ખાડો ખોદીને તેજ સ્થળે તે બાળકને દાટી દીધો. બાળક કાંઇ તરતનો મરેલો નહોતો, ત્રણ ચાર દિવસ પહેલાં તે બિચારો મરણને શરણ થઇ ગયો હતો.

સેનાપતિ એ છોકરાને દાટયા પછી, પાછો એકદમ પાછો ફર્યો અને ઉતાવળા પગલે દુર્ગભણી ચાલવા માંડયો. રાધામોહન પણ તેની પાછળ પાછળ ચાલ્યો. તેઓ બન્ને જણા ચાલતા ચાલતા મેનાની ભાંગી તૂટી ઝુપડીમાં આવી લાગ્યા. એ સમયે તેમણે જોયું કે, ભેજવાળી જમીનપર એક ફાટી તૂટી ચટાઇ પાથરીને બિચારી અભાગણી મેના સૂતી હતી અને ઝુપડીની બહારના ભાગમાં તેવીજ બીજી એક ફાટી તૂટી પથારી પાથરીને તેનો અંધ પિતા તેટલી રાત્રિ સુધી જાગતો બેઠો હતો. ઝુપડીમાં ધીમો ધીમો એક દીવો સળગી રહ્યો હતો. મેના જાણે ઉંઘી ગઇ હતી. વીરબહાદુર કંપતો કંપતો તેની પાસે જઇ બેઠો. મેનાના હાથની સાથે હાથનો સ્પર્શ થતાંની સાથેજ સેનાપતિ ભયસહિત ચીત્કાર કરીને ત્રણ હાથ દૂર જઈ ઉભો રહ્યા. તે બોલી ઉઠયોઃ–" ગજબ થયો ! મેના અત્યારે આ અવનીમાં રહી નથી ! તેનો ખાલી દેહ માત્ર પડયો રહ્યો છે, પ્રાણવાયુ પંચતત્ત્વમાં મળી ગયો છે. મેના મરી ગઈ છે. હમણાં મરી નથી, પણ ઘણીવાર પહેલાં મરી ગઈ છે. મરીને સૂકાઇ ગઇ છે. અરેરે ! કાળો કેર થયો ! મારા જુલ્મથી એક નિરપરાધિની અબળાના જીવનનો નાશ થયો."

ત્યાર પછી કંપતાં કંપતાં રાધામોહનના મુખ ભણી જોઇને સેનાપતિ બોલ્યોઃ–" રાધામોહન કોણે આવું જુલ્મી કામ કર્યું ! આ બિચારી નિર્દોષ અબળાને આવી જાલિમતાથી કોણે મારી નાખી ! રાધામોહન, તું કહેતો હતો કે, મેનાને બપોરને વખતે તેં રાજમહાલયમાં દીઠી હતી, તો પછી તે આવી રીતે કેમ મરી ગઇ, આ શું થયું ! હાય ! હાય ! મારી પ્રાણેશ્વરીની આ દશા ! ગજબ થયો ! મારા પર પાપનું વાદળ તૂટી પડશે ! હવે મારૂં શું થશે ! પ્રભુ ! પ્રભુ ! તેં આ શું કર્યું ? "

રાધામોહનના હૃદયમાં ત્યારે પ્રતિહિંસાના પાવકની શિખાઓ

ભડભડ કરતી સળગી ઉઠી હતી, એથી તેણે સેનાપતિની વાર્તા સાંભળતાંની સાથેજ ઉત્તર આપ્યો કેઃ–" સેનાપતિ ! એ સર્વ મેં તમોને મિથ્યાજ કહ્યું હતું ! તમારા ભ્રમિત મનને અધિક ભ્રમિત કરવાના આશયથીજ મારે એવા અસત્યનો આશ્રય લેવો પડયો હતો. હું પોતેજ તમારા બિછાનામાં મુએલા બાળકને મૂકી ગયો હતો, મેં પોતેજ એ સર્વ કારસ્થાનનો જાળ બિછાવ્યો હતો. તમે એક મહા દુષ્ટ પુરુષ છો, નરાધમ પુરુષ છો. જે પુરુષ પોતાની પત્નીનો વિના દોષે અને વિના વાંકે ત્યાગ કરે છેઃ તેના જેવો પાપાત્મા આ અવનીમાં બીજો એક પણ નથી. શું સ્રીયોનેજ સંસારમાં પતિને અનુગત રહેવાનું છે અને પુરુષોએ સ્વેચ્છાચાર મૂજબ વર્ત્તવાનું છે ? ના–કદાપિ નહિ. સેનાપતિ ! જો તમે એમ માનતા હો, તો તેમાં તમારી મહાગંભીર ભુલ થાય છે. પત્નીએ જેવી રીતે પતિમાં અનુરક્ત રહેવું જોઇએ, તેવીજ રીતે પતિએ પણ પત્નીમાં અનુરક્ત રહેવાની જરૂર છે. જે અબળાએ પોતાના પિતા તથા ભ્રાતાના ભયનો ત્યાગ કરી, સમાજનિંદા કે લોકનિંદાને ભુલી જઇ તમારી સાથે પ્રેમ કર્યો. તેનો તમે આવી રીતે ત્યાગ કરી, અન્ય અબળાના અનુરાગી થયા, એ શું તમારે માટે ઉચિત છે ? તમારે માટેજ આ ખૂન કરવામાં આવ્યાં છે, તમારે લીધેજ એકી સાથે સ્રીહત્યા તથા બાળહત્યા જેવાં બે ભયંકર પાપો ઉપસ્થિત થયાં છે."

આ સાંભળીને સેનાપતિનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો. તેણે ક્રોધ સહિત મ્યાનમાંથી તલ્વાર બહાર ખેંચી કાઢવાનો પ્રયાસ કર્યો, પરંતુ કરી શક્યો નહિ. રાધામોહન જ્યારે દુર્ગમાં તલ્વાર લેવા માટે બીજા ઘરમાં ગયો હતો, ત્યારે સેનાપતિની તલ્વારને મ્યાન સાથે મજબૂત રીતે કેટલાક વાળાવડે ખૂબ સખ્ત કરી બાંધી આવ્યો હતો; એથી સેનાપતિ મ્યાનમાંથી તલ્વાર બહાર કાઢી શક્યો નહિ. " નિમકહરામ ! " એવી ક્રોધ સહિત ગર્જના કરતો કરતો તે એકદમ રાધામોહનના તરફ આગળ વધવા લાગ્યો.

એ સમયે ગર્જના કરીને રાધામોહન બોલી ઉઠયોઃ–" ખબરદાર એક ડગલું પણ આગળ ભરશો નહિ, જો જીવનની જરા પણ દરકાર હોય, તો એક ડગલું પણ આગળ વધશો નહિ. જો હવે જરા પણ આગળ આવશો, તો અવશ્ય ધારી લેજો કે, તમારૂં મસ્તક ધડથી વિછૂટું થવામાં એક પળનો પણ વિલંબ લાગશે નહિ. હું સારી

રીતે જાણું છું કે, તમે એક મહા નામાંકિત વીરપુરુષ છો, પણ અત્યારે મારી પાસે તમારી એ વીરતા ચાલી શકશે નહિ. વિશ્વાસઘાતક! તમને શું ધર્માધર્મનો પણ લેશ માત્ર વિચાર નથી? પાપની નૌકામાં બેસી મૃત્યુભૂમિના મુસાફિર થવા છતાં, હજી પણ તમારા હૃદયમાં સત્ય જ્ઞાનનો સંચાર થતો નથી? શું તમે તમારા મનમાં એમજ માની બેઠા છો કે, દુનિયામાં પાપનો વિજય થાય છે? ના કદાપિ નહિં! પાપનો પ્રશ્રય લેનાર કોઈપણ પ્રાણી કદાપિ પૃથ્વીમાં વિજયી થયું નથી, થવાનું પણ નથી. દુર્યોધને પાપનો પ્રશ્રય લીધો હતો: તો તેના હાથમાં કુરુકુળના ધ્વંસ સિવાય બીજું શું આવ્યું હતું? લંકાપતિ દશાનને પાપનો સંગી થવામાં આનંદ માન્યો હતો, તો પુત્ર, પરિવાર સહિત નષ્ટ થવા વિના બીજું શું સારૂં ફળ મેળવ્યું હતું? સેનાપતિ! પાપના આશ્રિત થઇ, આટલા બધા ફુલાઓ છો શા માટે! તમારા તે પાપનું પતન અવસ્ય થશે, ને થશેજ. ”

“ હરામખોર, શયતાન! નિમકહરામ! હવે તારી જિવ્હાને આટલેથીજ અટકાવી દે, મરણને માટે પરમાત્માનું સ્મરણ કરી લે. શું તું મને ઉપદેશ આપવાને યોગ્ય છે કે, અત્યારે આવો ઉપદેશ આપી રહ્યો છે! તને મારી નહિ, તો મારા ઉપકારોની પણ શર્મ નથી આવતી? ઘોડાના તબેલામાંથી મારા સિંહાસનને ડાબી બાજૂએ બેસવાની યોગ્યતા આપવા છતાં પણ તું અત્યારે મારૂં આવું અપમાન કરી રહ્યો છે! ચિંતા નહિ, હું હમણાંને હમણાંજ તારી એ ધૃષ્ટતાનું ફળ ચખાડી આપું છું. ”

આમ કહીને સેનાપતિ એકદમ રાધામોહનના શરીર તરફ ધસી ગયો. રાધામોહન લેશ માત્ર પણ વિચલિત થયા વિના દૃઢતાથી તેને સંબોધીને કહેવા લાગ્યોઃ—“ સાંભળ, દુરાત્મન્, સાંભળ, આટલો બધો ગર્વિષ્ટ ન થા, વગર વિચાર્યું સાહસ ન કર. તારા હૈયામાં ભરાઇ બેઠેલા ભ્રમણાના ભૂતને દૂર કરી, હું જે કહું તે બરાબર સાંભળ. શું તું એમજ માને છે કે, આ સંસારમાં તું જે કાંઇ કરી રહ્યો છે, તે સર્વે યોગ્યજ છે? તેં તારી શીલવતી ભાર્યાનો ત્યાગ કરવામાં ન્યાયનું કાર્ય કર્યું છે? ના—નહિજ. તું તારા મનમાં એમજ માનતો હતો કે, મેના એક સામાન્ય કૃષકની કન્યા છે અને તું એક મોટા માણસનો પુત્ર છે. કેવી ધૃણાની વાત છે, કેવી શરમની વાત છે. મેના પ્રતાપગઢની રાજકન્યા હતી. આ વૃદ્ધ અંધ તૃણની શય્યાપર

સૂતેલા મહાપુરુષ મેનાના જન્મદાતા પિતા રાજરાજેશ્વર મહાનંદ સિંહ છે. દિલ્હીના રાજદરબારમાં સારી સલાહ આપવા જતાં, દુષ્ટ લોકોના કુચક્રમાં પડી રાજવિદ્રોહી ઠરી, તેમને પ્રાણદંડથી દંડિત થવું પડયું હતું, તેમનું રાજ્ય ખાલસા થયું હતું, એથી તેઓ લાચારીથી આવી રીતે દેશત્યાગી થયા હતા, વનવાસી બન્યા હતા. ઘણા સમય સુધી દેશ વિદેશમાં ભ્રમણ કરી તેઓ આ નિર્જન મેદાનમાં આવી આવી ભાંગીતૂટી ઝૂપડી બાંધી રહેવા લાગ્યા છે, આ ઝૂંપડીમાં રહીનેજ તેમણે પોતાના તથા પોતાની કન્યાના પ્રાણની રક્ષા કરી છે, પરંતુ હાય, આજે એ સ્વર્ગીય કુસુમ મેના તારા હાથથી વિના દોષે મરણને શરણ થઇ ચૂકી છે. સેનાપતિ ! આ મહાત્માજ મેનાના જન્મદાતા છે. મારા જન્મદાતા પિતા પણ આ પૂજ્ય પુરુષજ છે. મેના મારી સહોદરા ભગિની છે અને હું તેનો સહોદર-ભ્રાતા છું."

"હું પ્રતાપગઢના રાજચક્રવર્તી મહારાજ મહાનંદસિંહ બહાદુરનો મહાસંભ્રાંત વંશધર રાજકુમાર મણિભૂષણ છું ! મેં તારી ચાકરી કરી હતી ખરી, પરંતુ તને માલિક તરીકે કબૂલ કરતાં મારી છાતી ફાટી જતી હતી, મારા હૃદયમાં તીવ્ર વેદના ઉત્પન્ન થતી હતી.

ગર્જના કરીને સેનાપતિએ કહ્યું કેઃ–" એ બધું ગમે તે હો, મને એ સાંભળવાની કશી પણ જરૂરજ નથી. મેં એ બધું ઘણી સારી રીતે સાંભળ્યું છે. તું રાજા હો, રાજપુત્ર હો કે મહાશૂરવીર નર હો, એની મને કશી પણ ભીતિ નથી. હું તને હવે આ ધરાના ધામપર જીવતો જોવા ઇચ્છતો નથી, મારી ઇચ્છા તને તારી ઉદ્ધતાઇ અથવા ઉચ્છૃંખલતાનું ફળ ચખાડી મરણને શરણ કરવાની છે. શું તને એટલી પણ ખબર નથી કે, જે વીરવર સેનાપતિ વીરબહાદુરનું નામ સાંભળીને સ્વયં દિલ્હીનો બાદશાહ તથા બંગાળાનો નવાબ પણ થરથર કંપી ઊઠે છે, તેની સમક્ષ આવા અપમાન ભરેલા શબ્દો ઉચ્ચારવાનું પરિણામ કેવું વિષમ આવશે ? ગમે તેમ હો, પણ હવે હું તને જીવતો છોડીશ નહિ, તારા ઉષ્ણ રક્તથી મારી અસિની તૃષ્ણાનું નિવારણ કર્યા વિના રહીશ નહિ. તું જીવતો રહીશ, તો મારા કલંકની વાતને આખા દેશમાં ફેલાવી દઇશ, માટે તને આ ક્ષણેજ પરલોકનો પ્રવાસી બનાવી દઇશ, યમરાજના રાજ્યને આધીન કરી દઇશ."

આમ કહીને સેનાપતિ વીરબહાદુર પોતાની વાર બાંધેલી તલવા-

રને મ્યાનમાંથી બહાર ખેંચવાની કોશિશ કરવા લાગ્યો, એ દરમ્યાન રાધામોહને કિંવા નવપરિચિત રાજકુમાર મણિભૂષણે વાઘની પેઠે એકદમ કૂદીને, એક લાત મારી સેનાપતિને જમીન દોસ્ત કરી દીધો તથા તેને લેશ માત્ર પણ અવકાશ ન આપતાં તે તેની છાતીપર ચઢી બેઠો. ત્યારપછી એક હાથે તેણે તેનું ગળું પકડી લીધું. એ સમયે રાધામોહન અથવા મણિભૂષણનો અંધ પિતા મહાનંદસિંહ પણ અંધ આંખોમાંથી આંસૂની ધારાઓ વરસાવતો વરસાવતો, એ સ્થળે આવી પહોંચ્યો.

વૃદ્ધને છેક નજીકમાં આવેલો જોઇને મણિભૂષણ કહેવા લાગ્યો:— "વીરબહાદુર મહારથી, હવે તારો મરણકાળ છેક સમીપમાં આવી લાગ્યો છે, તારા પાપનો ઘડો ફૂટવા બેઠો છે. અબળાની સાથે પ્રતારણા કરવાનું વિષમ પરિણામ હવે તને એક ક્ષણ માત્રમાંજ મળી જશે. તું મહા પાપી છે, તારા પાપની કાંઇ સીમાજ નથી. એક મહા આબરૂદાર નિર્મળ રાજવંશપર તેં જે કલંક લગાડયું છે, તેનું ફળ હું તને હમણાંજ ચખાડી આપું છું. મેના આ બધી વાતો જાણતી નહોતી, મારા પિતાને જ્યારે આ દેશવટાની સજા થઇ, ત્યારે મારી ઉમ્મર કેવળ સાત આઠ વર્ષનીજ હતી, મેના પણ એ સમયે બે ત્રણ માસથી વિશેષ મોટી નહોતી. મેના જ્યારે સાત માસની થઇ, ત્યારે અમારી દુઃખિણી, સંગની સંગિની, દેશત્યાગિણી વનવાસિની ગર્ભધારિણી માતા સ્વર્ગવાસિની થઇ હતી. અમો કોણ છીએ, કયા વંશમાં અમારો જન્મ થયો છે, એ સંબંધમાં મેના અત્યાર સુધી કશું પણ જાણતી નહોતી. પરંતુ મરણ વખતે એ બધું જાણતી ગઇ છે. પ્રથમ સુરંગપૂરથી તારી પાપની લોહીથી ખરડાયલી મોહોરો લઇને જ્યારે હું શત્રુગઢ આવ્યો, તારા જેવા જાલિમના જૂઠાં આશ્વાસનનાં વાકયોથી આશ્વસ્ત થઇને મેં મેનાને આશ્વાસન આપ્યું, એજ સમયે મેનાને કાને મેં અમારા વંશનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો હતો. મેના મરતાં પહેલાં જાણી ગઇ છે કે, તે રાજાની કન્યા હતી, ખેડુતની કન્યા નહોતી. તને પણ હવે જણાઇ આવ્યું હશે કે, તું કેવો મહાપાપાત્મા વિશ્વાસઘાતક પુરુષ છે. હું આજે તને તારી વિશ્વાસઘાતકતા તથા બદમાશીનું ફળ અવશ્ય ચખાડી આપીશ. એક મોટા રાજાની કન્યાનું પાણિગ્રહણ કરવાનું તારા ભાગ્યમાં લખાયું નહોતું, એથીજ તેં તેનો એવી રીતે ત્યાગ કર્યો હતો. પણ હવે વિલંબ શાને ! મર-

વાને તૈયાર થા. વસુધાના ધામપરથી સદાને માટે વિદાય થા. તારા જેવા વિશ્વાસઘાતક પશુની પૃથ્વીને કશી પણ અગત્ય નથી. તું બબ્બે ખૂનનો અપરાધી છે; તેથી તારૂં ખૂન કરવામાં કશું પણ પાપ નથી. આજે તારાં પાપો પૂરાં થયાં છે, મરણ કાળ આવી ઉભો છે. ચાલ, મરવાને તૈયાર થા, જીવનની આશા વિદારી દે."

આમ કહીને રાજકુમાર મણિભૂષણે કમરપરથી પોતાની તલ્વાર બહાર કાઢી; તેણે તલ્વારના એક ઝટકાથી સેનાપતિ વીરબહાદુરના મસ્તકને તેના ધડથી બે હાથ દૂર કરી દીધું, સેનાપતિનું કપાયલું મસ્તક જમીનપર તરફડવા લાગ્યું. ત્યાર પછી શું થયું ? હાય! ત્યાર પછી જે હૃદય વિદારક બનાવ બન્યો, એ બનાવ અમારાથી કોઇ કાળે પણ વિસરી શકાય તેમ નથી, અંધ વૃદ્ધના હાથમાં એક પથ્થરની ડબ્બી હતી, એ ડબ્બીમાં કોઇ એક વસ્તુ હતી. એ વસ્તુમાં ઘણોજ તીવ્ર ગુણ હતો. વૃદ્ધે એમાંથી થોડાક ભાગ લઇને તરતજ પોતાના ઉદરમાં પધરાવી દીધો, બાકીનો બીજો ભાગ, તેના પુત્ર મણિભૂષણે મુખમાં મૂકયો. થોડીવારમાંજ એ વિષમ વસ્તુનું વિપરીત પરિણામ દૃષ્ટિગોચર થયું. પિતા-પુત્ર બન્ને જણા એ વસ્તુના તીવ્રગુણથી જમીનપર ગબડી પડયા, તરફડીયાં ખાવા લાગ્યા અને છેવટે મરણને શરણ થયા. તેમનો બન્નેનો પ્રાણવાયુ દેહપિંજરનો પરિત્યાગ કરીને પંચ મહાભૂતોમાં મળી ગયો ! ક્ષણવારમાંજ આ સર્વ રોમાંચકારક બનાવ બની ગયો ! કાળો કેર વર્તી ગયો.

સઘળું ફના થઇ ગયું. સેનાપતિ ગયો, સેનાપતિનો પ્રિય સહચર રાધામોહન ગયો, સેનાપતિની પ્રિયતમા મેના ગઇ, મેના પ્રિય-પુત્ર ગયો, મેનાનો સ્નેહી પિતા ગયો ! કયાં ગયા ? અનંતની અનંતતામાં, મોહિની માયાના અંધકારમય ગર્ભમાં. બાકી શું રહ્યું, રુદન, હાહાકાર અને વિષાદની વિષમ છાયા સર્વત્ર સમાનભાવે છવાઇ ગઇ. શત્રુગઢ દુર્ગમાં સંતાપની કાંઇ સીમા-પરિસીમાજ રહી નહિ. સેનાપતિ રાત્રે કયાંક ગયા છે, આખી રાત વીતવા છતાં પાછા આવ્યા નથી, એવી એવી દુર્ગમાં અનેક વાતો થવા લાગી. પ્રભાત થયો, તથાપિ સેનાપતિ આવ્યો નહિ. ચારે તરફ તેને ખોળવા માટે લોકોનાં ટોળાંને ટોળાં બહાર નીકળી પડયાં, પરંતુ તેનો કયાંયથી પત્તોજ મળ્યો નહિ. છેવટે એક ખેડુત હાંફતો હાંફતો દુર્ગમાં આવી પહોંચ્યો. તેણે આવીને એવા સમાચાર આપ્યા કે, મહા ભયાનક બ્યાપાર બન્યો છે. હું

શહેરની બહારના એક મેદાનમાં ગયો હતો, ત્યાં એક ઝુંપડી આવેલી હતી, એ ઝુંપડીમાં રાત્રિના ચોથા પ્રહર સુધી દીવો સળગી રહ્યો હતો. એ જોઇને મારા મનમાં કાંઇક ખટકો પેદા થયો હતો, એથી મેં ડરતાં ડરતાં એ ઝુંપડી પાસે જઇને તેના દરવાજાપર ધીમેથી ધક્કો માર્યો હતો, ધક્કો મારતાંની સાથેજ, મને એક મહા ભયાનક દૃશ્ય નજરે પડ્યું હતું! એક પથારીપર મેના મરેલી પડી હતી, તેનાથી સહજ દૂર સેનાપતિનું કપાયલું મસ્તક લોહીથી ખરડાઇને જમીનપર આળોટી રહ્યું હતું. રાધામોહન અને મેનાના વૃદ્ધ અંધ પિતાના જીવન શૂન્ય શરીરો તેની બન્ને બાજૂએ રગદોળાઇ રહ્યાં હતાં એ બધું જોઇને મારા મનમાં અત્યંત ભય ઉત્પન્ન થયો હતો અને હું ભયનો માર્યો જ્ઞાનશૂન્ય થઇને ત્યાંથી એકદમ દોડી નીકળ્યો હતો."

આ પ્રમાણે એ ખેડુતે દુર્ગમાં આવીને તે ભયંકર ઘટના પ્રકટ કરી દીધી. એ સાંભળીને દુર્ગના લોકો તરતજ એ અંધ વૃદ્ધની ઝુંપડી તરફ દોડી ગયા ઝુંપડીમાં પ્રવેશ કરીને તેમણે એ સર્વે ભયાનક કાંડને પોતાની નજરોનજર જોયો. એ જોઇને સર્વના મનમાં ભયંકર કંપારી છૂટવા લાગી સર્વજનોએ તે સઘળા મૃતદહોનો નિયમ પ્રમાણે સત્કાર કર્યો. સર્વ મૃતદહો ક્ષણ માત્રમાં, બળીને ભસ્મીભુત થઇ ગયા.

એ સમયે એક દુર્ગના અનુચરની નજર એ ઝુંપડીમાં પડેલા એક મોટા લાંબા કાગળપર પડી. અનુચરે એ પત્ર ઉપાડીને જોયું, તો તેમાં ખીચોખીચ ભરચક લખાણ જોયું. એ લખાણ વાંચીને, તે સમજી ગયો કે, આ સર્વ શોકાવહ ઘટનાનો સાંગોપાંગ વૃત્તાંત એ કાગળમાં લખેલો હતો. એ સર્વ વૃત્તાંત વાંચીને, તેણે પોતાના સોબ-તીઓને કહી સંભળાવ્યો. એથી સર્વજનો ઘણાજ વિસ્મિત થયા. સર્વના મુખપર એક પ્રકારના વિષાદની છાયા છવાઇ ગઇ.

ધીમે ધીમે લોકોના મુખેથી એ બનાવની વાત ચારે બાજૂએ ફેલાઇ ગઇ. વીર બહાદૂરે જે રમણીની સાથે, લગ્ન કરીને પોતાના મહાલયમાં આણી હતી, તે નવીન રાણી જાણે ઉન્માદિની થઇને કોણ જાણે ક્યાં ચાલી ગઇ. સેનાપતિએ નવીન રાણીને માટે જે નવીન શય્યા નિર્માણ કરાવી હતી, તે શય્યા સર્વથા શૂન્યજ પડી રહી. ખરે-ખર મનુષ્યના જેવી,'અસ્થાયી અને અનિત્ય વસ્તુ આ વિશ્વમાં બીજી એક પણ નથી. તરૂ, લતા, પહાડ, નદી, સમુદ્ર આદિ સર્વનો નાશ થવામાં યુગોના યુગો વીતી જાય છે. કરાળકાળને પણ એ સર્વે વસ્તુ-

ઓનો ભોગ લેતાં અનંત કાળ વહી જાય છે. પરંતુ, મનુષ્યનો નાશ કરવામાં તેને એક પળ કિંવા વિપળનો પણ વિલંબ લાગતો નથી. જે સેનાપતિ વીર સમાજમાં સર્વોત્કૃષ્ટ વીર ગણાતો હતો, જેણે વીરબાહુ તથા વીરબહાદુર જેવા ઉચ્ચ ઉપાધિઓ સંપાદન કર્યા હતા. યુદ્ધમાં જે અદ્વિતીય ગણાતો હતો, જેણે અનેક યુધ્ધોમાં મહાવિજય મેળવ્યો હતો, તેજ સેનાપતિ વીરબહાદુર ક્ષણ માત્રમાં વાયુના ગોળાની પેઠે વિલીન થયો. તેની સર્વ આશાઓનો અવસાન આવ્યો. જે દુર્ગમાં તેણે નવીન મહારાણીની સાથે, વિલાસ વૈભવ ભોગવવાની અભિલાષા રાખી હતી, જે સુકોમળ શય્યા તેણે પરમ ઉલ્લાસથી નિર્માણ કરાવી હતી; તે સર્વ ફના થઇ ગયું. મહારાણી—મોંઘેરી મહારાણી રસ્તાની રઝળતી ભિખારીણી બની ગઇ. સેનાપતિના જીવનની લીલા આ પ્રમાણે મહાશોકમય રીતે સમાપ્ત થઇ. સેનાપતિના સ્થાનપર શત્રુગઢમાં નવીન સેનાપતિ નિયુક્ત થયો.

ત્યાર પછી, એક વરસ વીતી ગયું. ગયા વરસના જે દિવસે, જે રાત્રે એ શોચનીય બનાવ બન્યો હતો. તેવોજ એક નવીન અદ્ભુત બનાવ, બીજા વરસના તેજ દિવસે અને તેજ રાત્રે ઉપસ્થિત થયો. રાત્રિના બીજા પ્રહર પછી ઘોર અંધકારના જેવા ઘોર કાળા રંગના અશ્વોપર આરોહણ કરી પગથી તે માથા સુધી કાળા વસ્ત્રથી ઢંકાયલી બે ભયંકર પ્રકાંડ મૂર્ત્તિઓએ દુર્ગના આંગણામાં દેખાવ દીધો. નક્ષત્રવેગે અશ્વો દોડાવી એ બન્ને અશ્વારોહી કૃષ્ણમૂર્ત્તિઓ દરવાજાની સ્હામે આવી ઉભી રહી. જે મૂર્ત્તિ પાછળ હતી, તેની બગલમાં એક કાળા કપડામાં વિંટાયલી કોઇ એક વસ્તુ હતી. અગ્રગામી મૂર્ત્તિએ ગંભીર અલૌકિક સ્વરે દરવાજો ખોલી નાખવાનો હુકમ કર્યો. દરવાજા પર પહેરો હતો, જે પ્રહરીઓ પહેરો ભરી રહ્યા હતા, તેમના હાથમાંની તલ્વારો એ અદ્‌ભુત કૃષ્ણમૂર્ત્તિનો આદેશ થતાંની સાથેજ સરી પડી, એક પ્રહરીએ કંપતાં કંપતાં દરવાજાનું તાળું ખોલી નાખ્યું, તાળું ખોલતાની સાથે તરતજ તે મૂર્ત્તિએ પાછો દરવાજો ખોલવાનો પ્રહરીને સખ્ત હુકમ ફરમાવ્યો. પ્રહરીએ એ હુકમને પણ તામિલ કર્યો. ત્યાર પછી અશ્વારોહી મૂર્ત્તિઓ વાયુવેગે અશ્વો દોડાવી અલૌકિક ચીત્કારથી ચતુર્દિશાને પ્રતિધ્વનિત કરી અંધકારમાં મેદાન ભણી અદૃશ્ય થઇ ગઇ.

એ જોઇને સર્વ દુર્ગવાસીઓ ભયના માર્યા જ્ઞાનશૂન્ય બની ગયા. પ્રથમ વરસે એવો બનાવ બન્યો, બીજે વરસે પણ બરાબર એજ

રાત્રે અને એજ સમયે એવાજ અંધકારમાં, બન્ને અશ્વારોહી અંધકાર મૂર્ત્તિઓએ આવી દુર્ગવાસીઓને એવો જ ભય દર્શાવ્યો, ત્યારે સર્વેએ સ્થિર કર્યું કે, કપાયલો સેનાપતિ વીરબહાદુર તથા વિષ ખાઇને મરેલો રાજકુમાર મણિભૂષણ અપઘાતથી મરીને ભૂત થયા છે. તેમના બન્નેના અશ્વો પણ અશ્વભૂત થયા છે. મણિભૂષણની ગોદમાં કાપડથી વિંટાયલી વસ્તુ હતી, તે વસ્તુ શી હતી વારૂ ? લોકોએ એ વસ્તુના સંબંધમાં એવું અનુમાન કર્યું કે, એ સેનાપતિનો મરેલો, મેનાના ગર્ભથી જન્મેલો પુત્રજ હતો.

એ વરસ સુધી ઉપરાસાપરી આવો અદ્દભુત બનાવ બનેલો જોઇને, એ દુર્ગના સેનાપતિએ એવો નિયમ કરી દીધો કે, એ સાંવત્સરિક ભયંકરી વિભાવરીએ-રાત્રે દરવાજાપર કોઇ પણ પ્રહરીએ પહેરો ભરવા માટે બેસવું નહિ, દરવાજા બંધ કરવા નહિ, તેમજ દુર્ગની અંદર દીવા પણ સળગાવવા નહિ. સેંકડો વરસો થયાં આ નિયમ ચાલ્યો આવે છે, આ જ શત્રુગઢ દુર્ગના ભૌતિક નાટકના ભૌતિક અભિનયનો બહુ પ્રચલિત ભયંકર ભેદ છે ! આ જ શત્રુગઢનો ઘણો પુરાતન ભયાનક ઇતિહાસ છે.



## ઉનવિંશ પ્રસંગ

### પલાયનની મંત્રણા

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् ।
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रोः ।
इत्थं विचिन्तयति कोशगते द्विरेके ।
हाहन्त हन्त जलिनी गज उज्जहार ॥

ભાવાર્થઃ—" કમળના કોશમાં સપડાઇ ગયેલો ભ્રમ વિચાર કરતો હતો કે, રાત્રિ જતી રહેશે, પ્રભાત થશે, સૂર્ય ઉગશે, અને કમળ ખિલી રહેશે ( અર્થાત્ સૂર્ય ઉગશે એટલે કમળ ખિલવવાથી હું છૂટો થઇ ઉડી જઇશ ) એટલામાં તો હાથીએ તે કમળના છોડને ઉખેડીને ફેંકી દીધો.

શિશુચોર રાજપુરુષો શત્રુગઢ દુર્ગમાં માંહોમાંહિ વ્યવસ્થા કરીને નિશ્ચિંત થયા હતા; રાત્રિ વીતીને પ્રભાત થવામાં એક પ્રહરનો વિલંબ હતો. આપણે આ પહેલાંજ આપણા કિશોરસિંહને ચૂપચાપ રાજા દીનવલ્લભસિંહના શયનગૃહમાં પ્રવેશ કરતો જોઇ આવ્યા છીએ. આવો, વાંચકબંધુઓ, તે એ ઓરડામાં અત્યારે શું કરી રહ્યો છે, એનું આપણે એકવાર જરા અવલોકન કરી આવીએ.

કિશોરસિંહની સાથે એ ઓરડામાં આવવાની સલાહ કરી હતી, એથી રાજા દીનવલ્લભસિંહે શયન કર્યું નહોતું, દીવો હોલવી નાખ્યો નહોતો. તેમજ વસ્ત્રો પણ બદલ્યાં નહોતાં. તે તેના આવવાની વાટ જોતો બેઠો હતો. દીવો ધીમો ધીમો સળગી રહ્યો હતો. જે દિશામાં ધીમો દીપક સળગી રહ્યો હતો, તેજ દિશામાં તે એક કોચપર બેઠો હતો. થોડીવારમાં કિશોરસિંહ તેની પાસે જઇ પહોંચ્યો. અને રાજા દીનવલ્લભસિંહનો સંકેત થતાંની સાથેજ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે તેની પાસેના એક બીજા કોચપર બેસી ગયો; એ સમયે એક સોનાના પલંગપર બિછાવેલી સુકોમળ શય્યામાં ચોરાયલો રાજકુમાર સુખપુર્વક સુઇ રહ્યો હતો.

રાજા દીનવલ્લભસિંહ કિશોરસિંહની સાથે કાંઇક ગુપ્ત વાતો કરી રહ્યો હતો, તે જે વાતો કરતો હતો, તે એટલા બધા ધીમા અવાજથી કહેતો હતો કે, કિશોરસિંહના વિના બીજા કોઇનાથી પણ સાંભળી શકાય તેવો કશો સંભવજ નહોતો. તેના વાત કહેવાના હાવભાવપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું કે, આ પહેલાં કોઇ એક વાત તેમની બન્નેની વચ્ચે થઇ ગઇ હશે. કારણ કે, એક પૂર્વની વાર્તાનું સ્મરણ કરાવીનેજ રાજા દીનવલ્લભસિંહ કિશોરસિંહને કહી રહ્યો હતો કેઃ–" પરંતુ એથી શું થયું? તું જે કહે છે, તે બરાબર છે. તેઓ ચારે જણા જો હથિયાર સહિત પહેરાપર ન રહ્યા હોત, તો તો જાણે ઠીકજ થાત. દરવાજો આખી રાત ખુલ્લો રહે છે. વળી દુર્ગમાં નથી જોવામાં આવતો દીવો કે તેવો કાંઇ પ્રકાશ! સર્વત્ર ભયાનક અંધકારને અંધકારજ છવાયલો જોવામાં આવે છે. પહેરેગીરો પણ આ ચારે જણા જ્યારથી પહેરો ભરવામાં રોકાયા છે, ત્યાર પહેલાં દરવાજાપર હાજર નહોતા, એથી સગવડનો કાંઇ સુમારજ નહોતો. ઘણીજ ઉમદા સગવડ હતી. પણ અત્યારે એમાંનું કશું પણ કામ લાગે તેમ નથી. ખુદ રાજા મંગળસિંહ, રાજચંદ્રસિંહ, રાજા મયુરશેખર તથા રાજા કરુણસિંહ પહેરો ભરવામાં રોકાયા છે, એટલે હવે એવી આશા રાખવી નકામી છે. હવે શું કરીશું કિશોર!"

કિશોરસિંહ અત્યંત સાહસસહિત ગર્જના કરી બોલી ઉઠયોઃ– "શું કરીશું? સરદાર! શું કરીશું? શું કરીશું એવા શબ્દો શા માટે બોલો છો? આપણને શો ભય છે! ભલેને એ સર્વ સરદારો પહેરો ભરે! એથી આપણને શી હાનિ થવાની છે! એ લોકો જાગે છે, એનો મને જરા પણ ભય નથી. હું રાતોરાત રાજાને રાજધાનીમાં પહોંચાડી દઇશ. આપ કદાચ એમ ધારશો કે હું આ બધી ગાંડાઇ ભરેલી વાતો કરી રહ્યો છું, પણ ના, રાજન! આ વીર કિશોરને માટે એવી ધારણા ધારશો નહિ. ગમે તેવું કઠિન કાર્ય કરવામાં હું કદાપિ પાછો પડયો નથી અને પડીશ પણ નહિ. અત્યારે આ સર્વ લોકો જે અન્યાયનું કામ કરવા બેઠા છે, એ મારાથી જોવાય તેમ નથી, રાજમહાલયમાં રાજાની ચોરી કરી લાવવામાં એ લોકોએ મોટો અપરાધ કર્યો છે, નીતિનો ભંગ કર્યો છે, ન્યાયને પગ તળે કચડી નાખ્યો છે. રાજા હજી છેક બાળક છે, ધાવણો બાળક છે. ધાવણા બાળકની ચોરી કરવામાં આવી છે, એ શું ન્યાયનું કામ

છે ? રાજાની ચોરી કરી રાજ્યના ભારને હસ્તક કરવાની કોશિશ કરવી, એના જેવું મૂર્ખતાનું કાર્ય બીજું કયું છે ! આ સર્વ લોકો મૂર્ખના સરદારો છે. જો કદાચ, આ લોકો રાજાની ચોરી કરી ફાવી જશે, રાજસત્તાને પોતાને હસ્તક કરશે, તો પણ જન સમાજમાં તેમની પ્રતિષ્ઠા ન થતાં ઉલટી હાંસીજ થશે. રાજા થવાની વાસનાથી તુચ્છ–લાલસાથી, આ કાપુરુષોના કુકર્મથી તથા મિથ્યા અભિલાષાથી ચૈતન્યવાદી ભક્ત–સંપ્રદાય પ્રત્યે સમસ્ત લોકોની વિજાતીય ઘૃણા ઉત્પન્ન થશે; હૃદયનો આંતરિક દ્વેષ પણ જાગી ઉઠશે, આશા તથા વિશ્વાસ આદિ સર્વ ઉઠી જશે. શું કેવળ રાજ્યની તુચ્છ અને નશ્વર સત્તાના લોભથી સમસ્ત સંપ્રદાયને કલંકિત કરવાનું આપને અધિક ઉચિત જણાય છે ? આપ અવશ્ય સ્મરણમાં રાખજો કે, એના યોગે આપના સમાન મોટા મોટા માણસોના સ્થાપેલા નવીન સંપ્રદાયની ભક્તિ તથા શ્રદ્ધા આદિ સર્વ એકી સાથે ધ્વંસ પામશે, ધૂળધાણી થઇ જશે. આ શું કાંઇ જેવી તેવી સાધારણ વાત છે ? આપ શું ધારો છો ? હું અવશ્ય ને અવશ્ય આજે રાત્રે રાજકુમારને સુરંગપૂરના રાજમહાલયમાં પાછો પહોંચાડી આવીશ. મારા હાથથી જે રાજ-કુમાર આ સર્વ લોકોને સ્વાધીન થયો છે, તેને હુંજ પાછો મૂકી આવીશ.”

“ કિશોરસિંહ ! ” વિસ્મય વિકસિત નયને કિશોરસિંહના મુખ પ્રતિ દૃષ્ટિપાત કરી રાજા દીનવલ્લભસિંહે ચંચળ સ્વરે કહ્યું:–“ હા, કિશોરસિંહ ! તારી આ ઉપદેશકારક વાર્ત્તાથી મારૂં મૃત જ્ઞાન પુનઃ સંજીવન થયું છે. તું ખરેખર એક સાધુ પુરુષ છે, તું વીરપુરુષ છે. ધન્ય છે, તારા સાહસને સહસ્રવાર ધન્ય છે ! પુરુષ ચરિત્રની પવિ-ત્રતાની આજે તેં મારી પાસે પરાકાષ્ટા કરી બતાવી છે. હું નહોતો જાણતો કે, તું જેવો વીર, ધીર અને પરાક્રમી છે, તેવોજ પરોપકારી, ધાર્મિક અને પવિત્ર પણ હોઇશ: પણ ભાઇ ! આજે તારા જીવનમાં હું સાધુતા, પવિત્રતા અને પરોપકારિતા આદિ ત્રિવેણીનો સંગમ થતો જોઇ શકયો છું. થોડીવાર પહેલાં મારા મનમાં જે કાંઇ સંદેહ જન્મ્યો હતો, તે સંદેહને તેં તે કેવળ તારા સરળ હૃદયના ત્રણચાર સરળ વાતોથીજ સર્વથા દૂર કરી દીધો છે. રાતોરાત બાળકને પાછો પહોં-ચાડી આવવાની ખાસ આવશ્યકતા આવી પડી છે. જો આજે રાત્રે રાજકુમારને અહીંથી ગમે ત્યાં સેરવીને લઇ જવામાં નહિ આવે, તો ખરેખર તેનું પરિણામ તારા કહેવા પ્રમાણે મહા ભયાનકજ આવશે,

પવિત્ર ચૈતન્ય સંપ્રદાયની પવિત્રતાપર સદાને માટે કલંકનો કાળો દાગ લાગી જશે. હું તને પહેલેથીજ કહેતો આવું છું કે, રાજકુમારને ગમે તે રીતે રાજમહાલયમાં પાછો પહોંચાડવાની મારી ઇચ્છા છે. પરંતુ એવી ઇચ્છા હોવા છતાં પણ મારા પોતાનાથી એ વિષયમાં કશું પણ કરી શકાય તેમ નથી. તને એ પણ કહી દીધું છે કે, એમ કરવાથી હું મારા આ સર્વ રાજમિત્રોનો વિદ્રોહી–શત્રુ થઇ પડું તેમ છું અને એમની શત્રુતાનું પરિણામ મહાવિષમ આવવાનો સંભવ રહે છે. તું એ તો સારી રીતે જાણેજ છે કે, આ સર્વ લોકો મહાઝેરીલા અને સ્વાર્થપરાયણ પિશાચો છે. એમના રોષમાં આવનારનો કદાપિ નિસ્તારજ થઇ શકતો નથી. ભાઇ! એટલા માટેજ આ બાળકને લઈ જવામાં મને આટલો બધો ભય લાગે છે."

"હા, બરાબર છે, આપના કહેવાનો આશય હું બરાબર સમજી શક્યો છું. આપને એ લોકોની સાથે શત્રુતા કરવાનું કશું પણ કારણ નથી; કારણકે, એથી મારા પિતાતુલ્ય મહાત્મા રણધીરસિંહરાયનું પણ અત્યંત અહિત થવાનો સંભવ રહે છે. આપની સાથે રણધીરસિંહ-રાયને પણ આ લોકો પોતાના શત્રુ માની બેસે તેની પણ ચિંતા નથી. આપનાથી જો એ કાર્ય ન થઇ શકે, તો ચિંતા નહિ. જો આપ મારી સાથે નહિ આવી શકો, તો હું એકલોજ જઇશ. હું એક-લોજ એ સર્વ કાર્યોને સમાપ્ત કરીશ. ગમે તેમ થાય, પરંતુ હું રાજકુમારને પાછો મૂકી આવીશ, અવશ્ય મૂકી આવીશ. રાજકુમારના રક્ષણ માટે કદાચ મારૂં માથું ડૂલ થશે, તો તેમ કરવામાં પણ હું કદાપિ પાછો પડીશ નહિ. મને એ વિષયમાં કોઇનો પણ ભય નથી. હું કોઇનાથી પણ ડરતો નથી. મારી રક્ષા માટે મારી આ વીરત્વપુ-વિદારિણી તલ્વાર તૈયાર છે."

આમ કહીને તેજ સહિત અત્યંત ચંચળતાથી કિશોરસિંહ તલ્વારનો સ્પર્શ કરી, ગર્વપૂર્વક કોચપરથી ઊઠી ઊભો થઈ ગયો. રાજા દીનવલ્લભસિંહ ચંચળતાથી ઊઠી કિશોરસિંહનો હાથ ઝાલી અજાય-બીની સાથે તેને ઠપકો આપતો બોલી ઉઠયો:–" અરે આ શું! તું આ શું કરે છે! આવી ગાંડાઇ ન કર. એકદમ આવા મહાન કાર્યમાં મરણીયા થઇને ભાગ લેવો એ છેક મૂર્ખતા વિના બીજું કાંઇ નથી. ભાઇ! શાંત થા, કર્ત્તવ્યનો પૂર્ણ વિચાર કરી, કર્ત્તવ્ય કરવાને તત્પર થા. હું તને એકલાને કદાપિ જવા દઇશ નહિ."

"ત્યારે આપ સાથે ચાલો, મને સહાયતા કરો." કિશોરસિંહ તરતજ બોલી ઉઠયો.

કાંઇક વિચાર કરીને રાજા દીનવલ્લભસિંહે કહ્યું:–"મારી સહાયતાથી પણ શું થઈ શકશે? કરુણસિંહ, રાજ્યચંદ્ર, મયુરશેખર, મંગળસિંહ, આદિ મોટા મોટા ચાર વીરપુરુષો ખુલ્લી તલ્વારે પહેરો ભરી રહ્યા છે. તેમના પંજામાંથી શી રીતે છટકી શકાશે! જતાંવેંતજ તેઓ આપણને ઘેરી લેશે, આપણી સાથે ભયંકર યુદ્ધ કરવાને તત્પર થશે. ભાઇ! ત્યારે તું શું કરીશ? આપણા બન્નેમાંથી એક જણને તો રાજકુમારને ગોદમાં ઝાલી રાખવો પડશે, પછી બીજા એજ જણથી શું થઇ શકશે? શું આપણામાંનો એક જણ એવા એવા ચાર વીરપુરુષોની સ્હામે ટક્કર ઝીલી શકશે ખરો કે? વળી ધારો કે, કદાચ અંધારામાં લડાઈ થશે, અને દૈવયોગે કદાચ બાળકના શરીરપરજ તલ્વાર લાગી જશે, તો પછી મહા અનર્થ થયા વિના બીજું શું સુપરિણામ આવશે વારૂ?"

ગંભીર વદને કિંચિત્ ચિંતા કરી, ઉલ્લાસ તથા ઉત્સાહથી કિશોરસિંહ બોલી ઉઠયો:–"આપે એ ઘણીજ ઉત્તમ વાત યાદ કરાવી આપી છે, પણ ચિંતા નહિ, હું હમણાંજ એક નવો ઉપાય ખોળી કાઢું છું. ભૂતોના ખેલની વાત તો આપને યાદ છે ને? ભૂતો ગંભીર રાત્રે ઘોડાપર બેસી એક બાળકને ગોદમાં લઇ દુર્ગના દરવાજામાંથી બહાર નીકળી પડે છે, એવી જે એક કથા કહેવામાં આવે છે, એ આપના સ્મરણમાં છે ને? ચિંતા નહિ, ચાલ્યા આવો, આપણે બન્ને ભૂતોનો વેશ ધારણ કરી લઇએ. બાળક પણ અત્યારે આપણી પાસે મોજૂદ છે. બાળકને પણ આપણે ભૂત બનાવવો પડશે. બસ, હવે કશી અડચણ આવશે નહિ."

ચમકિત થઇને રાજા દીનવલ્લભસિંહ બોલી ઉઠયો:–"વાહ, વાહ, વાહ! તું ખરેખર બહાદુર યુવક છે, તારી ઉપસ્થિત બુદ્ધિ અતિ તીક્ષ્ણ છે, તું એક મહા વિચારવંત યુવક છે! તારી ચમત્કારિક બુદ્ધિને હું અસંખ્ય વાર ધન્યવાદ આપું છું. તેં ઘણીજ ઉત્તમ સલાહ ઘડી કાઢી છે. જો આપણે એવી રીતે ભૂતનો વેશ ધારણ કરી લઇશું. તો પછી દરવાજામાંથી બહાર નીકળવામાં આપણને કશી પણ અડચણ આવશે નહિ, આપણને કોઈ પણ મનુષ્ય અટકાવી શકશે નહિ. પરંતુ આપણને જે જે વસ્તુઓની જરૂર પડશે, તે આ-

પણે ક્યાંથી લાવીશું વારૂ? કાળા કાળા ઘોડા, કાળો કાળો પોશાક અને કાળી કાળી ટોપીઓ વગેરે બધી વસ્તુઓની—"

"એને માટે આપ આટલી બધી ચિંતા શા માટે કરો છો?" સતેજ સ્વરે કિશોરસિંહે કહ્યું:—"એને માટે આપ આટલી બધી ચિંતા શા માટે કરો છો? દુર્ગના જે વિભાગમાં અશ્વશાળા આવેલી છે, તે હું જોઇ આવ્યો છું. આપણા અશ્વોને ત્યાં આગળ કાંઇપણ દુઃખ થાય નહિ, એવું બહાનું કાઢીને હું સેનાપતિને સાથે લઇ એકવાર અશ્વશાળામાં પણ ગયો હતો. અશ્વશાળામાં લગભગ બસો અશ્વો મોજૂદ છે અને તેમાંના અનેક અશ્વો આપ કહો છો, તેવા કાળા રંગના પણ છે, એમાંથી બે સુંદર અશ્વોને હું લઇ આવીશ. હવે પોશાકનો સવાલ બાકી રહ્યો ખરૂં ને વારૂ! પણ ફિકર નહિ. પોશાકનો પણ બંદોબસ્ત થઇ રહેશે. વસ્ત્રાગાર પણ મેં જોયો છે, ત્યાં આગળ દીવાલ પર અનેક લાંબા લાંબા કાળા ઝભ્ભા લટકી રહ્યા છે, માથાંની ટોપીઓનો પણ કાંઇ શુમારજ નથી. રાજન્! આપ જેવો કહો છો, તેવો બધો પોશાક ત્યાંથી સહજમાંજ મળી શકશે. ચાલો હવે વિલંબ ન કરો, આપણે જેમ બને તેમ જલ્દી આ કામને ખતમ કરી નાખીએ. વસ્ત્રાગાર આ ઓરડાની નીચેના ભોંયરામાંજ આવેલું છે અને આજે રાત્રે દુર્ગના તમામ ઓરડાઓનાં દ્વાર ખુલ્લાં પડયાં છે, એટલે આપણને ક્યાંય પણ જવામાં કશી મુશીબત નડશે નહિ. વળી રાજકુમાર પણ ભર ઊંઘમાં સુતેલો છે; આપણા પાછાં આવતાં સૂધી એ ઊંઘમાંથી જાગી ઉઠે, એવો કાંઇ સંભવજ નથી. ઇશ્વરે અત્યારે આપણને બરાબર અનુકૂળ સંજોગો મેળવી આપ્યા છે, માટે હવે નિરર્થક વિલંબ કરવાની કશી પણ આવશ્યકતાજ નથી."

સૂતેલો રાજકુમાર શય્યાપર એકલોજ ઘોર અંધકારમાં સૂઇ રહ્યો. કિશોરસિંહની સાથે રાજા દીનવલ્લભ ઘરમાં સળગતા દીવાને હાથમાં ઝાલી પત્થરની સીડીપરથી નીચે ઉતર્યો, વસ્ત્રાગારનાં દ્વાર એ વખતે બિલ્કુલ ખુલ્લાં પડયાં હતાં, એથી ચૂપચાપ પ્રવેશ કરીને, બન્ને જણાએ પોતપોતાને રૂચતો કાળો પોશાક ઉપાડી લીધો અને પોતાનાં પહેરેલાં વસ્ત્રોપર એ પોશાક પહેરી લીધો. તેમણે બન્નેએ એવો ચમત્કારી પોશાક પહેરી લીધો કે, જેથી તેઓ ખરેખરા ભૂત જેવાજ જણાવા લાગ્યા.

ભૂતનો પોશાક ધારણ કરી લીધો. ત્યાર પછી વસ્ત્રાગારમાંથી બહાર આવી સીડીપર ચઢી કિશોરસિંહે ગુપચૂપ રાજા દીનવલ્લભ-સિંહના કાનમાં કહી દીધું કે, "આપ ઉપર જાઓ, આપણે જે ઘરમાં સૂવાનો વિચાર કર્યો હતો, એ ઘરમાં જાઓ અને તેમાં જે દીવો સળગી રહ્યો છે, તે સાથે લેતા આવો. વળી રાજકુમારને પણ સાથે લાવવાનું ભૂલશો નહિ. ખૂબ સંભાળીને લાવજો. તેને બરાબર મજબૂત રીતે આપનાં ગળાં સાથે વળગાડીને લાવજો, સોનાની ઝાલર-વાળા મખમલના વસ્ત્રમાં લપેટીને બીજું કોઇ પણ માણસ ન જાણી શકે, તેવી રીતે તેને લેતા આવજો. કારણ કે, દુર્ગનાં સઘળાં માણસો ઘણી સારી રીતે જાણે છે કે, બન્ને કૃષ્ણવર્ણની અંધકાર ભૂતમૂર્ત્તિઓ જ્યારે દુર્ગના દરવાજામાંથી બહાર નીકળે છે, ત્યારે બાળકને પોતાના કાળા ગળાબંધથી વળગાડીને લઇ જાય છે. માટે જાઓ, આપ જલ્દી જાઓ અને મારા કહેવા પ્રમાણે બધો બંદોબસ્ત કરીને સત્વર તૈયાર થાઓ. હવે બિલ્કુલ વિલંબ કરશો નહિ, હું અશ્વશાળામાં જાઉં છું, અશ્વો લઇ આવું છું."

પરંતુ પાછો કાંઇક વિચાર કરી રાજા દીનવલ્લભસિંહે સહજ સંદિગ્ધ સ્વરે કહ્યું કેઃ—"વારૂ. તું અશ્વશાળામાં સાથે દીવો લઇને જઇશ તથા અશ્વોને બહાર કાઢીશ, તેથી અવાજ થયા વિના રહેશે નહિ. વળી એ અવાજ સાંભળીને અશ્વપાળ તરતજ ઝબકીને જાગી ઉઠશે તથા તને જોઇને ઓળખી જશે, ત્યારે તું શું કરીશ? હું ધારૂં છું કે, તારી આ યુક્તિ જેવી જોઇએ તેવી ફતેહમંદ નિવડશે નહિ. ભાઇ! આ સર્વ ઉપાય મને તો લેશ માત્ર પણ રૂચતો નથી."

સહજ હસીને કિશોરસિંહે કહ્યું;—"આપનો આ ભય સર્વથા વૃથા છે. કારણ કે, આજે રાત્રે આ દુર્ગનાં સઘળાં માણસો લગભગ મરણતોલ બની ગયાં છે. કેટલાંક ઉંઘમાં ઘોરી રહ્યાં છે અને કેટલાંક ભૂતોના ભયનાં માર્યા મરણતોલ થઇ પડયાં છે. જો કદાચ મને કોઇ જોઈ જશે, તો પણ તે ભુતજ ધારી લેશે, એ બધા ભુતોના ખેલોજ છે, એવી કલ્પના કરી લેશે. વળી મેં અત્યારે બરાબર ભૂતનો વેશ ધારણ કરી લીધો છે, એટલે પછી મને ડરવાનું કારણ પણ શું છે?"

કિશોરસિંહનાં આવાં હિમ્મત ભરેલાં વચનો સાંભળીને રાજા દીનવલ્લભસિંહ હસી પડયો અને ત્યાર પછી તે, ત્યાં એક ક્ષણનો

પણ વિલંબ કરી શક્યો નહિ. દીનવલ્લભસિંહ રાજકુમારને લેવા માટે ઉપર ગયો અને કિશોરસિંહ અશ્વશાળા તરફ ચાલ્યો ગયો.

આઠ દશ મિનિટનો સમય વીતી ગયો, કિશોરસિંહ બે મોટા મોટા કાળા અંધકાર વર્ણના અશ્વો લઇ મુકરર જગાએ આવી પહોંચ્યો. આવતાંની સાથેજ તેણે જોયું કે, કાળા વસ્ત્રથી ઢંકાયલી એક કદાવર મૂર્ત્તિ બાળકને ગોદમાં લઇ તેની સ્હામે આવી ઉભેલી છે. ધીમે ધીમે તે કાર્ય કરવાનો ભાવ દર્શાવી રહી છે, કિશોરસિંહે ત્વરિત સ્વરે એ મૂર્ત્તિને સંબોધીને કહ્યું કેઃ–"દિન મહારાજ! બાળકને મારા હાથમાં સોંપી દો અને આપ આ અશ્વપર આરોહણ કરો. વિલંબ કરવાની આવશ્યકતા નથી; અવકાશ નથી. આપ જાણો છો કે, આજે આપણે આ વેશમાં ભૂતોના ખેલો ખેલવાના છે. મારે મણિ ભૂષણના પ્રેતાત્માનો વેશ ભજવી આ બાળક રાજકુમારને ગોદમાં લઇ દુર્ગમાંથી ન્હાસી છૂટવાનું છે અને આપને મરહુમ સેનાપતિનો વેશ લઇ મારો સંગાથ પૂરવાનો છે. રાજન્! આ કાર્ય ઘણીજ દક્ષતાની સાથે પાર પાડવાનું છે. ચાલો હવે અશ્વપર સ્વાર થઇ જાઓ, નિરર્થક વિલંબ ન કરો."

બાળકને કિશોરસિંહની ગોદમાં સોંપી દીર્ઘાકાર મૂર્ત્તિ એક કુદકો મારી અશ્વપર આરૂઢ થઇ. બાળક હજી પણ બેભાન અવસ્થામા ઊંઘી રહ્યો હતો, એથી આંચકો લાગવાથી જાગી ન ઉઠે, એવી સંભાળથી બાળકને ગોદમાં લઇ કિશોરસિંહ ધીમે ધીમે અશ્વની પીઠપર બેસી ગયો, ત્યારપછી તેણે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના અશ્વને દોડાવી મૂક્યો, દીનવલ્લભસિંહે પણ અશ્વની પીઠપર ચાબૂક મારી અશ્વને વાયુ વેગે હંકારી મૂક્યો, મજબૂત પત્થરજડિત આંગણાંમાંથી મોટા મોટા બે જુવાન અશ્વો વાયુ વેગે દોડવા માંડયા, પ્રશસ્ત પાષાણોપર દ્રુતગામી અશ્વનાં પગલાંનો ધનધન અવાજ સંભળાવા લાગ્યો. અશ્વનાં પગલાંનો અવાજ દરવાજા સૂધી પહોંચતાં પહેલાં દુર્ગવાસીઓમાંના કેટલાક જાગતા માણસોના કાન સાથે અથડાયો, જે લોકો ઊંઘી ગયા હતા, તેઓ પણ ભયાનક અશ્વોના, ભયાનક પગલાંનો અવાજ સાંભળીને ભયના માર્યા જાગી ઉઠયા. મોટા મોટા, વીર પુરૂષો કે જેઓ એ દુર્ગપુરીના રક્ષકો હતા, મોટા મોટા યુદ્ધોમાં જેમનું હૃદય કંપતુ નહોતું, તેઓ પણ એ શબ્દ સાંભળીને જાણે મરણતોલ થઇ ગયા, અને પોતપોતાના બિછાનાપર ચૂપચાપ પડયા રહ્યા. તેમના

શરીરનું લોહી વહેતું બંધ થઇ ગયું. શરીરના સમસ્ત વાળ, અને મસ્તકના વાળ સુદ્ધાં ખડા થઈ આવ્યા, શ્વાસોશ્વાસ પણ બંધ થઇ રૂંધાઇ જવા આવ્યો. સ્વયં સેનાપતિ સુદ્ધાં એવી રીતે બેભાન થઇને બિછાનાપર પડી રહ્યા. સર્વ જનોએ નિશ્ચય કર્યો કે, ભૂત જઇ રહ્યું છે. પરંતુ ભૂતનો ચહેરો કેવા પ્રકારનો છે એને બરાબર તપાસીને જોવાનું સાહસ કોઇનાથી પણ કરી શકાયું નહિ. કોઇપણ વ્યક્તિ મસ્તક ઉંચુ કરી એ તરફ દૃષ્ટિપાત પણ કરી શકી નહિ. સર્વજનો સૂતા સૂતા કંપતા કલેવરે પથારીપરજ પડયા રહ્યા.

અશ્વારોહી ભૂતોએ પવન વેગે ઘોડા દોડાવ્યા, અશ્વો પોતાનાં પહાડી પગલાંના પહાડી અવાજથી દશે દિશાઓને ગજાવતા ધીમે ધીમે દોડવા માંડયા. ટપાટપ ભીમ શબ્દ સાંભળીને, તથા દુર્ગનાં આખા આંગણાને થરથર કંપતું જોઇને દરવાજાપર બેઠેલા ચારે સાહસી પ્રહરી રાજાએ એકદમ ચમકી ઉઠયા. અને ભયસહિત એકીટસે આંગણા તરફ જોવા લાગ્યા. ચારે જણાંનાં ચારે હૃદયો એકી સાથે કંપી ઉઠયાં. તેમણે ચારે જણાએ જોયું કે; શત્રુગઢના સંબંધમાં જે પ્રકારની એક ભયંકર વાર્તા કહેવામાં આવે છે, તેવાજ પ્રકારનાં કાળાં કાળાં ભુત અવશ્ય આ દુર્ગમાં આવિર્ભૂત થાય છે. એ ભૂતોના અશ્વો પણ વાર્ત્તામાં વર્ણવાતા અશ્વોના જેવા મહા ભયાનક કૃષ્ણ વર્ણના છે. વળી એ કૃષ્ણ અશ્વપર આરૂઢ થયેલી એક ભૂત પ્રતિમાની ગોદમાં એક નાનું બાળક પણ વિદ્યમાન છે. અવશ્ય આ દુર્ગમાં મહા ભયંકર ભુતનો ઉપદ્રવ છે અને એ ઉપદ્રવના યોગેજ દર વરસની આ તિથિએ દુર્ગમાં ભયાનક અંધકાર છવાઇ જાય છે." આવા આવા અનેક વિચારોથી ચારે રાજાઓનાં મનમાં ભયનો સંચાર થયો અને એ ભયે એટલું બધું ભીષણ પરિણામ ઉપજાવ્યું કે જેથી તેમની બુદ્ધિ તથા શુદ્ધિનો પણ સર્વથા લોપ થઇ ગયો. તેમના ચારે જણાના હાથમાંથી ચારે તલ્વારો એકી સાથે ઠણઠણ શબ્દનો અવાજ કરી ભુમિપર ગબડી પડી. મહાવીર પ્રહરીઓ થરથર કંપવા લાગ્યા અને દરવાજાથી જેમ બને તેમ દૂર ન્હાસવા માંડયા. દરવાજો સાફ થઇ ગયો. જે રાજાઓ ગર્વ કરી પહેરો ભરવા માટે આવ્યા હતા, તેમના ગર્વના ચૂરા થઇ ગયા. તેમને કોઇને કશું ભાન પણ ન રહ્યું. દોડતા અશ્વો ટપાટપ પગલાંનો અવાજ કરતા વાયુવેગે દોડવા માંડયા તથા ક્ષણવારમાં તો પોતાના પગલાંથી આખા દુર્ગને ગજાવીને તેઓ દર-

વાજામાંથી સડસડાટ બહાર નીકળી ગયા. અશ્વપર બેઠેલા આરોહીઓ પણ અશ્વની પીઠપર બેસી દુર્ગનો ત્યાગ કરી ક્ષણવારમાં નક્ષત્રવેગે ઘણે દૂર ચાલ્યા ગયા. દુર્ગના સર્વ નિવાસીઓ તથા અતિથિ રાજાઓ અજાયબીની સાથે એ બધો બનાવ જોઇ રહ્યા.

## વિંશ પરિચ્છેદ

### કોણ? ક્યાં છે?

**भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा ।**
**कृत्वाऽऽखुर्विवरं स्वयं निपतितो नक्तंमुखे भोगिनः**
**तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैवयातः पथा ।**
**लोकाः पश्यत दैवमेव हि नृणां वृद्धौक्षये कारणम् ॥**
**भर्तृहरि**

**ભાવાર્થઃ**—સર્પ (કર્મવાદી) કરંડીઆમાં પુરાયલો હોવાથી તેનું શરીર પીડાતું હતું, તેની આશાઓ ભંગ થઇ ગઇ હતી, ભુખના દુઃખથી ઇન્દ્રિયો નરમ થઇ હતી, એવામાં રાત્રે કોઇ ઊંદર (ઉદ્યમવાદી) ખોરાકની શોધમાં તે કરંડીઆમાં કાણું પાડીને પોતેજ સાપના મુખમાં જઇ પડયો એટલે તે સાપ તેના માંસથી તૃપ્ત થઇ તરતજ ઉંદરે પાડેલા કાણામાંથી બહાર નીકળી ગયો. માટે " હે મનુષ્યો ! માનવીના સુખ દુઃખનું અને ચડતી પડતીનું કારણ દૈવજ છે. "

અશ્વો દોડયા જતા હતા, પવનની પેઠે ઉડતા જતા; આ પહેલાં એવી રીતે કોઇ પણ અશ્વને કોઇએ દોડતા જોયા નહોતા. દોડતા હતા કે ઉડતા જતા હતા, એ બાબતમાં કોઇનાથી કશો પણ નિર્ધાર કરી શકાતો નહોતો. કિશોરસિંહ સાથે સાથે સમાન અશ્વ દોડાવતો હતો, અશ્વના પગ તળે સળગતી આગની ચિનગારીઓ ઉડતી જતી હતી, અગ્નિપરથીજ જાણે બન્ને અશ્વો ઉડતા જતા હતા; દોડાતા દોડતા એ અશ્વો મેનાની ઝૂંપડીવાળા પૂર્વોક્ત વિશાળ મેદાન પાસે આવી લાગ્યા. ઘોડાના ઉડવાની સાથે બીજા એક ભયંકર વ્યાપારનો સંયોગ થતો જોવામાં આવતો હતો. કિશોરસિંહનો

સહચર અશ્વારોહી, અલૌકિક ગંભીર ચીત્કારથી દશ દિશાઓને કંપાયમાન કરતો જાણે વ્યોમમંડળને વિદીર્ણ કરી દેતો હતો. તેનો તે ચીત્કાર અવિરામ હતો, અશ્વોની ગતિ પણ અવિરામ હતી.

વિસ્મય પામી કિશોરસિંહ વ્યગ્ર કંઠે બોલી ઊઠયો:–"મહારાજ ! આટલી બધી બૂમો ન પાડો ! આટલો બધો ઉતાવળો અશ્વ ન દોડાવો. અશ્વની અપાર ગતિના આવેગને ન સહી શકવાથી કદાચ આ બાળક રાજકુમાર માર્યો જશે, આપણા લલાટપર કલંકનો કાળો દાગ લાગી જશે. આપ આટલી બધી ઉતાવળ શા માટે કરો છો ? અશ્વને આમ વ્યાકુળ શા માટે કરો છો ! હવે ડરવાનું કશું પણ કારણ નથી, શત્રુગઢની સીમાને ઓળંગીને આપણે અત્યારે ઘણે દૂર આવી પહોંચ્યા. એવી શું કોઈ પણ વ્યક્તિ આપણી પાછળ પડી છે કે જેથી આપ આટલા બધા ભયભીત બની ગયા છો ? "

કિશોરે આ સર્વ વાર્ત્તા હાંફતાં હાંફતાં, થોભતાં, થોભતાં કંપતાં કંપતાં એક પછી એક શબ્દ ઉચ્ચારીને કહી સંભળાવી. કારણ કે, અશ્વના અસંભવ દોડવાથી, તેનો શ્વાસ ત્યારે લગભગ રૂંધાઇ જવા આવ્યો હતો. રૂંધાયલા અવાજે તેણે ઘોડાનો વેગ ઘટાડવા માટે, બરાડા પાડવાનું બંધ કરવા માટે, રાજા દીનવલ્લભસિંહને ઘણી વિનતિ કરી, પરંતુ એ વિનતિ વૃથા ગઇ, તેનો સોબતી ઘોડેસ્વાર ઉલટો બમણા વેગે ઘોડો દોડાવવા માંડયો, તથા ખૂબ ઉંચા અવાજથી વિકટ ભૌતિક ચીત્કાર કરવા માંડયો. કિશોરસિંહના મનમાં સંશયનો આવિર્ભાવ થયો. એના મનમાં એવો સંશય ઉપજવાનું એક કારણ પણ એ સમયે ઉપસ્થિત થયું હતું. બાળક ચૂપચાપ થઇ સૂતો હતો, વંટોળિયાની પેઠે અશ્વો દોડયા જતા હતા, રાક્ષસના જેવી એવી વિકરાળ બૂમો સાંભળવા છતાં બાળક ઉંઘમાંથી ઊઠતો નહોતો, જાગતો નહોતો, હાલતો ચાલતો પણ નહોતો, આથી કિશોરસિંહ ગભરાઈ ગયો. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે:–"અરે આ શું ? જે વિકટ અવાજથી સમસ્ત ભૂમિ પણ કંપાયમાન થઇ ઊઠે છે, તે અવાજ સાંભળવા છતાં આ બાળકની નિદ્રાનો ભંગ શાથી થતો નથી ? બનાવ શો બન્યો છે, બાળક હાલતો નથી, ચાલતો નથી અને કશું બોલતો પણ નથી ! ત્યારે શું એ મરી ગયો છે ! "

આવા આવા અનેક વિચારોથી કિશોરસિંહ ડરી ગયો. તેણે ડાબા હાથે અશ્વની લગામ ઝાલી અજાયબીની સાથે જમણા હાથથી

એ કપડામાં વિંટળાયલા બાળકના મુખ તરફ જોયું. જોતાંની સાથે જ તેના મુખમાંથી "સર્વનાશ, ભયાનક સર્વનાશ !" એવા શબ્દો બહાર નીકળી પડયા. બાળકના શરીરનો સ્પર્શ કરતાંની સાથેજ કિશોરસિંહનું આખું શરીર કંપી ઊઠયું. વિસ્મયથી બુદ્ધિહીન તે થઇ મનમાં ને મનમાંજ બોલી ઊઠયોઃ–" આ શું ? આ બાળક તો મરી ગયો હોય એમ લાગે છે ! એનું આખું શરીર ઠંડુ હીમ જેવું જણાય છે ! હેં હું આ સર્વે શું જોઈ રહ્યો છું ! કેવો અદ્‌ભુત વ્યાપાર.

કિશોરસિંહના સોબતીના મુખમાંથી તો હજી પણ એવો ને એવો જ વિકટ ચીત્કાર બહાર નીકળી રહ્યો હતો, એવો ને અવો જ જયધ્વનિ સંભળાયા કરતો હતો ! કિશોરસિંહ ભ્રમનો માર્યો એક રીતે બિલ્કુલ ચૈતન્યશૂન્ય બની ગયો હતો. અશ્વ ચલાવી રહ્યો હતો, તે પણ જાણે વાયુ વેગેજ. તેણે પોતાના મનમાં ધારી લીધું હતું કે, અત્યારે તે જે કાંઇ જોઇ રહ્યા છે, તે સર્વ એક પ્રકારના દુઃસ્વપ્નનો વૃથા ભ્રમજ છે.

ખુલ્લા વિજન મેદાનનો અર્ધો રસ્તો લગભગ કપાઇ ગયો હતો. વાયુવેગી અશ્વો લગભગ મેદાનની વચ્ચોવચ્ચ આવી લાગ્યા હતા ! એવામાં એકાએક કિશોરસિંહના મનમાં એક યુક્તિ ઉપજી આવી. તેણે ચકિત સ્વરે પોતાના સહચરને સંબોધીને કહ્યું કેઃ–" મહારાજ દીનવલ્લભસિંહ ! રાજકુમાર મરી ગયો છે ! તેનું પ્રાણશૂન્ય પિંજરજ અત્યારે મારા ખોળામાં પડયું છે ! હાય ! હાય ! હવે શું થશે ! ગજબ થયો ! સત્યાનાશ વળી ગયો ! "

" મરી ગયો છે ! મરી ગયો છે ! " વિકટ ગર્જનાથી આવા શબ્દો ઉચ્ચારી આગળનો અશ્વારોહી ખડખડ કરી હસી પડયો; તેણે પિશાચના જેવા ચીત્કાર–ધ્વનિથી સમસ્ત મેદાનને કંપાવી દીધું.

કિશોરસિંહે ઘોડો થોભાવવાની કોશિશ કરી, પરંતુ કોઇ પણ રીતે તે વાયુ વેગી અશ્વને તે થોભાવી શકયો નહિ. ઘોડાના શરીરમાં ત્યારે વીજળી દાખલ થઇ હતી, ઘોડો ત્યારે વીજળીની પેઠે દોડયો જતો હતો. મહા સંદેહથી જડીભુત થઇ અચકાતા અવાજે કિશોરસિંહે કહ્યુંઃ–" મહારાજ ! હવે હું આગળ વધી શકીશ નહિ, આપની સાથે આવી શકીશ નહિ. અહીંથી એક ડગલું પણ આગળ ભરીશ નહિ. "

"ચાલ-ચાલ, તેઓ અહિં સ્હામા આવી ઉભા છે, આપણે માટે વાટ જોઇ રહ્યા છે." અલૌકિક સ્વરે ઊંચા કંઠે આવો ઉત્તર આપીને એ મૂર્ત્તિએ વળી પાછા તેવીજ રીતે વિકટ ઉચ્ચહાસ્યના ધ્વનિથી, તથા વિકટ ચીત્કારથી ચારે દિશાઓને આકુલ કરી દીધી.

કિશોરસિંહ કંપી ઊઠયો. પગની પાનીથી તે માથાના વાળ સુધી કંપી ઊઠયો. તેના આખા શરીરમાંથી પરસેવાની અનર્ગલ ધારાઓ બહાર નીકળવા લાગી. કિશોરસિંહ જાણે દીવાનાની પેઠે બૂમ મારી આપોઆપજ બોલી ઊઠયોઃ-"ઓહ ! કેવું ભયંકર ! કેવું ભયંકર દશ્ય !" સોબતીને સંબોધીને તે પાછો ઘણાજ ઉંચા અવાજે બોલી ઊઠયોઃ-"હવે હું નહિ આવું, એક ડગલું પણ આગળ નહિ વધું. આ બાળકને હવે નહિ લઇ જાઉં. બાળક મરી ગયો છે."

"છટ્, છટ્, છટ્" વજ્ર સમાન ગર્જના કરી એ મૂર્ત્તિ બોલી ઉઠીઃ-"છટ્, છટ્, છટ્ ! મરી ગયો છે ! મરી ગયો છે !" આવો ઉત્તર આપીને ફરીવાર તેવીજ રીતે હસી તથા બૂમ પાડી દશે દિશાના વાયુને એ મૂર્ત્તિ કંપાવવા લાગી. અને એના અવાજનો પડઘો વાયુમાં પણ ગરજી ઉઠયો. એ સમયે એમ જણાયું કે પૃથ્વીના સર્વે દેવતાઓ ઉન્મત્ત થઇ એક સાથે એનો પ્રતિઉત્તર આપી રહ્યા છે.

કિશોરસિંહ હવે સ્થિરતા રાખી શકયો નહિ. ભયનો માર્યો તે પોતાનું ભાન પણ જાણે ભૂલી ગયો અને બાલકને એકદમ તેણે નીચે ફેંકી દીધો. બાલક જમીન ઉપર પડતાંજ એક મોટો અવાજ થયો. તેજ સમયે એની પાસેથી બે માણસો પસાર થયા. એમાંના એક અશ્વનો ધક્કો લાગતાં કિશોરસિંહે પડતાં પડતાં બચી ગયો.

પેલી મૂર્ત્તિ પહેલાંની પેઠે અટ્ટહાસ્ય કરી બોલીઃ-"તું એ બાળકને આ સ્થળેજ જલ્દી દાટી દે." આમ કહીને એ મૂર્ત્તિ એ સ્થળેજ અશ્વ ઉપરથી નીચે ઉતરી પડી. કિશોરસિંહને પણ તેણે નીચે ઉતરવાનું કહ્યું. જાણે એ મૂર્ત્તિની માયાથી મોહિત થઇને કિશોરસિંહ ભોંયે ઉતર્યો હોયની ! અશ્વ ઉપરથી નીચે ઉતરી કિશોરસિંહ તે મૂર્તિની પાસે ગયો. એવામાં અકસ્માત્ કાંઇક હિમંત લાવીને કિશોરસિંહ કંપતે અવાજે બોલ્યોઃ-"હું આપને વિનતિ કરી પૂછું છું કે શું આપ પોતેજ મહારાજા દિનવલ્લભસિંહ છો ? ને જે બાળક અત્યારે મરી ગયો છે તે શું પેલો રાજકુમારજ છે ?"

ગુફામાં ધ્વનિ કરવાથી જેમ પ્રતિધ્વનિ થાય છે તેમ ગંભીર

અવાજે તે મૂર્તિએ ઉત્તર આપ્યોઃ—“હું કોણ છું? તે તને હમણાંજ જણાશે. મુએલા બાળકને જોવા છતાં પણ તું શું ઓળખી શકતો નથી? એ તો એક તદ્દન ન્હાનો બાળક છે. એની ઉમ્મર પાંચ છ માસથી વધારે નથી. તું જે બાળક વિષે મને પૂછે છે તેની ઉમર તો ચાર વર્ષની છે છતાં આવી ભૂલ શામાટે કરે છે?”

આવો ઉત્તર આપી એ મૂર્તિ પહેલાંની પેઠે અટ્ટહાસ્યે હસવા લાગી. કિશોરસિંહ એથી કંપી ઉઠયોઃ ખરેખર જ્યારે ત્યારે તેણે ઘોડાપર બેસી બાળકના મુખપર હાથ ફેરવી જોયું હતું, ત્યારે તે સમજી શકયો હતો કે, એનું મુખ ઘણુંજ નાનું છે, ચાર વરસના બાળકનું મુખ એટલું બધું નાનું હોઈ શકેજ નહિ. વળી તેણે ત્યારે એમ પણ વિચાર્યું હતું કે, એ બાળક તરતનું મરેલું નથી, ઘણા દિવસ પહેલાનું મરેલું છે. એથી અત્યારે તેના મનમાં એક સવાલ ઉત્પન્ન થયો કે, બનાવ શો બન્યો છે?” આ સવાલની સાથે સાથે તે તરતજ એક મોટી ચીસ પાડી ઉઠયો. કિશોરસિંહનું મસ્તક એથી ફરવા લાગ્યું.

તેજ ક્ષણે તે મોટા મોટા બરાડા પાડનારી સોબતી મૂર્ત્તિ મ્યાનમાંથી તલવાર બહાર કાઢી મેદાનની વચ્ચેવચ ખાડો ખોદવા બેઠી, તેણે તે વખતે કિશોરસિંહને ઉદ્દેશીને કહ્યું કેઃ—“આવ, આવ, ખાડો ખોદવા લાગ; આ ખાડામાંથી માટી બહાર કાઢવા માંડ. જો તું મારો વિશ્વાસુ ચાકર હોય તો આ કામ કર.” વળી પાછો એવાજ ભીષણ અવાજથી આકાશ માર્ગ પ્રતિધ્વનિત થઇ ઉઠયો.

કિશોરસિંહ; સોબતીના આદેશથી તલવારની અણીવડે માટી ખોદવા લાગ્યો; તેમની બન્ને જણાની કોશિશથી તે સ્થળે એક નાનો ખાડો તૈયાર થયો. બાળકને એ ખાડામાં દાટી દેવામાં આવ્યો. ક્ષણવારમાં એ બધું કામ પતી ગયું. તત્ક્ષણાત્ એ સહચર મૂર્તિ કૂદીને અશ્વપર બેસી ગઇ તથા ગંભીર ગર્જના કરી બોલીઃ—“ચાલ, ચાલ, ન્હાસવા માંડ. ઝપાટાબંધ ચાલવા માંડ.”

કિશોરસિંહ, શું કરી રહ્યો હતો, એનું એને કશું પણ ગ્નાન નહોતું. પોતાની સાથેની મૂર્ત્તિની દેખાદેખીથી તે પણ અશ્વારોહણ કરીને અગ્રગામી મૂર્ત્તિનો અનુગામી થયો, અત્યારે તેમના બન્નેના અશ્વો વાયુ વેગે સનસન શબ્દ સાથે દોડવા માંડયા, ઉડવા લાગ્યા,

પહેલાંના જેવાજ બરાડા પાછા શરૂ થયા, અશ્વો પણ પહેલાંની પેઠે પાછા દોડવા માંડયા. વાયુના જોરે હણકારતા અશ્વો ઉડવા

લાગ્યા. થોડેક દૂર ગયા પછી એક પ્રકાશ જોવામાં આવ્યો, એક નાની ઝૂંપડીની બારીમાંથી એ પ્રકાશ બહાર નીકળી રહ્યો હતો. નિમેષમાત્રમાં એ સ્થળે જઇ અશ્વો થોભી ગયા. આગળ ચાલતી મૂર્તિએ પહેલાંના જેવા અલૌકિક સ્વરથી કિશોરસિંહને કહ્યું:–"ઉતર, ઉતર, નીચે ઉતર, વિલંબ ન કર, જલ્દી નીચે ઉતરી પડ."

કિશોરસિંહ એકદમ નીચે ઉતરી પડયો. એ સમયે તેના મુખમાં વાક્ય નહોતું, તેણે વાત કહેવાની કોશિશ કરી, પરંતુ કહી શકયો નહિ. તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ. એ અભાગિની મેનાની પેલી ઘણીજ પુરાતન વાત જાણે સજીવ થઇને તેના મનમાં સાંભરી આવી. ભયનો માર્યો તે હતબુદ્ધિ થઇને જાણે થાંભલાની પેઠે ઉભો રહ્યો, એક પગલું પણ આગળ પાછળ ભરી શકયો નહિ. એ સમયે તેની સાથેની મૂર્તિ તેનો હાથ ઝાલી જોર પૂર્વક તેને ઝુપડીમાં ખેંચી ગઇ.

ઝૂપડીમાં દીવો સળગતો હતો. એ દીવાના પ્રકાશથી ઝૂંપડીનું સમસ્ત સ્થાન સ્વચ્છ જોઇ શકાતું ન હતું. ઠેક ઠેકાણે અંધકારના ઢગલાને ઢગલા જ જોવામાં આવતા હતા. એ અંધકારની છાયામાં કિશોરસિંહ જાણે જોઇ શકયો કે, ઝૂપડીની અંદર બીજી પણ કોઇ મૂર્તિ રહેલી છે, પરંતુ એ મૂર્તિ કેવા પ્રકારની છે, તે તે સારી રીતે જાણી શકયો નહિ, જોઇ શકયો નહિ. ધીમે ધીમે તેનો ભય અધિક વધવા લાગ્યો. તથાપિ એ સમયે તેની વાક્‌શક્તિ પાછી ચાલી આવી, તેની વાચા ખુલી ગઇ. તેણે કંપતા કંઠે પોતાની સોબતી મૂર્તિને સંબોધીને કહ્યું કે:–" ખરૂં કહો, તમને સોગંદ છે, કે તમે ખરૂં કહો. કહો, કહો તમે કોણ છો અને મને આવી ભ્રમણામાં શા માટે ભમાવી રહ્યા છો ?"

" થોડી વારમાં જોઇ શકીશ, થોડીવારમાં જાણી શકીશ." ખડખડ હસીને એ આકૃતિ ફરીવાર પહેલાંની પેઠે ગર્જના કરી બોલી ઉઠી:–" થોડીવારમાં જોઇ શકીશ, થોડી વારમાં જાણી શકીશ, કે હું કોણ છું ? અત્યારે તો આમ જો;"

આમ કહીને એ મૂર્તિએ એકદમ પોતાના મુખપરનું આવરણ અળગું કરી દીધું. કિશોરસિંહ એ જોઇને કંપી ઊઠયો તથા સાથે સાથે એમ પણ બોલી ઊઠયો કે:–" ગજબ થયો ! આતો મરેલા માણસનો પ્રેતાત્મા છે, ભૂતાત્મા છે. હવે શું થશે ? મને આના પંઝામાંથી કોણ બચાવશે ?"

કિશોરસિંહ જ્યારે વસ્ત્રાગારમાં પોશાક લેવા માટે ગયો, ત્યારે તેણે વસ્ત્રાગારની દીવાલપર એક છબિ જોઇ હતી, એ છબિ ઘણી સુંદર હતી. એ છબિની નીચે લખેલું હતું કેઃ–"વીર બહાદુર મહારથી." એ નામ વાંચતાંની સાથેજ તેણે વિચાર્યું હતું કે, અહા કેવું આશ્ચર્ય! આવા સુંદર ચહેરાવાળા પુરુષનું એવું નિષ્ઠુર કાર્ય! આવા સ્વરૂપવાન પુરુષનું એવું રાક્ષસી જાલિમ કાર્ય! ખરેખર સંસારમાં સુંદરતાની સાથે પવિત્રતા મેળવવી એ ઘણુંજ કઠિન કાર્ય છે. એવો ભાગ્યશાળી પુરુષ કિંવા સ્ત્રી ભાગ્યે જ હશે કે, જે એકી સાથે એ ઉભય દેવોપમ વસ્તુઓને સંપાદન કરી શકે! જે સેનાપતિ વીરબહાદુર વીરતામાં અદ્વિતીય ગણાતો હતો અને જેની સુંદરતાની કાંઇ પરિસીમા જ નહોતી તે સેનાપતિ પણ તે પવિત્રતાથી તો વંચિત જ હતો! અહા! તે કેવું કુકર્મ કરી ગયો છે! વિશ્વમાં પોતાના નામપર કેવી કલંકની કાળાશ લગાડી ગયો છે. તેમાં કેવળ એકજ કુકૃત્યે, તેની સમસ્ત વીરતાને ઝાંખી પાડી દીધી છે."

વાસ્તવિક રીતે તેના મનમાં તે સમયે આવા વિસ્મયભાવનો આવિર્ભાવ થયો હતો, અત્યારે તેણે જોયું કે, એ છબિમાં ચિતરેલું મુખ અને આ ભયંકર મૂર્તિનું મુખ બરાબર મળતું આવતું હતું, તેમાં જરા પણ તફાવત નહોતો. તેના મનમાં ત્યારે કેટલી બધી અજાયબી અને કેટલો બધો ભય ઉપજી આવ્યો, એને ભાષા દ્વારા પ્રકટ પણ કરી શકાય તેમ નથી. કિશોરસિંહ ગભરાઇ ગયો. તેની વિચાર શક્તિ શિથિલ થઇ ગઇ. મનમાં ને મનમાં જ નિરાશ થઇને તે કહેવા લાગ્યો કેઃ–"હાય–હાય! આ શું થયું? હવે મારો આ ભૂતના પંઝામાંથી શી રીતે ઉદ્ધાર થશે! મારૂં રક્ષણ કોણ કરશે? આટલામાં મને બચાવે તેવું કોણ છે! ક્યાં છે! આ મૂર્તિ કોણ! અત્યારે હું ક્યાં છું?"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેનું માથું ફરી જવા આવ્યું. ચારે તરફ ઘોરતમ અંધકાર દેખાવા લાગ્યો; શ્વાસ રૂંધાઇ ગયો. તે મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યોઃ–"કેવું ભીષણ દશ્ય! કેવું ભયાનક દશ્ય–બસ, હવે મારો મૃત્યુકાળ આવી લાગ્યો છે. હું હવે જીવી શકું તેમ નથી."

ઘણીવાર સુધી મૂંઝાઇ રહ્યા પછી સમસ્ત પૃથ્વીને શૂન્ય થયેલી જોઇને કિશોરસિંહ એ ઝૂપડીમાં બેભાન થઇ પડી ગયો. તેના શરીરની સર્વ શુદ્ધિ દૂર થઇ. એ મૂર્તિ પણ કિશોરસિંહનો ત્યાગ કરીને

કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગઇ. કિશોરસિંહ એ મૂર્તિની સાથે આ ઝૂપડી સુધી શી રીતે આવી લાગ્યો! સેનાપતિ વીરબહાદુરનો ભૂતાત્મા તેને આ ઝૂપડીમાં શા માટે ખેંચી લાવ્યો! વીરવર કિશોરસિંહ એ મૂર્તિના તેજમાં શાથી અંજાઇ ગયો! આનંદદુર્ગમાં જોયેલી અદ્‌ભુત આકૃત્તિઓનાં દર્શનથી તેના હૃદયમાં ભયનો લેશ માત્ર પણ સંચાર થયો નહોતો અને આ સામાન્ય આકૃત્તિના ભયથી તે એકદમ મૂર્છિત કેમ થઇ ગયો? વાંચક! આવા અનેક પ્રશ્નો તમારા મનમાં ઉપસ્થિત થાય, તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. પણ ઉતાવળા ન થાઓ. ધીમે ધીમે એ પણ જાણી શકશો.

## એકવિંશ પ્રસંગ

### ફરીવાર પાછું શું થયું!

આબાદી ન સુધારીને કરી શક્યા દીનો ભૂમિ ચારૂ એ,
તેઓની સ્થિતિ રંક! શું કરી શકે? દેશ સ્થિતિ શું જુએ?
કીધાં કામ ન સાર દેશ હિતનાં એવી દશાએ કરી;
કાર્યો તેમ જ તે નહીં કરી શક્યા નીચાં કદાપિ જરી;
લેવા રાજ લડી રણે ન ચલવી રૂધિર કેરી નદી;
સર્વે છોડી દયાજ દુઃખ જનને દીધાં નહીં છે કદી;
દાટી સત્ય અસત્યને પ્રકટીને પામ્યા નહીં આપદા;
ભારે અંતરને કઠોર કરીને લજ્જા મુકી ના કદા.

કાવ્ય સરિતા

રાજા દીનવલ્લભસિંહનું શું થયું? કિશોરસિંહની સાથે સલાહ કરી તે બાળકને લેવા માટે ઉપર ગયો અને કિશોરસિંહ અશ્વો લેવા માટે અશ્વશાળામાં ગયો, ત્યાર પછી શું થયું? રાજા દીનવલ્લભસિંહ ક્યાં છૂપાઇ ગયો? એ છૂપાઇ ગયો કે ઉપર ગયો? તેણે સીડીપર ઉભા રહીને ઘણીવાર સુધી કાંઇક વિચાર કર્યો. "આ રાત્રે ભૂત બહાર નીકળે છે, અને અમારે પણ ભૂતના વેશમાં જવું પડશે, ખરેખર ભૂત થશે, તો અમારા સર્વના પ્રાણ નષ્ટ થશે, અમારા જીવનનું અવસાન આવી જશે." આવા આવા અનેક વિચારોથી તેનું હૃદય કંપી ઉઠ્યું. બાળક કિશોરસિંહ સાહસ કરીને આગળ વધ્યો

હતો; રાજા દીનવલ્લભસિંહ એક મહાવીર હતો, મહા યોદ્ધા હતો, તે કોઇનાથી પણ કદાપિ ડરતો નહોતો, પરંતુ અત્યારે ભૂતનો ભય ઉપજવાથી અત્યંત ભયભીત બની ગયો. તે ભયથી ઘણોજ શર્માવા લાગ્યો. તેણે વિચાર્યું કે, મારૂં સાહસી હૃદય પણ આવી રીતે ભયભીત થયું, ખરેખર, મારે માટે એ ઘણી જ શરમની વાત છે. આ પ્રમાણે શરમાઇને તેણે ધીમે ધીમે કિશોરસિંહના ઓરડામાં પ્રવેશ કર્યો, પ્રવેશ કરતી વેળાયે તે પોતાના ઓરડામાં સળગતા દીવાને પણ સાથે લેતો આવ્યો. જે ગૃહમાં શિશુરાજા સૂતેલો હતો, એ ગૃહના દ્વારપર આવીને તે ઉભો રહ્યો. વળી પાછો તેના મનમાં કાંઇક વિચાર ઉગી આવ્યો. કિશોરસિંહના ગૃહમાં ન જતાં, તે રાજકુમારવાળા ઓરડામાં દાખલ થયો. એથી તેને ઘણો વિલંબ થઇ ગયો. ત્યાર પછી તે દીવાને એક જગાપર મૂકી ઊંઘતા બાળકની પાસે જઇ બેઠો અને રાજકુમારના રાજપોશાકપર તેણે બેવડું ચોવડું એક કાળું વસ્ત્ર લપેટી દીધું. રાત્રે બાળકને ઠંડી ન લાગે, એવી રીતે સાવધાન થઇને, તેણે તેને પગથી તે માથા સૂધી ઢાંકી દીધો. ત્યાર પછી ધીરે ધીરે પથારી પરથી ઊંચકીને બાળકને તેણે પોતાની ગોદમાં લઇ લીધો તથા ધીમે ધીમે તે તે ઘરમાંથી બહાર નીકળી પડયો. એક હાથમાં તેણે તે વખતે તે બાળકને લઇ લીધો તથા બીજા હાથમાં દીવો ઝાલીને તે તે ઓરડાની સીડીપરથી નીચે ઉતરવા લાગ્યો.

સીડીની વચ્ચોવચ્ચ આવ્યા પછી તે એકાએક દુર્ગના વિશાળ ચૉકમાં ઘોડાના પગલાંનો અવાજ સાંભળી, શક્યો એથી તેણે પોતાના મનમાં ને મનમાંજ વિચાર્યું કે, કિશોરસિંહ ત્યારે મારી પહેલાં જ આવી પહોંચ્યો છે. આ પ્રમાણે વિચાર કરી સાવધતાથી ઊંઘતા બાળકને ગોદમાં લઇને તે કાંઇક ઉતાવળા પગલે નીચે ઉતરી આવ્યો; એવામાં અકસ્માત્ વાયુના એક સપાટાથી તેના હાથમાંનો દીવો હોલવાઇ જતાંની સાથે જ પાછો આખા આંગણામાં ભયાનક અંધકાર છવાઇ ગયો. એ અંધકારમાં કાળાં વસ્ત્રથી ઢંકાયલી એક અદ્દભુત આકૃતિએ એકદમ તેની સહામે આવીને તેનો એક હાથ પકડી લીધો. નવીન આકૃતિ તેનો હાથ પકડીને તેને ફક્ત પોતાના તરફ ખેંચવા લાગી. રાજા દીનવલ્લભસિંહ એ વ્યક્તિને જોઇ શક્યો નહિ; કેવળ પોતાને કોઇ તાણીને ક્યાંક લઇ જવા માગે છે, એટલેજ તેના મનમાં ભાસ થવા લાગ્યો. એથી રાજા દીનવલ્લભના મનમાં ભય થયો. તેણે

ભય સહિત કંપતા અવાજથી તે આકૃતિને ઉદ્દેશીને પૂછ્યું કે:–"હે અદૃશ્ય આકૃતિ! તું કોણ છે! મને અત્યારે તું ક્યાં લઇ જવા માગે છે! હું તને મારી નજરે કેમ જોઇ શકતો નથી? શું તું કોઇ પ્રેતાત્મા છે કે પિશાચવૃત્તિને આધીન થયેલો કોઇ જાલિમ જાદુગર છે? મને તારૂં સ્વરૂપ કેમ દેખાતું નથી! કહે–કહે, ઓ ભલી મૂર્તિ કહે કે તું કોણ છે? શું તું મારા પ્રિય મિત્ર રણધીરસિંહરાયનો પોષ્ય પુત્ર કિશોરસિંહ છે? ના–ના, કિશોરસિંહ આવા વિષમ સમયમાં મારી સાથે કદાપિ આવો ઉપહાસ કરે જ નહિ. ત્યારે આ સર્વ શું? આતે કોઇ ભૂતોના ખેલોને હું મારી નજરે જોઇ રહ્યો છું કે મારી દૃષ્ટિમાં ભ્રમનો સંચાર થયો છે! કેમ, મારૂં મન પણ મને અનુકૂળ ઉત્તર આપતું નથી? મારૂં સાહસી હૃદય પણ શાથી આમ મૌન ધારી બેસી રહ્યું છે? પરમાત્માન્! તું મને આ સર્વ વિચિત્ર દૃશ્ય શા માટે દેખાડી રહ્યો છે! દીનવલ્લભ! રાજા દીનવલ્લભ! તું એક મહાવીર પુરુષ છે, છતાં આવા અજ્ઞાત ભયથી આમ કંપાયમાન કેમ બની જાય છે! ગમે તેમ હો, પણ મારાથી તો આ વિષયમાં કશો પણ નિર્ણય કરી શકાતો નથી." ઘણીવાર સુધી ઘણા ઘણા વિચારો કર્યા પછી તે પાછો બોલી ઉઠયો:–"શું ત્યારે મને કોઇના તરફથી કશો પણ જવાબ નહિજ મળે, મારી શંકાનું નિવારણ નહિ જ થાય?"

પરંતુ એની એ વાતનો કશો પણ જવાબ મળ્યો નહિ, આથી એના મનમાં ઉલટો અધિક ભય ઉપજવા માંડયો, દીવો હોલવાઇ ગયો હતો, એથી હવે એને હાથમાં રાખવાની શી દરકાર છે? એમ ધારીને તેણે તે દીવાને ગભરાટ સાથે પત્થરની સીડીપર ફેંકી દીધો અને તે સાથે તે એક પ્રકારના અજ્ઞાત ભયથી તથા અજ્ઞાત સાહસથી એ આવનાર વ્યક્તિની સાથે સાથે ચાલવા લાગ્યો. એ આવનાર વ્યક્તિએ પણ તે વખતે તેનો હાથ પકડી રાખ્યો હતો. રાજા દીનવલ્લભસિંહે એ વ્યક્તિને સંબોધીને શંકિત સ્વરે પૂછ્યું કે:–"કોણ, કિશોર? કિશોર! તું મને ક્યાં લઇ જાય છે?" તોપણ કશો પણ જવાબ મળ્યો નહિ. આંગણામાં બે કાળા ઘોડા તૈયાર હતા, એક ઘોડાપર રાજા દીનવલ્લભને બેસાડીને તેની સાથેની વ્યક્તિ બીજા ઘોડાપર સવાર થઇ. પીઠપર સ્વારોના બેસતાંની સાથે જ ઘોડા ચાલતા થયા; પણ એ વખતે તેઓ દોડયા નહિ, ધીમે ધીમે દરવાજા ભણી આગળ વધવા લાગ્યા. એ સમયે પણ અંધકારનું પ્રમાણ જરા પણ ઓછું થયું નહોતું!

થોડીવાર પહેલાંજ દરવાજાના પ્રહરી રાજાઓ મહા ભય પામીને હતજ્ઞાન થઇ પડયા હતા, અત્યારે તેમણે કાંઇક શુદ્ધિ મેળવી હતી. તેમણે જોયું કે, પાછી બે અશ્વારોહી મૂર્તિઓ દુર્ગનું આંગણું ઓળંગીને દરવાજા તરફ આવી રહી છે, અને એમાંની એક મૂર્તિના ખોળામાં પણ પહેલાંની પેઠે બીજું એક બાળક રહેલું છે. જો આ ખરેખર ભૂતજ હોય, તો હમણાં થોડીવાર પહેલાં જે બે અશ્વો એકદમ વાયુવેગે દોડી ગયા, તે અશ્વો કોના હશે ? અવશ્ય આમાં કાંઇક છૂપું કારસ્થાન સમાયલું છે. આ વખતે પાસે આવતાંની સાથેજ એમને પકડી લઇશું, એવો એ ચારે હથિયારબંધ રાજાઓએ મનમાં ને મનમાંજ દઢ સંકલ્પ કરી લીધો.

અશ્વારોહીઓ ક્ષણવારમાંજ તેની પાસે આવી પહોંચ્યા; એટલે ગર્વની સાથે આગળ આવી, ખુલ્લી તલ્વાર સ્હામે ધરી, રાજા કરુણસિંહે ક્રોધસહિત ગંભીર ગર્જનાથી એમાંના એક અશ્વારોહીને ઉદ્દેશીને પૂછ્યું કે:—" કોણ છો, તમે લોકો કોણ છો ? ખરૂં કહો નહિ તો હમણાંને હમણાંજ ઠાર માર્યા જશો, આ રક્તપિપાસુ અસિના ભોગ રૂપ થઇ પડશો. "

રાજા રાજચંદ્ર પણ અજાયબીની સાથે બોલી ઊઠયો:—" બરાબર છે, જો ખરો પરિચય નહિ આપો તો હમણાં ને હમણાંજ મરણને શરણ થશો ! કહો, આ બાળક કોનો છે ? "

રાજા શ્રૂરશેખરે પણ દેખાદેખીથી એમાંના એક અશ્વારોહીને સંબોધીને કહ્યું કે:—" વળી પાછો આ છોકરો કયાંથી ? થોડીવાર પહેલાં તો એક અદ્‌ભુત કૃષ્ણ વસ્ત્રવાળી કૃષ્ણ મૂર્ત્તિ એક બાળકને અહીંથી લઇને એકદમ ન્હાસી ગઇ છે. વળી જે ભૂતના ઉપદ્રવની વાત સાંભળવામાં આવે છે, તે ભુત તો દર વરસે અહીંથી કેવળ એકજ બાળકને પોતાની ગોદમાં લઇને ન્હાસી છૂટે છે ! ત્યારે આ બીજો છોકરો આવ્યો કયાંથી ? ગમે તેમ હો, પણ હવે અમારી પાસે આવો પ્રપંચ ચાલી શકશે નહિ. શું અમો સર્વને મૂર્ખ ધારીને આ કારસ્થાન કરવામાં આવ્યું છે ? ના—ના, હવે એમ ચાલી શકશે નહિ, અમારા પંજામાંથી તમારામાંની એક પણ વ્યક્તિ છટકી શકશે નહિ. "

ચંચળનયને બાળકના અંગવસ્ત્ર તરફ દષ્ટિપાત કરી, ચમકિત ભાવે રાજા મંગળસિંહ બોલી ઊઠયો:—" આમાં અવશ્ય કાંઇકને કાંઇક

દગાની બાજી ખેલવામાં આવી હોય, એમ જણાય છે. જે બાળકને આ અદ્દ્ભુત આકૃતિએ અત્યારે પોતાના ખોળામાં રાખ્યો છે, તે બાળકનું શરીર બિલ્કુલ ખુલ્લું નથી, તેના શરીરપર કાંઇક વસ્ત્ર વિંટાળેલું હોય એમ લાગે છે. એની સાથે ઢાંકેલા વસ્ત્રની અંદર કાંઇક ચકચકતી વસ્તુને હું જોઇ શકું છું, ભયાનક અંધકારમાં પણ હું એ બધું સાફ જોઇ શકું છું."

"વિશ્વાસઘાતકતા! ભયાનક વિશ્વાસઘાતકતા!" ભયંકર ગર્જના કરી આવા શબ્દો ઉચ્ચારી રાજા કરુણસિંહે તત્ક્ષણાત્ રાજા દીનવલ્લભના માથાની ટોપીપર જોર સાથે તલ્વારનો પ્રહાર કર્યો, પરંતુ એ ટોપી લોઢાની હતી, ઘણીજ મજબૂત હતી, એથી તલ્વારના પ્રહારથી એને કશી પણ ઇજા આવી નાહિ. બીજા અશ્વારોહીએ એ અવકાશમાં ભયંકર બૂમ પાડી પોતાના મુખપરના આવરણને દૂર ફેંકી દીધું. ગજબ થયો! તેનું મુખ અત્યંત વિકરાળ નિકળ્યું! તેની આકૃતિ મૃત મનુષ્યસમાન દેખાવા લાગી. એ ભયંકર ભૂત હોય, એવો સર્વેનો ભાસ થવા લાગ્યો. એ ભૂત મ્હોં ખોલતાંની સાથેજ પાછું ભયંકર બરાડા પાડી આખા દુર્ગને ગજાવવા માંડયું. પ્રહરીઓ હાથમાં તલ્વાર ઝાલી જડવત્ ઉભા રહ્યા, તદ્દન નિશ્ચેષ્ટ અને નિશ્ચલ બની ગયા, કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ. બૂમો પાડનાર વ્યક્તિએ ફરીવાર મુખપર વસ્ત્ર ઢાંકી દીધું અને ફરીવાર પાછી ભયંકર બૂમો પાડવા માંડી. વિકટ વિકટ અટ્ટહાસ્યના ઉચ્ચ ધ્વનિથી આકાશને એ અદ્દ્ભુત આકૃતિ કંપાવવા લાગી. રાજપ્રહરીઓ મહા ભયભીત થઇને દુર્ગના દરવાજામાંથી દૂર સરી ઉભા રહ્યા. વાયુવેગે અશ્વ દોડાવી અલૌકિક અશ્વારોહી ક્ષણ માત્રમાં દરવાજો પાર કરી બહાર નીકળી આવ્યો તથા ત્યાર પછી ઉલટી વધારે ભયાનક ચીસો પાડી ચારે દિશાઓને બયાકુલ કરવા લાગ્યો. જોત જોતામાં તો તે અશ્વ સહિત અદૃશ્ય થઇ ગયો. શંકાથી કંપતા રાજ પ્રહરીઓએ પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે, આ શત્રુગઢના સંબંધમાં જે વાર્તા કહેવામાં આવે છે, એ વાર્તાનો ઉપનાયક રાધામોહનનો પ્રેતાત્માજ અત્યારે તેમને સર્વેને આ પ્રમાણે ભયભીત કરીને દુર્ગમાંથી બહાર નીકળી પડયો છે. અવશ્ય એ મેનાનો સહોદર મણિભૂષણજ છે, એમાં લેશ માત્ર પણ સંદેહજ નથી.

રાજકુમારને ગોદમાં લઇ રાજા દીનવલ્લભસિંહ દરવાજાના

કિનારાપરજ અટકી પડ્યો, એથી એ ભુત નથી, એવો નિશ્ચય કરીને દરવાજાપર પહેરો ભરનારા ચારે રાજાઓએ તેને અશ્વપરથી નીચે ઉતાર્યો, ત્યાર પછી તેના મુખપર ઢાંકેલા વસ્ત્રને દૂર કરી તેમણે જોયું, તો જણાઇ આવ્યું કે, એ વ્યક્તિ અન્ય કોઇ નહિ, પરંતુ પોતાના દળમાંનો પરમ સંભ્રાંત રાજા દીનવલ્લભસિંહજ છે. એથી ચારે રાજાઓ, ક્રોધ, વિસ્મય અને સંશયથી કંપમાન થવા લાગ્યા. રાજા કરુણસિંહે તત્ક્ષણાત્ રાજા દીનવલ્લભસિંહની ગોદમાંથી રાજકુમારને લઈ લીધો તથા તેની કમરપર લટકતી તલ્વારને છીનવી લઇ તેને પોતાનો બંદિવાન બનાવી દીધો.

કરુણસિંહ, રાજચંદ્ર, મયુરશેખર તથા મંગળસિંહ એ ચારે જણા ઘણાજ વિસ્મિત થયા; પોતાનાં ટોળાંનો માણસ કે જેનાપર સોળે સોળ આના સર્વેનો વિશ્વાસ હતો, જેનાપર વિશ્વાસ મૂકીને જેના હાથમાં રાજકુમારને સોંપવામાં આવ્યો હતો, એજ પુરુષનું આવું ઘોર વિશ્વાસઘાતક કર્મ? જે કાર્યને સિદ્ધ કરવા માટે તેમણે મહા વિપદમાં, મહા સંકટમાં માથું મૂક્યું હતું, એજ કાર્યને નિષ્ફળ કરવાની મતલબનો રાજા દીનવલ્લભસિંહનો આવો દુઃસાહસિક પ્રયાસ? આ સર્વ બનાવોમાં શું રહસ્ય સમાયલું છે? શો ભેદ છુપાયલો છે? અનેક પ્રકારનો ભય દર્શાવી, અત્યંત અપમાન કરી, ખૂબ ધમકાવી, બળાત્કારે તેઓ ચારે જણાએ રાજા દીનવલ્લભસિંહને પુછ્યું કેઃ— "મામલો શો છે? શા માટે તેં આ કાર્ય કર્યું છે? આવા અધમ વિશ્વાસઘાતક કાર્યમાં તને કોણે પ્રવૃત્ત કર્યો છે?"

કોઇ પણ પ્રકારના ભયનાં લક્ષણો ન દર્શાવતાં રાજા દીનવલ્લભસિંહે અક્ષુણ્ણ સ્વરે કહ્યું કેઃ—"ભાઇઓ! તમો સર્વ સારી રીતે જાણો છો કે, હું જૂઠી વાત જાણતો નથી, બોલતો નથી, તેમજ પ્રથમ પહેલાં આ કાર્ય કરવાને કેમ રાજી થયો હતો, એ પણ તમોને કહી શકું તેમ નથી. તમારી સલાહનો બરાબર વિચાર કર્યા વિના ગમારની પેઠે મેં આ કાર્યમાં સહાય્ય આપી હતી, પરંતુ એ મૂર્ખતાનું ફળ મને અત્યારે જેવું મળવું જોઇએ, તેવુંજ મળી ગયું છે. આજે રાત્રેને રાત્રેજ આ રાજકુમારને રાજમહાલયમાં પાછો મૂકી આવવાનો નિશ્ચય કર્યો હતો, અને એટલા માટેજ અત્યારે હું તેને લઇ જતો હતો, બસ, એનાથી વધારે બીજું હું કશું પણ જાણતો નથી, કહેવા પણ માગતો નથી."

"વિશ્વાસઘાતક!" વજ્રગર્જને રાજા મંગળસિંહ બોલી ઊઠયોઃ— "વિશ્વાસઘાતક—દગાબાજ! શું તેં એકલાએજ આવું કારસ્થાન રચ્યું હતું કે, તારી સાથે બીજો કોઇ સોબતી પણ હતો?"

નિર્ભયતાથી રાજા દીનવલ્લભસિંહે ઉત્તર આપ્યોઃ—"મારો જે સોબતી હતો, એને તો તમે તમારી નજરો નજર જોઇ શકયા છો. એ સોબતી સ્વર્ગમાંથી આવ્યો હતો કે નરકમાંથી આવ્યો હતો, એ બાબતમાં હું કશું પણ જાણતો નથી. પણ એ આવ્યો હતો, એટલુંજ જાણું છું. તે સિવાય હું બીજું કાંઈ પણ કહી શકતો નથી."

કિશોરસિંહ કદાચ કાંઇક આફતમાં આવી પડયો હશે, વાસ્તવિક રીતે તેનું શું થયું હશે, એ સર્વ જાણવા માટે રાજા દીનવલ્લભ અત્યંત ઉદ્વિગ્ન બની ગયો હતો, તથાપિ કારસ્થાનીઓના હાથથી કિશોરસિંહ કદાચ આપત્તિમાં આવી પડશે, એવા ભયથી તેણે તે પ્રસંગને કોઇ પણ રીતે ઉપસ્થિત કર્યો નહિ. એજ રાજા દીનવલ્લભનું મહત્ત્વ હતું, ઉચ્ચ મહત્ત્વ હતું! રાજકુમાર ત્યારે રાજા કરુણસિંહ તથા મંગળસિંહની દેખરેખ તળે રહ્યો હતો, તે ત્યારે ઊંઘમાંથી જાગી ઉઠયો હતો, એટલા મોટા ભૌતિક ચીત્કારોથી કુંભકર્ણની નિદ્રાનો ભંગ થવાનો સંભવ હતો, તો પછી તે એક નાના બાળકની ઊંઘ ઉડી જાય, એમાં તો જાણે કાંઇ સંદેહજ નથી. બાળક જાગી ઊઠયો હતો, અત્યંત ભય પામીને મોટી મોટી ચીસો પાડી રહ્યો હતો, તેને કોઇ પણ વ્યક્તિ રડતો અટકાવી શકતી નહોતી. રાજાઓ તેને શાંત કરવા માટે દુર્ગમાં લઇ ગયા.

રાજા દીનવલ્લભસિંહ દુર્ગની અંદરના કારાગૃહમાં કેદ થયો; કારાગૃહના દ્વારપર પ્રહરીઓ આવી ઉભા રહ્યા અને સખ્ત જાપ્તો રાખી તેનો પહેરો ભરવા લાગ્યા. રાત્રિનો બનાવ જ્યારે સર્વના સાંભળવામાં આવ્યો, ત્યારે સર્વજનો ચમકી ઊઠયા અને ભય તથા વિસ્મયથી એ સંબંધમાં તરેહ તરેહની વાતો કહેવા લાગ્યા. ચાર પ્રહરી રાજાઓ સિવાયના બાકીના બીજા બધા રાજાઓએ દુર્ગમાંનાં જૂદા જૂદા ઓરડાઓમાં શયન કર્યું હતું. તેમણે જ્યારે આ બનાવની બધી હકીકત સાંભળી, ત્યારે ભય તથા ક્રોધના માર્યા તેઓ સર્વ થરથર કંપવા લાગ્યા.

ત્યાર પછી થોડીવારે પ્રભાત થયો. દુર્ગનાં સર્વ માણસોના મુખમાંથી કેવળ એ એકજ વાત સંભળાવા લાગી. અશ્વશાળામાંથી ત્રણ

અશ્વો મળી આવતા નથી. એવી વાત પણ આખા દુર્ગમાં ફેલાઇ ગઇ. કેટલાક માણસોએ એ બાબતમાં એમજ ધારી લીધું કે, એ રાત્રે ત્યારે ત્રણ ભૂત આવ્યાં હતાં અને તે ત્રણે ભૂતો ત્રણે અશ્વોને લઇને બહાર ચાલ્યાં ગયાં છે. ત્યાર પછી ઘણી વારે એક ખેડુત એ ત્રણે અશ્વોને લઇને દુર્ગના દરવાજાપર આવી પહોંચ્યો. અશ્વો એ સમયે હાંફી રહ્યા હતા, થરથર કંપી રહ્યા હતા, મુખમાંથી ફીણના ઢગલાને ઢગલા બહાર કાઢી રહ્યા હતા. તેમના શરીરપરથી પરસેવાની ધારાઓ ટપકી રહી હતી. વારંવાર તેઓ હણહણાટ કરી કૂદવા માંડયા હતા તથા ચારે તરફ નજર ફેરવી ઉંડા ઉંડા નિઃસાસા મૂકી રહ્યા હતા. એ જોઇને બધાએ ધારી લીધું કે, અવશ્ય કોઇ ભયાનક આકૃતિને જોઇને એ અશ્વો ભયભીત બની ગયા છે. દરવાજાપર આવી અશ્વપાળને અશ્વો સોંપી એ આવનાર ખેડુતે કહ્યું કેઃ—" આ ત્રણે અશ્વો આવીને આવીજ અવસ્થામાં દુર્ગની બહારના મેદાનમાં ભટકી રહ્યા હતા, તેનાપર કોણ કોણ સવારો હતા, એ પણ મારા જોવામાં આવ્યું નહોતું. મેં ઘણી ઘણી તપાસ કરી સ્વારોનો પત્તો મેળવવાની કોશિશ કરી હતી, પરંતુ ઘણીજ દિલગીરીની સાથે કહેવું પડે છે કે, મારાથી એમાંના એક પણ અશ્વનો પત્તો મેળવી શકાયો નહોતો. છેવટે લાચારીથી મારે આ અશ્વોને અહીં લાવવા પડયા છે."

જ્યારે ભય કાંઇક કાંઇક ઓછો થવા આવ્યો, બધી ગરબડ જ્યારે ઘણે ભાગે ઘટી જવા આવી, ત્યારે સહુને હોંશ આવ્યા, સહુ કાંઇક શુદ્ધિમાં આવ્યાં, ત્યાર પછી થોડીવારે સર્વના જાણવામાં આવ્યું કે, કિશોરસિંહ દુર્ગમાં હાજર નથી. જે ઓરડામાં—જે બિછાનામાં કિશોરસિંહે સુવાનું મુકરર કર્યું હતું, તે બિછાનામાં રાત્રે કોઇ પણ સુતું હોય, એવાં કશાં પણ ચિન્હોજ જણાતાં નહોતાં. વસ્ત્રાગારમાંથી બે કાળા પોશાક કોઇ બહાર લઇ ગયું હતું, એમાંનો એક પોશાક રાજા દીનવલ્લભસિંહના શરીરપરથી મળી આવ્યો, પરંતુ બીજા એક પોશાકનો કશો પણ પત્તોજ મળ્યો નહિ. કોઇ પણ વ્યક્તિ એ પોશાકના સંબંધમાં કાંઇ પણ સ્થિર કરી શકી નહિ.

બાળકચોર રાજાએ પહેલેથી છેવટ સુધીના બધા બનાવોનો બરાબર વિચાર કર્યા પછી અંતે એવા નિશ્ચયપર આવી ગયા કે, કદાચ કિશોરસિંહજ આ કાર્ય કર્યું હશે. કિશોરસિંહ હમેશાં રણધીરસિંહરાયના અન્નથી પોષાતો આવ્યો છે, એથી કદાચ રણધીરસિંહ-

રાયના કલ્યાણ માટે તેણે રાજા દીનવલ્લભસિંહને પણ લઇ લીધો હશે. કિશોરસિંહ એકલો વિહ્વળ થઇને ન્હાસી ગયો છે અને રાજા દીનવલ્લભસિંહ બાળકને લઈ જતાં પકડાઇ પડયો છે. સર્વે રાજાઓએ આવો દૃઢ સિદ્ધાંત કર્યો. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થયો કે, એ સંબંધમાં હવે શું કર્ત્તવ્ય કરવાની આવશ્યકતા છે?

એ કર્ત્તવ્યને નિશ્ચિત કરવા માટે રાજાઓએ દુર્ગમાં એક મોટી સભા ભરી. દુર્ગના સેનાપતિ નીલાંબર નીલકંઠે એમાં તેમને યોગ્ય સહાયતા કરી. સભામાં ઘણી ઘણી સલાહ મસલત ચાલી. છેવટે સૌએ મળીને એવો ઠરાવ કર્યો કે, જ્યાં સુધી રણધીરસિંહરાયનો અભિપ્રાય ન જાણવામાં આવે, ત્યાં સુધી એ શત્રુગઢમાં નવીન રાજતંત્રની સ્થાપના કરવી. રણધીરસિંહરાય જો, અસમ્મત થાય, તો તેનો વિચાર તે સમયેજ સ્થિર કરી લેવો, એવી યુક્તિ સ્થિર થઇ; રાજા કરુણસિંહ, રાજા રાજચંદ્ર અને મંગળસિંહ એ ત્રણે જણા નવીન રાજ પ્રતિનિધિ થયા, તાબાનાં નગરે નગરમાં, દુર્ગે દુર્ગમાં, તથા મોટા રાજાઓ અને સરદારોની તહેનાતમાં એ સંવાદ લખીને તેમની તાબેદારી સ્વીકારાવવા માટે દૂતો મોકલવામાં આવ્યા. દુર્ગના સેનાપતિ શત્રુગઢ નગરની કેટલીક સ્ત્રીઓને લાવીને બાળક રાજકુમારની સેવા માટે નિમી દીધી. મહાલયના એક નાના, સુસજ્જિત, પરમ સુંદર ગૃહમાં, શિશુ રાજાનું રાજસિંહાસન સ્થાપિત થયું. સેનાપતિની આજ્ઞાથી દુર્ગનું સમસ્ત સૈન્ય સુસજ્જિત થઇને નવીન રાજ પ્રતિનિધિઓના ઉપદેશ મૂજબ દુર્ગની રક્ષા કરવા લાગ્યું. બાળકને ચોરી લાવનારા રાજાઓએ એ એક રાતમાંજ આટલું કામ કરીને, બીજે દિવસે એવાજ પ્રકારનું રક્ષાકવચ રાજકુમારના હાથપર બાંધીને શત્રુગઢના શિખરપર રાજપતાકા ફરકાવવાનો નિશ્ચય કર્યો. આખો દિવસ એ લોકો એની તૈયારીમાંજ ગુંથાઇ ગયા.



## દ્વાવિંશ પ્રસંગ

### જીર્ણ કુટીર

સમજ ચેતન વિચારી લે, તને કુદરત નસીહત દે;
જગતમોહિની મૃગજળ છે, રખડી મરતું હરણુ મન છે;
જગત સુખ સાચું માનીને ભમે મન મોહ પામીને,
નહીં તૃષ્ણા વિરામે છે, નહીં તે પાર પામે છે;
પછી અંતેજ થાકે છે, પડી પાશે ફસાયે છે;
મુંઝાયે છે, પીડાયે છે, દુઃખે કાયા ગુમાવે છે;
તને દે બોધ મૃગજળ એ, કદાપિ તે ન ભુલી જા:
હરિણનું દુઃખ દેખીને સમજ વિચાર લાવીને:
દુઃખદ મિથ્યા જગત્ માયા, ભુલાવીને પીડે કાયા;
રહે તું દૂર તેનાથી મહા સુખ દૂર રહેવાથી;

વાંચક બંધુઓના સ્મરણમાં હશે, કે શત્રુગઢની બહારના મેદાનમાં આવેલી જાણે કુટીરમાં—ભાગી તૂટી ઝૂંપડીમાં કિશોરસિંહ અજ્ઞાતાવસ્થામાં પડયો હતો, રાત્રિ વીતી જવા આવી હતી અને ધીમે ધીમે ઉષાનો પ્રકાશ કુટીરમાં પ્રવેશ કરી રહ્યો હતો, કિશોરસિંહને ધીમે ધીમે શુદ્ધિ આવવા માંડી હતી; એવામાં એકાએક તેણે જોયું કે, એ વિજન મેદાનની ભેજવાળી ભૂમિપર ધૂળના ઢગલામાં તે પડી રહ્યો હતો, તેના મસ્તક પાસે એક સ્ત્રી બેસીને, તેના મુખપર આંખોનું વારિ વરસાવી રહી હતી, અશ્રુજળ છાંટી રહી હતી. ઝૂંપડીની ઉપરના ભાગમાં ઢાંકણુ નહોતું, ઉષાનો ઝાકળ જાણે વરસાદની ધારાઓની પેઠે અનર્ગલ રીતે ઘરની અંદર વરસી રહ્યો હતો; તેનાં સમસ્ત અંગવસ્ત્ર ભીંજાઇ ગયાં હતાં. ઝાંખા અંધારામાં એક અબળાને પોતાની પાસે આવી બેઠેલી જોઇને કિશોરસિંહના મનમાં અજાયબી ઉપજી. રાતના બધા બનાવોને તેણે એક પછી એક યાદ કર્યા. તેણે એકવાર વિચાર્યું કે, "એ સર્વ સ્વપ્નજ છે." પરંતુ અત્યારની આ બધી અવસ્થા જોઇને તેણે તરત જ પાછું વિચાર્યું કે, "નહિ, એ સર્વ સ્વપ્ન નથી, પણ સત્ય જ છે." આ પ્રમાણે ભયંકરી સ્મૃતિના પીડનથી તેનું વક્ષ કંપી ઉઠયું.

ઉષાનો આલોક ધીમે ધીમે સ્વચ્છ થવા લાગ્યો, ઉષા વિદાય થઇ, પ્રભાતનું આગમન થયું. કિશોરસિંહે જોયું કે, જે સ્ત્રી તેની પાસે બેસીને મુખપર પાણી છાંટતી હતી, તે તેનાથી અજાણી નહોતી. કિશોરસિંહના મનમાં શંકા હતી, શરીરમાં કંપ હતો, અજ્ઞાનનું ઘેન પણ કાંઇક કાંઇકિ હતું. તથાપિ તે તેને ઓળખી ગયો. એ સ્ત્રી અન્ય કોઈ નહિ, પરંતુ પેલી આનંદપૂરની વનવાસિની ઉન્માદિની કે દીવાની હતી. કિશોરસિંહ ધીમે ધીમે ઉઠીને બેઠો થયો; આંખો ઉઘાડી ચારે તરફ જોવા લાગ્યો. તેણે એ સ્ત્રીને જોવીને તેવી જ હાલતમાં બેઠેલી જોઇને ચમકીને પૂછ્યું કેઃ—" ઓહ! તું મને ઓળખતીતી? હું પણ તને ઓળખી ગયો છું, તારા આ હસતા સુંદર મુખને હું બહુજ ચાહું છું. ચૈતન્યદેવ તારૂં કલ્યાણ કરો."

આ સાંભળીને એ સ્ત્રીએ એકદમ વચ્ચમાંજ કિશોરસિંહને સંબોધીને કહ્યું કેઃ—" હા, ભાઇ! હુ તને અત્યંત ચાહુ છું. તારાપર મને ઘણીજ માયા ઉપજે છે. તારા વિના મને એક ઘડી પણ ગોઠતું નહોતું. હુ વનેવન અને ગામેગામ તારી પાછળ ફર્યા કરૂં છું. ભગવાન તારૂં ભલું કરે, તને હજાર વરસનો કરે. તારૂં સાહસ, તારૂં વીરત્વ, તારી સત્યતા વગેરે બધું મેં મારી નજરે જોયું છે. હા—હા—હા, હું તને બરાબર ઓળખી ગઇ છું,—ઓળખી ગઇ છું. બરાબર ઓળખી ગઇ છું. તું જ મારો તે કિશોરસિંહ છે!"

બોલવા ચાલવાની શક્તિ ઘણી જ મંદ પડી જવા આવી હતી, છતાં કિશોરસિંહે ધીરે ધીરે કહ્યુંઃ—" હું બરાબર જોઇ શકયો છું કે, મારાપર તારી ઘણી જ દયા છે. તું મને બહુ જ ચાહે છે, મારાપર ઘણો જ સ્નેહ ધરાવે છે. તું ગમે તે હો, પણ તને જોઇને મને ઘણો આનંદ ઉપજ્યો છે. લૂટારા મહાવીરના દુર્ગમાંથી વરુણસિંહને મુક્ત કરતી વેળાએ—ઓહ! જે મહત્વ તેં દર્શાવ્યું છે, તેની સુખ વડે હું—"

" બસ, બસ, એ બધી વાતો કહેવાની અત્યારે અગત્ય નથી." કિશોરસિંહની વાતને અટકાવીને દીવાનીએ કહ્યુંઃ—" એ બધી વાતો કહેવાની અત્યારે અગત્ય નથી. વીતેલી વાતો કહેવાને, હજી વિલંબ છે. હું તો હમણાંની તાજી વાતો સાંભળવા માગું છું. અહીં તું એકલો શી રીતે આવ્યો? આવો ભયાનક કાળો પોશાક તેં શા માટે પહેર્યો છે? તું આવી રીતે બેભાન થઇને શાથી પડયો હતો? શું તારાપર કાંઇ ભયાનક આફત આવી પડી હતી? તું કોઇ પણ રીતે બ્હી ગયો હતો?"

"એ ઘણી જ લાંબી વાત છે, સહજમાં જ તે કહી શકાય તેમ નથી." કંપતા કંઠે કિશોરસિંહે કહ્યું:–"એ ઘણી જ લાંબી વાત છે, સહજમાંજ તે કહી શકાય તેમ નથી. તું અહીં ક્યારનીક આવી છે? કેટલીકવાર થયાં મને આવી રીતે બેભાન હાલતમાં જોઇ રહી છે? ખરેખર શું હતું એકલોજ અહીં આવ્યો હતો? બિલ્કુલ એકલોજ આવ્યો હતો? મારી સાથે બીજું કોઇ પણ નહોતું? શું તું એમાંનું કાંઇ પણ જોઇ શકી નથી? કોઇ પણ રીતે કોઇ એક ભયાનક–"

ચકિતનયને કિશોરસિંહના સર્વ શરીર પ્રતિ ચમકીને દૃષ્ટિ કર્યા પછી મલિન મુખે કેટલીકવાર સુધી માથું ધુણાવ્યા પછી, ચમકિત દીવાની બોલી:–"હું ધારૂં છું કે, તારી બુદ્ધિ ચંચળ થઇ ગઇ છે. તું મને આ સર્વ શી વાતો પૂછી રહ્યો છે?"

કિશોરસિંહ ઉતાવળા અવાજે બોલ્યો:–"ના, ના, હવે મારૂં ચિત્ત ચંચળ નથી, બુદ્ધિ સ્થિર થઈ છે. તું જરા વિચારી જો જોઇએ કે, આનંદદુર્ગમાં જે જાતનાં ભૂતોના ખેલો થયા કરે છે, તેવા ખેલો બીજે ક્યાંય શું નહિ જ થતા હોય વારૂ?"

એકાએક જાણે કાંઇક યાદ કરીને દીવાની ઉશ્કેરાયલા અવાજે બોલી ઉઠી:–"ખરૂં, ખરૂં, તારૂં કહેવું બિલ્કુલ ખરૂં છે. ભૂતની વાતમાં મને જે હવે જરા પણ શંકા જ નથી. અહીં પણ શું એવું જ કાંઇ બન્યું છે? મેં ધાર્યું હતું કે, તને કાંઇક જખ્મ થયો હશે, એથી તું આવી રીતે બેભાન થઇ પડયો હોઇશ. પણ હવે બરાબર સમજી શકી છું કે, એમ નથી; કોઇ પણ પ્રકારના ભૌતિક ઉત્પાતથી–"

ચમકીને કિશોરસિંહ બોલી ઉઠયો:–"શત્રુગઢ દુર્ગના ભૌતિક કાંડની શું તેં કાંઇ પણ લોકવાયકા સાંભળી નથી?" મૃદુ ગંભીર સ્વરે આવો પ્રશ્ન પૂછીને કિશોરસિંહ કાંઇક કંપ્યો. શત્રુગઢનો સેનાપતિ વીરબહાદુર, અનુચર રાધામોહન, કુટીરવાસિની મેના, મેનાના અંધ પિતા તથા મેનાના એ બાળકની પ્રેતમૂર્ત્તિઓ જાણે તે વખતે તેની નજર આગળ આવી તરવા લાગી.

એ જોઇ અજાયબીની સાથે દીવાની બોલી ઉઠી:–"હા–હા–હા, જાણી ગઇ, જાણી ગઇ, તારા મુખેથી સાંભળીને હવે મારા મનમાં સાંભરી આવ્યું કે, ગઇ રાત્રે એક સો ભૌતિક વરસો વીતી ગયાં છે અને એ ભૌતિક બનાવની તિથિવાળી રાત્રી પણ ગઇ કાલે જ વીતી ગઇ છે. કેમ હું ખરૂં–"

દીવાનીની વાતને પૂરી સાંભળતાં પહેલાં વચ્ચમાં જ પહેલાંની પેઠે ધીમા ગંભીર અવાજે કિશોરસિંહે કહ્યું: "તો પછી આટલી બધી અજાયબ કેમ થાય છે? ગઈ રાત્રે હું એજ ભૌતિક નાટકનો એક ભાગ ભજવનાર થયો હતો અને એ જોઈને જ આવી રીતે અજ્ઞાન થઇ પડયો હતો, પણ તું અહીં કેવી રીતે આવી વારૂ?"

"હું" કોઈ એક પ્રકારની ઉદાસીનતાનું હાસ્ય કરી, દીવાનીએ વિદ્રૂપ સ્વરે ઉત્તર આપ્યો:—"હું? હું. અહીં શી રીતે આવી? મારૂં કામ જ એ છે, બધી જગાએ હું ફરતી ફરૂં છું, ભટકયા કરૂં છું. જળમાં, જંગલમાં, પહાડમાં, પર્વતમાં, મેદાનમાં કે લોકોની વસતિમાં દરેક જગાએ હું વિચર્યા કરૂં છું. મને ન ગમે એવું સ્થાન કયાંય પણ નથી. આખી દુનિયા મારી છે. મારી મરજીમાં આવે ત્યાં ફરવાને હું સ્વતંત્ર છું. દેશ વિદેશમાં ફરવાનો, દેશ વિદેશના અવનવા બનાવો જોવાનો, દેશવિદેશનાં અટપટાં રહસ્યો ખોળી કાઢવાનો મને ઘણો જ શોખ છે. આખી દુનિયામાં હું ફર્યા કરૂં છું. તાપ ટાઢ જ્યારે વધારે પડવા માંડે છે, ત્યારે થોડીવાર કોઇ પણ એક સારા સ્થાનમાં આશ્રય લઇ વિશ્રામ કરૂં છું. આજે પણ એવી જ રીતે ફરતી ફરતી અનાયાસે અહીં આવી ચઢી છું. ઉષા થતાં પહેલાં થોડી વારે, લગભગ અત્યારથી એકાદ પહોર પહેલાં, આ ભાંગી તૂટી ઝૂંપડીમાં હું સહજ આરામ લેવા—સૂવા આવી હતી. અહીં આવીને મેં જોયું તો તું બિલ્કુલ બેભાન અવસ્થામાં પડેલો હતો."

કિશોરસિંહે કહ્યું:—"ઓહ! તું દયાવતી છે, તેં મારા મુખપર પાણી છાંટયું હતું? ઓહ! ઘણી તરસ લાગી છે. બીજું થોડુંક પાણી આપ. પાણી વિના મારા પ્રાણ જાય છે, ગળું સૂકાઇ જવા આવ્યું છે. મને જરા પાણી આપ."

નજીકમાં નદી હતી, દીવાનીએ એ ઝુંપડીના દ્વાર પાસે પડેલી એક નાળિયેરની કાચલીમાં થોડુંક પાણી લાવીને કિશોરસિંહને પીવા આપ્યું, ઠંડું પાણી પીને કિશોરસિંહ કાંઇક સ્વસ્થ થયો. ત્યાર પછી દીવાનીએ કહ્યું:—"તારા ભલા માટે હું સઘળું કરી શકું તેમ છું; સહુ કાંઇ કરીશ; કહે શી તારી આજ્ઞા છે?"

આમ કહીને દીવાની જાણે અધિક ઉદાસ નયને ચારે તરફ નજર કરી કિશોરસિંહના મુખ ભણી ક્ષણવાર સુધી અનિમેષે જોઇ રહી. ઘણીવાર સુધી જોયા પછી તે એક પ્રકારના અદ્ભુત સ્વરથી

બોલીઃ—" તારી તપાસમાં જ હું ઠેક ઠેકાણે ભટક્યા કરતી હતી."

"મારી તપાસમાં?" દીવાની ફરીવાર આવું શા માટે બોલી! અજાયબીની સાથે આવો વિચાર કરી કિશોરસિંહ બોલી ઉઠયો:— "મારી તપાસમાં?"

"હા. તારી જ તપાસમાં. કેમ તને કાંઇ અજાયબી થાય છે?" દીવાની પણ અજાયબીથી બોલી ઉઠી.

દીવાનીની વાર્તાથી અત્યંત આશ્ચર્યચકિત થઇને કિશોરસિંહે કહ્યું:—"આશ્ચર્ય! આશ્ચર્ય! મારાથી તો કશું પણ સમજી શકાતું નથી. આશ્ચર્ય એ થાય છે કે, તારી વાતમાં અને તારા પોતાનામાં શો ભેદ સમાયલો છે, એ પણ મારાથી જાણી શકાતું નથી. આટલી ઉમ્મરમાં મેં આ પૃથ્વીની અનેક વસ્તુઓ જોઇ છે. અનેક વસ્તુઓનો મેં ઉપભોગ પણ કર્યો છે. જે કાંઇ આશ્ચર્ય ધારી શકાય તેમ છે, તે સર્વે મારાં અંગનાં આભૂષણ રૂપ થઈ પડ્યું છે. તો પણ આજે મને તને આ પૃથ્વીમાં જીવતી જોઇને જે આશ્ચર્ય ઉત્પન્ન થયું છે, એનો તો કશો અવધિ જ રહ્યો નથી. ખરેખર હું કોઇ ભ્રમણામાં ભમી રહ્યો છું. જ્યારથી મેં આનંદ દુર્ગમાં પગ મૂક્યો, ત્યારથી એક પછી એક આશ્ચર્ય ભરેલા બનાવો જ મારા જોવામાં આવે છે. જાતજાતની ભેદી આકૃતિઓ, ચમત્કારી મૂર્તિઓ, અવનવાં ભૂતો, અજાયબ પ્રેતાત્માઓ આદિ અનેક રહસ્યો અહર્નિશ મારા જોવામાં આવ્યા કરે છે. તારા જીવનમાં પણ હું એવું જ કોઇ એક ગુપ્ત રહસ્ય સમાયલું હોય, એમ જોઈ શકું છું. મેં ચોક્કસ સાંભળ્યું હતું કે, તું મહાવીરનાં ટોળાંના એક લૂટારાના હાથથી આનંદપૂરના વનમાં મારી ગઈ છે, તારૂં ખૂન થયું છે; છતાં તને અત્યારે પાછી જીવતી જાગતી મારી આગળ ઉભેલી જોઇને મારી અજાયબીની કાંઇ હદ જ રહી નથી."

"હી—હી—હી." દીવાની હસીને બોલી:—"હી—હી—હી. હું બચી ગઇ છું, પરમેશ્વરે મને બચાવી લીધી છે. મારા મોતનો હજી વખત થયો નથી, દુનિયામાં મારે હજી પણ અનેક કામો કરવાનાં બાકી પડયાં છે. હું મરી ગઇ હતી, લૂટારાએ મારા માથાપર લાકડી મારી હતી, માથું પણ ફૂટી ગયું હતું, હું પણ આકુળ વ્યાકુળ થઈ ને મરણને શરણ થવાને તૈયાર થઇ ગઇ હતી, છતાં પણ ભગવાને મને મરવા દીધી નથી, મોતના પંજામાંથી ઉગારી લીધી છે. લૂટારાના સખ્ત જખ્મથી હું બેભાન થઇ નહોતી, મારૂં જ્ઞાન ગુમાવી

ચૂકી નહોતી, મારા શરીરની શુદ્ધિ ગઇ નહોતી. તોપણ હું ત્યાર પછી આાં ફરી રહી છું, શું કરૂં છું, એ બાબતમાં કશું પણ જાણી શકી નહોતી. મારી આવી અવસ્થા જોઇને જ દુનિયાના તમામ લોકો મને દીવાની ગણી કાઢે છે. પણુ ભાઇ! ખરી રીતે હું દીવાની નથી. કોઇ એક ગુપ્ત હેતુને પાર પાડવા માટે જ મારે આવું દીવાનીનું સ્વરૂપ ધારણ કરવું પડયું છે, મારો એ ગુપ્ત હેતુ શો છે, તે તને આજે નહિ, પણ અમુક દિવસ પછી અવશ્ય સમજાઇ જશે. ભાઇ! કિશોર! હું દીવાની નથી, હું ખરૂં કહું છું કે, હું દીવાની નથી."

દીવાનીએ કહ્યું કે, 'હું દીવાની નથી,' પરંતુ કિશોરસિંહને તેની એ વાતપર બિલકુલ ભરોસો આવ્યો નહિ. તે તેનાપર આક્ષેપ કરીને પોતાના મનમાં ને મનમાં જ બોલ્યો કેઃ—"ખરેખર, આ મહા અભાગિની છે."

દીવાનીએ કિશોરસિંહના મુખ ભણી જોયું. જોતાંની સાથે જ એકદમ ઉતાવળા અવાજે કહ્યુંઃ—

"કિશોર! કિશોર! તું પણ શું મને દીવાની ધારે છે? ઓ પરમેશ્વર! તારી પાસે હું સત્ય કહું છું કે, હું દીવાની નથી. તો પણ શું તું મારાપર વિશ્વાસ મૂકી શકતો નથી? સારૂં, સારૂં, હવે જવા દે, એ વાતને જવા દે. મારાથી હવે તારો શો ઉપકાર થઇ શકે તેમ છે, તે જણાવ જોઇએ. કિશોરસિંહ! તું મારી પાસે કશો પણ સંકોચ રાખીશ નહિ. મારાથી જરા પણ ડરીશ નહિ. તારી સાથે મારો એટલો બધો નિકટનો સંબંધ જોડાયલો છે કે તે તને જ્યારે જાણુવામાં આવશે, ત્યારે તું મારાપર પ્રસન્ન થયા વિના રહીશ નહિ. હું તારૂં કલ્યાણુ ઇચ્છનારી છું. તારૂં કલ્યાણુ કરવા માટે જ મેં આ દીવાનીનો વેશ ધારણ કરી લીધો છે."

કિશોરસિંહે આ અવકાશમાં શરીર પરના તે ગુપ્ત વેશને ધીમે ધીમે ઉતારી નાખ્યો અને પોતાના પ્રથમના સ્વાર વેશને જ બાકી રહેવા દીધો. એ જોઇને દીવાની ઘણી જ ખુશી થઇ બોલી ઉઠીઃ—"વાહ—વાહ! આ પોશાક મને ઘણો જ મજાનો લાગે છે, તને પણ જેવો જોઇએ તેવો શોભે છે. તારા આવા ચહેરાને જ હું પસંદ કરૂં છું, રણુધીરસિંહ રાયની કન્યા પણુ તારાપર તારા આ ખૂબસૂરત ચહેરાની બલિહારી જોઇને જ મુગ્ધ થઇ છે. કિશોર! હું સોગંદ સાથે કહી શકું છું કે, રણુધીરસિંહ રાયની એ પરમ સુંદરી કન્યા તારી જ થશે, તારા ગળામાં વરમાળા આરોપશે; તમો બન્ને આદર્શ દંપતિ

રૂપે આખા દેશમાં પ્રસિદ્ધ થઇ શકશો. હું ઘણી સારી રીતે જોઇ શકી છું કે, વિધાતાએ તારા લલાટમાં એ સુખ અવશ્ય લખ્યું છે. ગ્રહ દેવતાઓ તારાપર સુપ્રસન્ન થયા છે. પણ હવે મને કહે જોઇએ કે, મારાથી તારો શો ઉપકાર કરી શકાય તેમ છે, હું તારૂં શું ભલું કરી શકું તેમ છું? તને મારાથી ન આપી શકાય, એવી કોઇ વસ્તુજ નથી. મારા પંચ પ્રાણ આપીને પણ હું તારો ઉપકાર કરી શકું તેમ છું. તું મારો ચહેરો જોઇને મારાપર શંકા લાવીશ નહિ, મને તું દીવાની ધારીશ નહિ. કામને વખતે હું તને બતાવી આપીશ કે, હું કેવી જાતની દીવાની છું. ખરૂં છે કે, હું ભિખારિણી છું, દીવાનીની જેવી દેખાઉં છું, એ ઉપરાંત ફાટયા તૂટયા વેશમાં આખી આલમમાં ભટક્યા કરૂં છું. એ બધું ખરૂં છું, પરંતુ તેમ છતાં પણ લોકો મને જેવી ધારે છે, તેવી હું નથી. હું અત્યારે પ્રાયશ્ચિત કરૂં છું; મારાં કરેલાં પાપોની સજા ભોગવું છું. આ બધી વાતો તને એક દિવસ જણાઇ આવશે. પણ હવે કહે મને શી આજ્ઞા છે ?"

રાત્રે જે કાંઇ બનાવો બન્યા હતા, તે બધા ઘણાજ ટુંકાણમાં એક પછી એક કિશોરસિંહે એ દીવાનીની પાસે કહી સંભળાવ્યા. દીવાની હોવાનો સંપૂર્ણ વિશ્વાસ હોવા છતાં તથા તેનાં વચનો અને કામોમાં દીવાનીનાં સ્પષ્ટ લક્ષણો નિરખવા છતાં પણ, કિશોરસિંહે તેનો વિશ્વાસ કર્યો. તેણે ત્યારે વિચાર્યું કે, રાજા દીનવલ્લભસિંહની શી દશા થઇ છે, એની તપાસ કરવાની ખાસ જરૂર છે. તેઓ હજી સુધી દુર્ગમાં છે કે નહિ, બાળકને લઇને સહીસલામતીથી બહાર નીકળી શક્યા છે કે નહિ, એ સર્વ જાણવા માટે તેના મનમાં અત્યંત ઉદ્વેગ, અત્યંત ઉત્કંઠા ઉભરાઈ આવી; પરંતુ શી રીતે એ બધી બાબતોનો પત્તો મેળવવો ? કોઇપણ પ્રકારની ચોક્કસ ખબર મળ્યા વિના મારાથી દુર્ગમાં જઇ શકાશે નહિ. ત્યારે હવે શી રીતે તેમનો પત્તો મેળવી શકાશે ?" આ પ્રમાણે અનેક વિચારો કરી તેણે દીવાનીની મારફતજ એ કામને પૂરૂં કરવાનો નિશ્ચય કર્યો; અને એટલા માટેજ દીવાનીની પાસે તેણે બધી બીના ખોલીને કહી સંભળાવી. દીવાની દુર્ગના કોઇપણ પ્રકારના સામાચાર લાવી આપશે, તો પછી તે વખતે તેને જે કાંઇ કાર્ય કરવાની અગત્ય જણાશે, તે કાર્યને તે અવશ્ય પાર પાડશે. આવા ઇરાદાથી તેણે પોતાના મનની વાત દીવાનીને જણાવી દીધી. દીવાનીએ એ વાત સાંભળીને તરતજ તે કામ કરવા માટે રાજી થઇ. સુસ

વેશનો પોશાક તેણે સાથેજ લઇ લીધો હતો. દૈવયોગે કદાચ કોઇ એ જીર્ણ કુટીરમાં આવી ચઢી, ત્યાં તેને જોઇ જાય, તથા દુર્ગમાંથી આણેલા પોશાકપરથી કોઇ કદાચ તેને ઓળખી જાય, તો પાછું મહા ભયંકર આપદમાં આવી પડવું પડે, એમ ધારીને કિશોરસિંહે એ છુપો વેશ ધારણ કરી લીધો. ત્યાર પછી તે તે દીવાનીને સાથે લઇને એ ઝુંપડીમાંથી બહાર નીકળી પડયો. ઝૂંપડીની નજીકમાંજ એક પહાડ હતો. દીવાનીને એ પહાડ બતાવીને કિશોરસિંહે તેને કહી દીધું કે, એ પહાડની આસપાસમાંજ તે તેની વાટ જોતો બેસશે, દુર્ગમાંથી સમાચાર લાવીને દીવાની પાછી એ સ્થળે આવી પહોંચશે, આ પ્રમાણે સલાહ નક્કી થઇ. દીવાની એ નિર્જન મેદાનમાંથી એકદમ દુર્ગભણી ચાલી નીકળી. કિશોરસિંહ એ મુકરર કરેલા પહાડ ભણી ચાલવા માંડયો. પહાડ શત્રુગઢ દુર્ગથી એકાદ કોશ દૂર પશ્ચિમ દિશામાં આવેલો હતો.

---

## ત્રયોવિંશ પ્રસંગ

### વીરપ્રતિજ્ઞા

પહાડની નજીકમાં કિશોરસિંહ આવી પહોંચ્યો. તેણે ઘણે દૂર નજર દોડાવીને જોયું કે, જ્યાં સુધી નજર પડે છે, ત્યાં સુધીમાં માણસની વસતિનું નામ નિશાન પણ જોવામાં આવતું નથી, તે જે સ્થળે આવી પહોંચ્યો છે તે ઘણુંજ નિર્જન અને એકાંતમય સ્થાન છે. થોડેક દૂર કેવળ એક નાની સરખી ઝૂંપડી તેની નજરે પડી. એ ઝૂંપડી આ પહાડના કિનારાથી લગભગ સોએક હાથ દૂર આવેલી હતી. કિશોરસિંહ એ ઝૂંપડી ભણી ચાલવા લાગ્યો. એક દરિદ્ર બ્રાહ્મણ અને તેની સ્ત્રી એ ઝૂંપડીમાં વસતી હતી. ભારતના સર્વ નિવાસીઓ અતિથિ સેવામાં અહર્નિશ ભક્તિપરાયણ રહે છે. થાકયા પાકયા એક પુરુષને પ્રભાતના પહોરમાં ઝૂંપડીમાં અતિથિરૂપે આવેલો જોઇને બ્રાહ્મણના મનમાં ઘણોજ આનંદ થયો. દરિદ્ર હોવા છતાં બ્રાહ્મણે ઘણીજ કાળજીથી બનતી ખાવાની વસ્તુઓ તૈયારી કરી અતિથિને પરમ પ્રેમપૂર્વક ભોજન કરાવ્યું. વાસ્તવિક રીતે ગરીબોપર તે હમેશાં ઘણોજ પ્રસન્ન રહેતો હતો, શહેરના મોટા મોટા વ્યાજખોર ધનવાનોપર તેને હદબેહદ તિરસ્કાર ઉપજી ગયો હતો. દરિદ્ર બ્રાહ્મણપર કિશો-

રસિંહ બહુજ પ્રસન્ન થયો. ભોજન કરી રહ્યા પછી બ્રાહ્મણની સાથે તેણે અનેક પ્રકારની વાતોચીતો કરી. વાતની વાતમાં શત્રુગઢના ભૂત સંબંધી એક વાત નીકળી આવી. બ્રાહ્મણે કહ્યું કેઃ—"ગઇ રાત્રે ભૂતોના પેશોની સાંવત્સરિક તિથિ વીતી ગઈ છે, રાત્રિના છેવટના ભાગમાં મેદાનમાં ઘણીવાર સુધી એવા ભયાનક અલૌકિક ચીત્કારો થયા હતા, એટલા બધા ગગનભેદી મહાધ્વનિઓ સંભળાયા હતા કે જેથી અમો સર્વ સ્ત્રીપુત્રસહિત ભયનાં માર્યાં જાગી ઉઠયાં હતાં અને એ સાથે આ ઝુંપડીમાં મરણતોલ થઇ પડયાં હતાં."

કિશોરસિંહે શાંતિથી બ્રાહ્મણના મુખેથી એ બધી વાત સાંભળી લીધી, પરંતુ એ પોતે પણ એ વાતમાં કાંઇક કાંઇક જાણે છે, એવો કશોપણ ભાવ પોતાના મુખપર તેણે તે વખતે જણાવા દીધો નહિ. કેવળ અજાયબીને આધીન થઇનેજ તેણે તેની બધી વાતો સાંભળી રહ્યો છે, બ્રાહ્મણે કેવળ એમજ ધારી લીધું. કિશોરસિંહની પહેલાંની ધારણા, બ્રાહ્મણની એ સર્વ વાતોથી અત્યંત દઢીભૂત થઇ.

બપોરનો વખત થયો. દીવાની કદાચ દુર્ગમાંથી પાછી ચાલી આવી હશે, એમ ધારીને કિશોરસિંહ એકવાર એ સંકેતસ્થળે આવી પહોંચ્યો. પરંતુ દીવાની હજી સુધી આવી નહોતી; તેની સ્હામે વિશાળ મેદાન ઘૂઘવાટા કરી રહ્યું હતું. કિશોરસિંહે ઘણે દૂર સુધી જોઇ જોયું, પરંતુ તેને કયાંય પણ પેલી દીવાની દષ્ટિગોચર થઇ નહિ. એથી પાછો તે પેલા બ્રાહ્મણની ઝૂંપડીમાં ચાલ્યો આવ્યો. થોડીવાર પછી પાછો પહાડની નીચે ગયો, તોપણ દીવાની તેના જોવામાં આવી નહિ. થોડીવાર સુધી એ પહાડના કિનારે કિનારે ફર્યા પછી, સ્હામેના મેદાન ભણી તાકીતાકીને તે જોવા લાગ્યો, પરંતુ દીવાની જોવામાં આવી નહિ. એથી તે પાછો ઝૂંપડીમાં ગયો, પાછો બહાર આવ્યો. અસ્થિર થઇને તે આ પ્રમાણે આવજાવ કરવા લાગ્યો. ઘણીવાર સુધી આવજાવ કરવા છતાં પણ તે, તે દીવાનીને કયાંય પણ જોઇ શકયો નહિ.

સાંઝ પડી જવા આવી, તોપણ દીવાની આવી નહિ; કિશોરસિંહ એથી ઘણોજ ઉત્કંઠિત થઇ પડયો, મનમાં ને મનમાંજ તે ડરવા લાગ્યો. દીવાની કદાચ કાંઇક આફતમાં આવી પડી હશે, દુર્ગના લોકોએ કદાચ તેને પકડી રાખી હશે, સંકટમાં આવી પડવાથી દીવાનીએ કદાચ રાત્રિની કોઇપણ વાત જાહિર કરી દીધી હશે. આવી આવી આશંકાઓ તેના મનમાં બળવતી થઇ પડવા લાગી.

રાત્રિનો એક પ્રહર વીતી જવા આવ્યો; છતાં દીવાનીનાં દર્શન થયાં નહિ. એથી અસ્થિર હૃદયે, ઉત્કંઠિત માનસે અને શંકાશીલ ચિત્તે કિશોરસિંહ એ પહાડના કિનારાપર તરફડીયા મારતો ફરવા લાગ્યો. રાત્રિ ઘોર અંધકારવાળી હતી. શીતકાળની રાત્રિ હોવાથી હીમના ઢગલાને ઢગલા પડતા હતા, કિશોરસિંહનાં સઘળાં કપડાં ભીંજાઇ જવા આવ્યાં હતાં, માથાના વાળ સુદ્ધાં ભીંજાઇ ગયા હતા, ધીમે ધીમે ઘણીવાર સુધી તે જાણે વરસાદના જળથી ભીંજાતો હતો, આવી સ્થિતિમાં કિશોરસિંહ એ દિવસની રાત્રિ વીતાડી રહ્યો હતો. બીજો પણ એકાદ પ્રહર વીતી ગયો, પરંતુ દીવાની આવી નહિ. અંધકારના ઘોર આવરણને ભેદીને કિશોરસિંહનાં તીક્ષ્ણ ચક્ષુ મેદાનમાં ઘણે દૂર સુધી ફરતાં હતાં, એવામાં એકાએક તેણે જોયું કે, તેનાથી થોડેક દૂર એક કદાવર મૂર્ત્તિ એકદમ ઉતાવળે પગલે આગળ આવી રહી છે. થોડીવારમાંજ એ મૂર્ત્તિ તેની છેક નજીકમાં આવી ઉભી રહી. તેણે જોયું કે, એ મૂર્ત્તિ અન્ય કોઇ નહિ, પણ તેની પરમ પરિચિતા દીવાનીજ છે; એથી કિશોરસિંહની અમંગળ આશંકાઓ દૂર થઇ; ફળાફળનો કશો પણ નિશ્ચય ન હોવા છતાં પણ તેના હૃદયમાં ઉત્સાહ ઉપજી આવ્યો.

દીવાની હાંફતી હતી; દીવાની ઘણીજ થાકી ગઇ હતી. શ્વાસ લેતાં પણ તેને કષ્ટ થતું હતું, તથાપિ કિશોરસિંહની અસ્થિર ઉત્કંઠાને દૂર કરવાની ઉત્કટ અભિલાષાથી દીવાનીએ હાંફતી હાંફતીજ રૂંધાતા શ્વાસે અનેક વાતો તેને કહી દીધી. કેવી રીતે રાજા દીનવલ્લભસિંહ પકડાઇ પડ્યો છે, કેવી રીતે તેનો સોબતી ભૂત બરાડા પાડતો પાડતો દુર્ગમાંથી બહાર નીકળી આવ્યો છે, કેવી રીતે રાજાનો બાળક રાજા કરુણસિંહના મંડળના હાથમાં આવી પડ્યો છે, કેવી રીતે તેમણે દુર્ગના શિખરપર રાજપતાકા ફરકાવી દીધી છે, કરુણસિંહ, રાજચંદ્ર, મંગળસિંહ આદિ સર્વેએ એ રક્ષાકવચના જોરથી કેવી રીતે રાજસત્તા સંપાદન કરી છે, એ સઘળી વાતો દીવાનીએ એક પછી એક કિશોરસિંહની પાસે કહી સંભળાવી. રાજા દીનવલ્લભસિંહે પોતે આફતમાં આવી પડવા છતાં, પોતાના મહત્વના ગુણને લઇને કિશોરસિંહની સહાયતાનો અંશ માત્ર પણ વ્યક્ત કર્યો નથી, એ વાત પણ દીવાનીએ કિશોરસિંહને કહી સંભળાવી.

કિશોરસિંહે ઉંચા અવાજે રાજા દીનવલ્લભસિંહને ઉચ્ચ મહત્વની પ્રશંસા કરી. એ સમયે ઘણીજ દુઃખી થઇને ઉતાવળા તથા

શંકા ભરેલા સ્વરે દીવાની બોલી કેઃ–" કિશોર ! કિશોર! તું ન્હાસવા માંડ! જલ્દી ન્હાસવા માંડ! એક ક્ષણ પણ તું હવે આ દેશમાં રોકાઇશ નહિ. રાજા દીનવલ્લભે જો કે તારો નામગંધ પણ લીધો નથી, પરંતુ મંડળના સઘળા માણસોના મનમાં તારાપર સંપૂર્ણ સંદેહ ઉત્પન્ન થયો છે. તને બંદીવાન બનાવવા માટે ઇનામની જાહિરાત બ્હાર પાડીને ગામોગામ તથા શહેરે શહેરમાં એ લોકોએ મોકલાવી આપવાનો બંદોબસ્ત કર્યો છે. એ રાક્ષસી હૃદયવાળા સર્વ રાજાઓ રાજ લોભથી અત્યારે આંધળા બની ગયા છે અને એ સાથે ધરાના ધામપરથી તારા નામને નાબૂદ કરવાનાઃ દૃઢ નિશ્ચય પર આવી ગયા છે, માટે તું જેમ બને તેમ જલ્દી અહીંથી ન્હાસવા માંડ."

ભયાનક ક્રોધથી સળગી ઉઠી કિશોરસિંહે કહ્યુંઃ–" શું ? હું શું ત્યારે ઉઠાવગીર આસામી ઠર્યો છું ? નવીન રાજમંત્રીઓએ શરૂઆતમાંજ નીતિનો આવો નમુનો બતાવ્યો છે ? આ શું તેમની રાજ સત્તાની સાધુતાનું પ્રથમ શુભ ચિન્હ છે ? શું આવી રીતેજ તેઓ સર્વ રાજ્ય ચલાવવા માગે છે ? "

અત્યંત દુઃખી થઇ ઉત્કંઠા ભરેલા વિનીત સ્વરથી દીવાની કહેવા લાગીઃ–" કિશોર ! મારી વાત સાંભળ ! તારા હિતનો વિચાર કર ! તેમના ઉપર ગુસ્સે થવાથી શું થશે ? જેઓએ રાજસત્તાને અત્યારે પોતાને હસ્તક કરી છે, તેમનું દમન કરવાનો અત્યારે કાંઇપણ ઈલાજ રહ્યો નથી. તેઓ અત્યારે સર્વમય બની ગયા છે, ધારે તે કરવાને શક્તિમાન છે. તેમની ગતિને કોઇનાથી પણ અટકાવી શકાય તેમ નથી. જેમ ઇચ્છામાં આવે તેમ કરવાને અત્યારે તેઓ સ્વતંત્ર છે. વળી, સાંભળ, આજે તેમણે સઘળાએ મળીને એક મોટી સભા ભરી હતી અને એ સભામાંજ તને ગમે ત્યાંથી પકડી પાડવાનો આ હુકમ બહાર પાડયો છે. રાજદ્રોહના અપરાધથી રાજા દીનવલ્લભસિંહને ફાંસીની સજા થવાની છે અને એ સાથે જો કદાચ તું પણ ગુન્હેગાર તરીકે સાબીત થઇશ, તો તારી દશા પણ રાજા દીનવલ્લભના જેવીજ થશે. બાઇ ! એટલા માટેજ હું તને કહું છું કે, હવે એક ક્ષણનો પણ નિરર્થક વિલંબ ન કરતાં અહીંથી કોઇ બીજા દેશમાં પલાયન કર, શત્રુગઢની સીમાતો પરિત્યાગ કર. "

" હેં–હેં, રાજા દીનવલ્લભસિંહને ફાંસીની સજા થશે ?" ભય, વિસ્મય તથા ક્રોધસહિત કિશોરસિંહ કંપતા કલેવરે બોલી ઊઠયોઃ– " હેં–હેં, રાજા દીનવલ્લભસિંહને ફાંસીની સજા થશે ? આવો હુકમ

કોણે તેમણે આપ્યો ? આટલું મોટું સાહસ કોણે તેમણે કર્યું ? હું-ફાંસી ? સંગી, બંધુ, જોડીદાર, એવા મોટા આબરૂદાર માણસો, ધારીને પ્રથમ રાજા દીનવલ્લભસિંહે તેમના મતને મળતો મત આપ્યો હતો તથા કાંઇ પણ સમજ્યા કારવ્યા વિના રાજકુમારનું હરણ કરવાના કાર્યમાં અભિપ્રાય આપ્યો હતો, એ અભિપ્રાયને પાછો ફેરવવાના તથા નિર્દોષ બાળકને રાજમહાલયમાં પાછો પહોંચાડવાના અપરાધથી એ સર્વ જીવતા જાગતા પશુઓ તેમને ફાંસીના લાકડાપર લટકાવવાને તૈયાર થયા ? વાહ ધન્ય છે, તેમના ઇન્સાફને ! ધન્ય છે તેમના રાજ્યતંત્રને ! ધન્ય છે તેમનાં કાળાં કારસ્થાનને ! ”

દીવાનીએ ઉત્તર આપ્યોઃ-“ હા, એ અપરાધથી જ રાજા દીન-વલ્લભસિંહ ફાંસીના લાકડાપર લટકશે અથવા જાલિમ જલ્લાદની તીખી તલ્વારથી મરણને શરણ થશે. સાંઝ થયા પછી ઘણીવાર સુધી સલાહ કરીને તેમણે આવો હુકમ બહાર પાડી દીધો છે. છેસ્ટ સુધીનો સર્વ વૃત્તાંત સાંભળી આવતાં જ મને આવવામાં આટલો બધો વિલંબ થયો છે. તેઓ સઘળા અત્યારે ત્યાં તારી વાતની જ ચર્ચા—”

“ એ વાત તો તેં જણાવી દીધી છે. મને બંદિવાન કરવા માટે તેમણે ઇનામની જાહિરાત બહાર પાડી છે. એ વાત તો તારા મુખેથી આ પહેલાં જ સાંભળી છે. ”

“ એનાથી પણ વિશેષ કારસ્થાન કર્યું છે. ” સંતપ્ત ચિત્તે અને કંપિત કંઠે દીવાની બોલીઃ-“ એનાથી પણ વિશેષ કારસ્થાન કર્યું છે. તને પણ પ્રાણદંડનો હુકમ ફરમાવી દીધો છે. જે કોઇ તારૂં માથું કાપી લાવી આપશે, તેને તે લોકો ઘણા રૂપિયા ઇનામ આપશે. માટે ભાઇ ! તું ન્હાસવા માંડ ! જેમ બને તેમ જલ્દી અહીંથી ન્હાસવા માંડ! ”

પ્રશાન્ત ભાવે કિશોરસિંહે કહ્યુંઃ-“ ગભરાય છે શા માટે દયા-વતી ? તું આટલી બધી ઉતાવળ કેમ કરે છે ? મારે હજી તને અનેક વાતો પૂછવાની બાકી છે. પ્રથમ કહે જોઇએ કે, રણધીરસિંહરાય મ-હાશયના સંબંધમાં એ લોકોએ શો નિશ્ચય કર્યો છે વારૂ ? ”

દીવાનીએ ઉત્તર આપ્યોઃ-“ માણુસ મોકલ્યું છે, રાય મહા-શયની પાસે એ લોકોએ પોતાનું માણુસ મોકલ્યું છે. તેઓ શત્રુગઢ આવીને તેમની સાથે આ કાર્યમાં ભાગ લે, એવો પત્ર પણ લખી મોકલ્યો છે. જો એ પત્ર વાંચીને તેઓ તરતને તરતજ નહિ આવે અથવા તેમના મતમૂજબ ચાલવાને સમ્મત નહિ થાય, તો એ સર્વ લોકો તેમના સદાના શત્રુઓ થઇ પડશે અને તે સાથે તેમનો સર્વ—નાશ કરવામાં પણ પાછા પડશે નહિ, એવી તેમણે સર્વેએ સલાહ કરી છે.”

"મેં પણ પહેલેથી એમજ નક્કી કરી લીધું હતું. બરાબર એમજ બનશે. પરંતુ હવે રાજા દીનવલ્લભસિંહને બચાવવાનો ઉપાય શો છે? ગમે તે રીતે તેમને મારે બચાવવાજ જોઇશે."

ગભરાઇને દીવાની બોલીઃ—"મૂકી દે, કિશોર! મૂકી દે, દીનવલ્લભના ભાગ્યમાં જે કાંઇ લખાયું હશે, તે થઈ રહેશે, તું અત્યારે તારો જીવ બચાવ, તારા જીવનો જેથી કરીને બચાવ થાય, એવો કાંઇક વિચાર કર. નવીન રાજમંડળનો હુકમ એવો સખ્ત બહાર પડયો છે કે, જેથી આવતી કાલે પ્રભાતના પહોરમાં સૂર્યોદય થતાં પહેલાંજ રાજા દીનવલ્લભનું મસ્તક ધડથી વિખૂટું થઇ જશે. પરંતુ કિશોર! હું એક બીજી પણ ત્રાસજનક વાત સાંભળી આવી છું. દીનવલ્લભની કત્લ કરે એવો કોઇ પણ જલ્લાદ એ લોકોને મળતો નથી. પ્રથમ તો તેમણે રાજા દીનવલ્લભને ફાંસીએ લટકાવવાનો વિચાર કર્યો હતો, પરંતુ ફાંસીના કામને પૂર્ણ કરે, એવો કોઇ પણ જલ્લાદ ન મળી આવવાથી એ વિચારને મુલ્તવી રાખી તેની કત્લ કરવાનો નિશ્ચય કર્યો છે. પણ એ નિશ્ચય પણ પાર પડશે કે નહિ, એની પણ હજી શંકાજ છે. કારણ કે, દુર્ગની અંદર જેટલા જલ્લાદો છે, તેમનો કોઇ પણ જલ્લાદ રાજા દીનવલ્લભસિંહનું મસ્તક કાપવા માગતો નથી, તેઓ સર્વ દીનવલ્લભને ઘણોજ ચાહે છે, તેના તરફ ઘણોજ ભક્તિભાવ દર્શાવે છે. કોઇ પણ જલ્લાદ તેનું મસ્તક કાપવાને રાજી થતો નથી. સબૂર સબૂર કિશોર! તું ઉતાવળો ન થા, દીનવલ્લભની રક્ષા માટે ઉતાવળો ન થા. પ્રથમ તારા જીવનની રક્ષાનો ઉપાય કર. વખત વીતવા માંડયો છે, મેં પણ ઘણી ઘણી વાતો કહીને નકામી ઢીલ કરી છે, જે વખત જાય છે, તેમાં એ પાપીઓના આવી ચઢવાની દહેશત રહે છે. ભાઇ! હું અત્યારે મારી નજરે અશુભ દૃસ્ય જોઇ રહી છું. માટે જા, જલ્દી ન્હાસી જા. વિનાકારણ એની સાથે બે જણાના જીવ ખોવાને તું શા માટે તૈયાર થયો છે? જા, ન્હાસી જા, એકદમ રાજપૂતાના ભણી ન્હાસી જા."

ગર્વ કરી કિશોરસિંહે કહ્યુંઃ—"શું? ન્હાસી જાઉં? દીનવલ્લભસિંહને મૂકીને? ઓહ! હું એટલો બધો કાપુરુષ છું! મારા પોતાના જીવની મને એટલી બધી માયા વળગી છે? ના—કદાપિ નહિ. રાજા દીનવલ્લભસિંહને આપદમાં નાખી હું કદાપિ ન્હાસી શકીશ નહિ. તેમને ગમે તે રીતે એ આપદમાંથી બચાવીશ ને બચાવીશજ. જલ્લાદની તલ્વારથી રાજા દીનવલ્લભ જેવા એક ધર્માત્માનું મસ્તક કપાય અને કાગડાં કૂતરાં તેમની કાયાને ફોલી ખાય, એ બધું શું મારી નજરે જોતો બેસી રહું? કાપુરુષની પેઠે સહી લઉં! ના—ના. આજથી

એ કદાપિ બની શકશે નહિ. મારા જીવનું બલિદાન આપીને પણ હું એ પરોપકારી પુરુષને છોડાવીશ. મારા આ શરીરમાં શોણિતનું એક માત્ર બિન્દુ પણ જ્યાં સૂધી અવશિષ્ટ રહેશે, ત્યાં સૂધી હું તેમને બચાવવાની કોશિશ કરીશ. તું પોતેજ તારા મનમાં વિચારી જો જોઇએ કે, બાળકના હરણમાં હું સામેલ હોવા છતાં રાજા દીનવલ્લભે મારૂં નામ સુદ્ધાં એ પાપાત્માઓની પાસે પ્રકટ કર્યું નથી. અહા! કેવું મહત્ત્વ! કેવી ઉદારતા! ઉન્માદિની! એવા પુરુષને માટે કદાચ પંચ પ્રાણનું બલિદાન આપવું પડે તો તેથી પણ શી હાનિ થવાની છે! જીવન તો જવાનુંજ છે, તો પછી એવા એક સાધુ પુરુષના સંરક્ષણાર્થે શા માટે તેને સમર્પિત ન કરવું? કાગડાં કૂતરાંની પેઠે એવા એક ઉદાર પુરુષનું મસ્તક કપાય અને હું ષંઢની પેઠે પલાયન કરી જાઉં? ના. બનેજ નહિ. મારા પ્રાણ બચવાથી હું વિશ્વનું કલ્યાણ કરી શકીશ નહિ, પણ તેમના દ્વારા તો અનેક આત્માઓનું કલ્યાણ થઇ શકશે. રાજા દીનવલ્લભને હું અવસ્યને અવસ્ય બચાવીશ. ઓહ! મને મારા પ્રાણનું કશું પણ પ્રયોજનજ નથી! મેંજ રાજા દીનવલ્લભસિંહને ઉશ્કેરીને એ કાર્યમાં પ્રવૃત્ત કર્યા હતા, હુંજ એ સર્વ દોષોનો કારણભૂત થયો છું, જો એ કાર્યમાં કદાચ પાપ હોય, તો એ પાપ કરનાર પાપી હુંજ છું. શું મારાં એ પાપની સજા હું ન ભોગવતાં રાજા દીનવલ્લભસિંહ ભોગવે? એ ક્યાંનો ન્યાય કહેવાય? ક્યાંનો ઇન્સાફ કહેવાય? મારાથી ઇશ્વરના દરબારમાં એ બદલ શો ઉત્તર આપી શકાય? રાજા દીનવલ્લભની ખાતરજ હું મારો જીવ આપીશ. એ મારા સોબતીને છોડીને હું ન્હાસી જાઉં? ના—ના, દેવિ! મારાથી એમ થઇ શકશે નહિ. એવી કાપુરુષતાનો મને કશો પણ અભ્યાસજ નથી. એવા નીચ કર્મમાં, મારી મતિ ચાલી શકતી નથી, ચાલી શકશે પણ નહિ એમ હું કરીશ નહિ, મને અભ્યાસ નથી. જો કદાચ એમ કરીશ, તો સ્ત્રીઓ પણ મારી ઘૃણા કરશે, મારો તિરસ્કાર કરશે."

"ત્યારે તું શું કરવા માગે છે?" ગભરાઇને વ્યગ્ર સ્વરે દીવાનીએ પૂછ્યું:—"ત્યારે તું શું કરવા માગે છે?"

ગંભીરવદને કિશોરસિંહે ઉત્તર આપ્યો:—"પ્રથમ હું તારા મુખેથી એ વાત સાંભળવા માગું છું અને ત્યાર પછી મારી જે કાંઇ કરવાની ઇચ્છા છે તે તને જણાવું છું. રાજા દીનવલ્લભસિંહના શિરચ્છેદને માટે દુર્ગમાં કેવા પ્રકારનો બંદોબસ્ત થયો છે. દુર્ગનાં માણુસો એ બાબતમાં શી શી વાતો કરે છે? એ શિરચ્છેદને સમયે લોકોનું ટોળું

જોવા માટે એકઠું થશે કે નહિ? તું એ સંબંધમાં જે કાંઇ સાંભળી આવી હોય, તે બધી મને કહી સંભળાવ. એ પરથી હું ક્ષણવારમાં મારા કર્તવ્યનો નિર્ધાર કરી લઇશ. વળી એ સર્વ વાતો સાંભળીને તારા મનમાં જે કાંઇ ઉપાય ઉપજી આવ્યો હોય, તે પણ છુપાવી રાખીશ નહિ. કહે, તને શો ઉપાય પ્રશસ્ત જણાય છે વારૂ?"

દીવાનીએ કહ્યું:—"બંદોબસ્તની વાત કાંઇ તું ધારે છે, તેવી ગંભીર નથી. તને મેં પ્રથમથીજ કહી દીધું છે કે, રાત્રિ વીતી પ્રભાત થતાંની સાથેજ રાજા દીનવલ્લભસિંહનું મસ્તક ધડથી વિખૂટું થઇ જશે. દુર્ગના ચોકની વચ્ચોવચ એક માંચડો તૈયાર કરવામાં આવ્યો છે, મહાલયની અગાસીપરથી એ માંચડાને બધા બરાબર જોઇ શકે તેમ છે. જ્યારે રાજા દીનવલ્લભની કત્લ કરવામાં આવશે, ત્યારે દુર્ગના દરવાજા ખુલ્લા રહેશે, કોઇને પણ પ્રવેશ કરવાની મના કરવામાં આવશે નહિ. નાના, મોટા, જાણીતા, અજાણ્યા આદિ સર્વને પ્રવેશ કરવા દેવામાં આવશે, સૂર્યદેવ ઉગતાંની સાથેજ રાજા દીનવલ્લભ જલ્લાદની તલ્વારથી જીવન ગુમાવશે. નવીન રાજપુરુષોએ જાહિર કર્યું છે કે, જે કોઇ મનુષ્યની આ નિષ્ઠુર કાંડ જોવાની ઇચ્છા હોય, તેમણે સર્વેએ તે સ્થળે આવી હાજર થવું, પરંતુ કોઇ પણ પ્રકારે, કાંઇ પણ વિશ્વાસઘાતકતા પ્રકટ થશે, તો ગમે તે મનુષ્ય કેમ નથી હોતું, તેનો પણ આવીજ ઘાતકી રીતે જીવ જશે." કિશોરસિંહ! એ સર્વ નવીન રાજપુરુષોની આ દૃઢ પ્રતિજ્ઞા છે, પ્રાણ જતાં સુધી પણ તેઓએ પ્રતિજ્ઞાથી ચલાયમાન થાય તેમ નથી."

આ સર્વ વાર્તાઓ સાંભળીને કિશોરસિંહના વદનપર જાણે એક પ્રકારનો નૂતન ઉત્સાહ ઉભરાઇ આવ્યો, તેણે ઉત્સાહિત સ્વરે દીવાનીને પૂછ્યું કે:—"જલ્લાદના સંબંધમાં થોડીવાર પહેલાં તું મને શું કહેતી હતી? શું જલ્લાદોમાંનો કોઇ પણ જલ્લાદ આ ઘોર ઘાતકી કર્મ કરવાને રાજી નથી થતો ખરૂં ને વારૂ? દરેક જલ્લાદ રાજા દીનવલ્લભનો ઘાત કરવાની નાખુશી દેખાડે છે, કેમ, એમજ ને?"

દીવાનીએ જવાબ આપ્યો:—"હા, ઘણે ભાગે એવીજ વાત હું સાંભળી આવી છું, પરંતુ એથી શું કાંઇ રાજાના ઘાતનું કાર્ય અટકી પડશે? દુનિયામાં રૂપિયાનો લોભ, સહુથી મોટો લોભ ગણાય છે. અવશ્ય કોઇને કોઇ એક પાપિષ્ટ પુરુષ એ લોભને આધીન થઇને આજે રાત્રે ને રાત્રેજ રાજાનો વધ કરવા માટે આવી હાજર થઇ જશે. સારા અથવા નઠારા ગમે તેવા કામમાં કોઇના વિના કોઇને અટકી પડતું નથી.

